# (૧૪) ઇબ્રાહીમ

## પરિચય

**નામ :**

આયત ૩૫ના વાક્ય 'વઇઝ કાલ ઇબ્રાહીમુ રબ્બિજ્અલ્' ઉપરથી લેવામાં આવ્યું છે. આ નામનો અર્થ એ નથી કે આ સૂરઃમાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની આત્મકથાનું વર્ણન થયું છે, બલ્કે મોટા ભાગની સૂરઃઓની જેમ આ સૂરઃનું નામ પણ ઓળખની જ ગરજ સારે છે, અર્થાત્ એ સૂરઃ જેમાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.)નો ઉલ્લેખ થયો છે.

**ઉતરાણકાળ :**

સામાન્ય વર્ણનશૈલી મક્કી યુગના છેલ્લા તબક્કાની સૂરઃઓ જેવી છે. સૂરઃ રઅ્દ જે ઝમાનામાં ઊતરી છે તેની નજીકના જ ઝમાનામાં આનું પણ ઉતરાણ થયું હોવું જોઈએ. આયત-૧૩ના શબ્દો ''વ કાલલ્લઝીન કફરૂ લિરુસુલિહિમ્ લ-નુખ્રિજન્નકુમ મિન્ અર્ઝિના અવ્ લ-તઊદુન્ન ફી મિલ્લતિના'' (ઇન્કાર કરનારાઓએ પોતાના રસૂલોને કહ્યું કે કાં તો તમારે અમારી મિલ્લત (પંથ)માં પાછા આવવું પડશે નહીં તો અમે તમને પોતાના દેશની બહાર કાઢી મૂકીશું.) સ્પષ્ટપણે એ સંકેત આપે છે કે મક્કામાં તે વખતે મુસલમાનો ઉપર અત્યાચાર અને ત્રાસ તેની ચરમ સીમાએ પહોંચી ગયા હતા અને મક્કાવાસીઓ અગાઉની કાફિર કોમોની જેમ પોતાની ત્યાંના ઈમાનવાળાઓને શહેરમાંથી બહાર કાઢી મૂકવા કટિબદ્ધ થઈ ગયા હતા. આથી જ તેમને એ ધમકી સંભળાવવામાં આવી, જે તેમના જ જેવું વલણ અપનાવનારી અગાઉની કોમોને આપવામાં આવી હતી કે ''અમે ઝુલ્મીઓનો નાશ કરીને જ રહીશું'' અને ઈમાનવાળાઓને એ જ સાંત્વના આપવામાં આવી, જે તેમના પુરોગામીઓને આપવામાં આવતી રહી છે કે ''અમે આ ઝુલ્મીઓને ખતમ કર્યા પછી જ તમને આ ભૂમિમાં વસવાટ કરાવીશું)''.

આવી જ રીતે અંતિમ આયતોની શૈલી પણ એ જ દર્શાવે છે કે આ સૂરઃ મક્કી યુગના છેલ્લા તબક્કા સાથે સંબંધિત છે.

**કેન્દ્રીય વિષય અને ઉદ્દેશ્ય :**

જે લોકો પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની રિસાલત (ઇશદૂતત્વ)ને માનવાનો ઇન્કાર કરી રહ્યા હતા અને આપ (સલ્લ.)ના પ્રચારને



નિષ્ફળ બનાવવા માટે ખરાબમાં ખરાબ દરેક યુક્તિઓ અજમાવી રહ્યા હતા, તેમને ઉપદેશ અને ચેતવણી. પરંતુ ઉપદેશની સરખામણીમાં આ સૂરઃમાં ચેતવણી અને શાપ એટલે કે ધમકીની શૈલી વધુ ધારદાર છે, કારણ કે પહેલાંની સૂરઃઓમાં સમજાવવાનો હક સુયોગ્ય રીતે અદા કરવામાં આવી ચૂક્યો હતો તેમ છતાં કુરૈશના કાફિરોનો હઠાગ્રહ, દુશ્મનાવટ, પ્રતિકાર, શરારત અને ઝુલમ તથા અત્યાચારમાં રોજ-બ-રોજ વધારો થઈ રહ્યો હતો.

# (૧૪) સૂરઃ ઈબ્રાહીમ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૭ • આયતો : ૫૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. અલિફ-લામ-રા. હે મુહમ્મદ ! આ એક ગ્રંથ છે જેને અમે તમારા ઉપર અવતરિત કર્યો છે જેથી તમે લોકોને અંધકારમાંથી કાઢી પ્રકાશમાં લાવો, તેમના રબ (માલિક અને પાલનહાર)ની સદ્‌ પ્રેરણાથી, તે અલ્લાહના માર્ગ ઉપર જે પ્રભુત્વશાળી અને સ્વયં પ્રશંસાપાત્ર છે

૨. અને ધરતી અને આકાશોની તમામ વસ્તુઓનો માલિક છે. અને કઠોર વિનાશકારી સજા છે સત્યના સ્વીકારથી ઇન્કાર કરનારાઓ માટે

૩. જેઓ દુનિયાની જિંદગીને આખિરત (પરલોક) ઉપર પસંદગી આપે છે, જેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકી રહ્યા છે અને ઇચ્છે છે કે આ માર્ગ (તેમની ઇચ્છાઓ અનુસાર) વાંકો થઈ જાય. આ લોકો પથભ્રષ્ટતામાં ઘણે દૂર નીકળી ગયા છે.

૪. અમે પોતાનો સંદેશ આપવા માટે જ્યારે પણ કોઈ રસૂલ (પયગંબર) મોકલ્યો છે, તેણે પોતાની કોમની ભાષામાં જ સંદેશ આપ્યો છે જેથી તે તેમને સારી રીતે સ્પષ્ટતાપૂર્વક વાત સમજાવે, પછી અલ્લાહ જેને ચાહે છે ભટકાવી દે છે અને જેને ચાહે છે માર્ગદર્શન પ્રદાન કરે છે, તે સર્વોપરી અને તત્ત્વદર્શી છે.

૫. અમે આનાથી પહેલાં મૂસાને પણ પોતાની નિશાનીઓ સાથે મોકલી ચૂક્યા છીએ. તેને પણ અમે આદેશ આપ્યો હતો કે પોતાની કોમને અંધકારમાંથી કાઢીને પ્રકાશમાં લાવો અને તેમને ઇલાહી (ઈશ્વરીય) ઇતિહાસના* બોધપ્રદ કિસ્સાઓ સંભળાવીને શિખામણ આપો. આ કિસ્સાઓમાં મોટી નિશાનીઓ છે તે દરેક મનુષ્ય માટે જે ધૈર્ય રાખનાર અને આભાર માનનાર હોય.

૬. યાદ કરો જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું, ''અલ્લાહના તે ઉપકારને યાદ રાખો જે તેણે તમારા ઉપર કર્યો છે, તેણે તમને ફિરઓન વાળાઓથી છોડાવ્યા જે તમને સખત તકલીફો આપતા હતા, તમારા પુત્રોને મારી નાખતા હતા અને તમારી પુત્રીઓને જીવતી રહેવા દેતા હતા, તેમાં તમારા રબ તરફથી તમારી મોટી પરીક્ષા હતી. (રુકૂઅ-૧)

૭. અને યાદ રાખો, તમારા રબે ચેતવી દીધા હતા કે જો આભારી બનશો તો હું તમને હજું ખૂબ વધારે પ્રદાન કરીશ અને જો નગૂણતો

* અહીં 'અય્યામિલ્લાહ' શબ્દ પ્રયુક્ત થયો છે. 'અય્યામ' શબ્દ અરબી ભાષામાં પરિભાષાના રૂપે યાદગાર ઐતિહાસિક ઘટનાઓ માટે બોલવામાં આવે છે. 'અય્યામુલ્લાહ'થી અભિપ્રેત માનવ ઇતિહાસના તે મહત્ત્વપૂર્ણ અધ્યાય છે જેમાં અલ્લાહે તત્કાલિન જાતિઓ, કોમો અને મોટા-મોટા વ્યક્તિઓને તેમના કર્મો અનુસાર બદલો કે સજા આપી છે.



(કૃપાઓ)નો ઇન્કાર કરશો તો મારી સજા ઘણી સખત છે.''

૮. અને મૂસાએ કહ્યું, ''જો તમે કુફ્ર (ઇન્કાર) કરો અને ધરતીના બધા જ રહેવાસીઓ પણ કાફિર (ઇન્કાર કરવાવાળા) થઈ જાય તો અલ્લાહ બેનિયાઝ (નિસ્પૃહ, અનપેક્ષિત છે અર્થાત્ તેને કોઈની જરૂર નથી) અને પોતાની જાતમાં સ્વયં પ્રશંસાપાત્ર છે.''

૯. શું તમને તે કોમોના સમાચાર નથી પહોંચ્યા જેઓ તમારા અગાઉ થઈ ચૂકી છે ? નૂહની કોમ, આદ, સમૂદ અને તેમના પછી આવનારી અનેક કોમો જેમની ગણત્રી અલ્લાહને જ ખબર છે ? તેમના રસૂલ જ્યારે તેમના પાસે ચોખ્ખી વાતો અને સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા તો તેમણે પોતાના મોંઢામાં હાથ નાખી દીધા અને કહ્યું, ''જે સંદેશ સાથે તમે મોકલવામાં આવ્યા છો, અમે તેને નથી માનતા અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવો છો, તેના વિષે અમે ભારે મુંઝવનારી શંકામાં પડેલા છીએ.''

૧૦. તેમના રસૂલોએ કહ્યું, ''શું અલ્લાહ વિષે શંકા છે જે આકાશો અને ધરતીનો સર્જક છે ? તે તમને બોલાવી રહ્યો છે જેથી તમારી ભૂલો માફ કરે અને તમને એક નિશ્ચિત સમય સુધી મહેતલ આપે.'' તેમણે જવાબ આપ્યો, ''તમે કંઈ જ નથી બલ્કે એવા જ મનુષ્ય જેવા અમે છીએ. તમે અમને તે હસ્તીઓની બંદગીથી રોકવા માગો છો જેમની બંદગી બાપ-દાદાના જમાનાથી થતી આવી છે. ભલે, તો લાવો કંઈ સ્પષ્ટ સનંદ.''

૧૧. તેમના રસૂલોએ તેમને કહ્યું, ''હકીકતમાં અમે કશું નથી બલ્કે તમારા જ જેવા મનુષ્યો. પરંતુ અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેને ચાહે છે પ્રદાન કરે છે અને આ અમારા અધિકારમાં નથી કે તમને કોઈ સનંદ લાવીને આપીએ. સનંદ તો અલ્લાહના જ આદેશથી આવી શકે છે અને ઈમાનવાળાઓએ અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ.

૧૨. અને અમે કેમ અલ્લાહ ઉપર ભરોસો ન કરીએ, જ્યારે કે અમારા જીવનના માર્ગોમાં તેણે અમારું માર્ગદર્શન કર્યું છે ? જે પીડાઓ તમે અમને આપી રહ્યા છો તે બદલ અમે ધૈર્ય રાખીશું, અને ભરોસો કરનારાઓનો ભરોસો અલ્લાહ ઉપર જ હોવો જોઈએ. (રુકૂઅ-૨)

૧૩. છેવટે ઇન્કાર કરનારાઓએ પોતાના રસૂલોને કહી દીધું, ''કાં તો તમારે અમારી મિલ્લત (પંથ)માં પાછા આવવું પડશે, નહીં તો અમે તમને અમારા દેશમાંથી કાઢી મૂકીશું.'' ત્યારે તેમના રબે તેમના ઉપર વહી

મોકલી કે, ''અમે આ અત્યાચારીઓને નષ્ટ કરી દઈશું

૧૪. અને તેમના પછી તમને ધરતીમાં આબાદ કરીશું. આ ઇનામ છે તેનું, જે મારા સામે જવાબ આપવાનો ભય રાખતો હોય અને જે મારી ધમકીથી ડરતો હોય.''

૧૫. તેમણે ફેંસલો માગ્યો હતો (તો આ રીતે તેમનો ફેંસલો થયો) અને દરેક અત્યાચારી, સત્યનો દુશ્મન પરાજિત થયો,

૧૬. ત્યાર પછી આગળ તેના માટે જહન્નમ છે. ત્યાં તેને પરુ સાથે ભળેલાં લોહી જેવું પાણી પીવા માટે આપવામાં આવશે જેને તે જબરજસ્તીથી ગળાથી ઉતારવાની કોશિશ કરશે

૧૭. અને મુશ્કેલીથી જ ઉતારી શકશે. મૃત્યુ ચોમેરથી તેના ઉપર છવાયેલું રહેશે, પરંતુ તે મરી નહીં શકે અને આગળ એક સખત યાતના તેના જીવને લાગેલી રહેશે.

૧૮. જે લોકોએ પોતાના રબ સાથે કુફ્ર (ઇન્કાર) કરેલ છે તેમના કર્મોનું ઉદાહરણ તે રાખ જેવું છે જેને એક તોફાની દિવસની આંધીએ ઉડાવી દીધી હોય. તેઓ પોતાના કરેલા કર્મોનું કોઈ ફળ પામી શકશે નહીં. આ જ ખૂબ પરમ્ કોટિની પથભ્રષ્ટતા છે.

૧૯. શું તમે જોતા નથી કે અલ્લાહે આકાશો અને ધરતીના સર્જનને સત્ય ઉપર સ્થાપિત કરેલ છે ? તે ઇચ્છે તો તમને લોકોને લઈ જાય અને એક નવી સૃષ્ટિ તમારી જગ્યાએ લઈ આવે.

૨૦. આવું કરવું તેના માટે સહેજ પણ મુશ્કેલ નથી.

૨૧. અને આ લોકો જ્યારે એકઠા થઈ અલ્લાહ સમક્ષ ખુલ્લા પડશે તો તે વખતે તેમનામાંથી જેઓ દુનિયામાં નબળા હતા, તેઓ તે લોકોને જેઓ મોટા બનેલા હતા, કહેશે, ''દુનિયામાં અમે તમારા આધીન હતા, હવે શું તમે અમને અલ્લાહની યાતનાથી બચાવવા માટે પણ કંઈ કરી શકો છો ?'' તેઓ જવાબ આપશે, ''જો અલ્લાહે અમને મુક્તિનો કોઈ માર્ગ બતાવ્યો હોત તો અમે જરૂર તમને બતાવી દેતા. હવે તો સરખું છે, ચાહે અમે કલ્પાંત કરીએ કે ધૈર્ય રાખીએ, કોઈ પણ સંજોગોમાં અમારા બચવાનો કોઈ માર્ગ નથી.'' (રુકૂઅ-૩)

૨૨. અને જ્યારે ચુકાદો આપી દેવામાં આવશે ત્યારે શેતાન કહેશે, ''સાચું તો એ છે કે અલ્લાહે જે વાયદા તમારા સાથે કર્યા હતા તે બધા જ સાચા હતા અને મેં જેટલા વાયદા કર્યા, તેમાંથી કોઈ પણ પૂરો ન કર્યો. મારું તમારા ઉપર કોઈ જોર તો હતું નહીં, મેં આના સિવાય કંઈ કર્યું



નથી કે પોતાના માર્ગ તરફ તમને બોલાવ્યા અને તમે મારા આમંત્રણનો સ્વીકાર કર્યો. હવે મારી નિંદા ન કરો, પોતાની જ નિંદા કરો. અહીં ન હું તમારી ફરિયાદ સાંભળી શકું છું અને ન તો તમે મારી. આના પહેલાં જે તમે મને ખુદાઈ (ઈશ્વરત્વ)માં ભાગીદાર બનાવી રાખ્યો હતો, હું તેની જવાબદારીથી મુક્ત છું, આવા અત્યાચારીઓ માટે તો પીડાકારી સજા નિશ્ચિત છે.''

૨૩. આનાથી વિપરિત જે લોકો દુનિયામાં ઈમાન લાવ્યા છે અને જેમણે સદ્‌કાર્યો કર્યા છે, તેઓ એવા બાગોમાં દાખલ કરવામાં આવશે જેના નીચે નહેરો વહેતી હશે. ત્યાં તેઓ પોતાના રબ (પ્રભુ)ના હુકમથી હંમેશાં રહેશે અને ત્યાં તેમનું સ્વાગત 'સલામતીની મુબારકબાદ'થી થશે.

૨૪. શું તમે જોતા નથી કે અલ્લાહે 'કલિમએ તૈયિબહ' (પવિત્ર વાત)ને કઈ વસ્તુ સાથે સરખાવેલ છે ? આનું ઉદાહરણ એવું છે કે એક ઉચ્ચ પ્રકારનું વૃક્ષ જેના મૂળ જમીનમાં ઊંડે સુધી જામેલા છે અને શાખાઓ આકાશ સુધી પહોંચેલી છે.

૨૫. પ્રત્યેક ક્ષણે તે પોતાના રબના હુકમથી પોતાના ફળ આપી રહ્યું છે. આ ઉદાહરણો અલ્લાહ એટલા માટે આપે છે કે લોકો તેનાથી બોધ પ્રાપ્ત કરે.

૨૬. અને 'કલિમએ ખબીસા' (અપવિત્ર વાત)નું ઉદાહરણ તે ખરાબ પ્રકારના વૃક્ષ જેવું છે જે જમીનમાંથી ઉખાડીને ફેંકી દેવામાં આવે છે, તેના માટે કોઈ સ્થાયિત્વ નથી.

૨૭. અલ્લાહ ઉપર ઈમાન લાવનારાઓને અલ્લાહ એક પાક (પવિત્ર) અને પ્રમાણિત વચનના આધારે, આલોક (દુનિયા) અને પરલોક (આખિરત) બંનેમાં દૃઢતા પ્રદાન કરે છે, અને અત્યાચારીઓને અલ્લાહ ભટકાવી દે છે. અલ્લાહને અધિકાર છે જે ચાહે કરે. (રુકૂઅ-૪)

૨૮. તમે જોયા તે લોકોને જેમણે અલ્લાહની નેઅ્‌મત (કૃપા) મેળવી અને તેને અપકાર વડે બદલી નાખી અને (પોતાના સાથે) પોતાની કોમને પણ વિનાશના ઘરમાં ઝોકી દીધી —

૨૯. અર્થાત્ જહન્નમ (નર્ક), જેમાં તેઓ બાળવામાં આવશે અને તે સૌથી ખરાબ ઠેકાણું છે —

૩૦. અને અલ્લાહના કેટલાક સમોવડિયા ઘડી કાઢ્યા જેથી તેઓ તેમને અલ્લાહના માર્ગથી ભટકાવી દે ? એમને કહો : ભલે, મજા કરી લો, છેવટે તમારે પાછા ફરીને જવું તો દોઝખ (નર્ક)માં જ છે.

૩૧. હે પયગંબર ! મારા જે બંદાઓ ઈમાન લાવ્યા છે તેમને કહી દો કે નમાઝ કાયમ કરે અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી જાહેર

અને ખાનગીમાં (સન્માર્ગમાં) ખર્ચ કરે અને તે પહેલાં કે તે દિવસ આવે જેમાં ન ખરીદ-વેચાણ થશે અને ન મિત્રતા જ થઈ શકશે.

૩૨. અલ્લાહ તે જ તો છે જેણે ધરતી અને આકાશોનું સર્જન કર્યું અને આકાશમાંથી પાણી વરસાવ્યું, પછી તેના વડે તમારી આજીવિકા માટે વિવિધ પ્રકારના ફળો પેદા કર્યા, જેણે નૌકાને તમારા માટે આધીન કરી કે સમુદ્રમાં તેના આદેશથી ચાલે અને નદીઓને તમારા માટે સાધી.

૩૩. જેણે સૂર્ય અને ચંદ્રને તમારા માટે વશમાં કર્યા કે અવિરત ચાલી રહ્યા છે અને રાત અને દિવસને તમારા માટે કામે લગાડ્યા.

૩૪. જેણે તમને તે બધું જ આપ્યું જે તમે માગ્યું. જો તમે અલ્લાહની નેઅ્મતો (કૃપાઓ)ની ગણત્રી કરવા ચાહો તો નથી ગણી શકતા. હકીકત તો એ છે કે મનુષ્ય મોટો અન્યાયી અને અપકારી છે. (રૂકૂઅ-૫)

૩૫. યાદ કરો તે સમય જ્યારે ઇબ્રાહીમે દુઆ કરી હતી, ''પાલનહાર ! આ શહેર (અર્થાત્ મક્કા)ને શાંતિનું શહેર બનાવ અને મને તથા મારી સંતાનને મૂર્તિપૂજાથી બચાવ.

૩૬. પાલનહાર ! આ મૂર્તિઓએ અનેકોને પથભ્રષ્ટ કર્યા છે (શક્ય છે કે મારી સંતાનને પણ આ પથભ્રષ્ટ કરી દે, એટલા માટે તેમનામાંથી) જે મારા માર્ગ ઉપર ચાલે, તે મારો છે અને જે મારાથી વિપરીત માર્ગ અપનાવે તો નિશ્ચય જ તું માફ કરનાર અને દયાળુ છે.

૩૭. પાલનહાર ! મેં એક નિર્જળ અને બિન-ખેડાણ ખીણમાં પોતાની સંતાનમાંથી એક હિસ્સાને તારા પ્રતિષ્ઠિત ઘર (કા'બા) પાસે લાવીને વસાવ્યા છે. પાલનહાર ! આવું મેં એટલા માટે કર્યું છે કે આ લોકો અહીં નમાઝ કાયમ કરે, તેથી તું લોકોના હૃદયોને તેમના મોહિત બનાવ અને તેમને ખાવા માટે ફળો આપ, કદાચ આ લોકો કૃતજ્ઞ બને.

૩૮. પાલનહાર ! તું જાણે છે જે કંઈ અમે છુપાવીએ છીએ અને જે કંઈ જાહેર કરીએ છીએ. — અને નિઃશંક અલ્લાહથી કંઈ પણ છુપાયેલું નથી, ન ધરતીમાં, ન આકાશોમાં —

૩૯. ખૂબ આભાર છે તે અલ્લાહનો જેણે મને આ વૃદ્ધત્વમાં ઇસ્માઈલ અને ઇસ્હાક જેવા દીકરાઓ આપ્યા, સાચું તો એ છે કે મારો રબ પ્રાર્થના જરૂર સાંભળે છે.



૪૦. હે મારા પાલનહાર ! મને નમાઝ કાયમ કરવાવાળો બનાવ અને મારી સંતાનમાંથી પણ (એવા લોકો ઉઠાવ, જેઓ આ કામ કરે). પાલનહાર ! મારી દુઆ કબૂલ કર.

૪૧. પાલનહાર ! મને અને મારા માતા-પિતાને અને સૌ ઈમાન લાવનારાઓને તે દિવસે માફ કરી દેજે જ્યારે હિસાબ લેવામાં આવશે.''(રૂકૂઅ-૬)

૪૨. હવે આ જાલિમ લોકો જે કંઈ કરી રહ્યા છે, તમે અલ્લાહને તેનાથી બેખબર ન સમજો. અલ્લાહ તો તેમને ટાળી રહ્યો છે, તે દિવસ માટે જ્યારે હાલત એ હશે કે આંખો ફાટેલી-ને-ફાટેલી રહી ગઈ છે.

૪૩. માથું ઊંચું કરી ભાગતા જઈ રહ્યા છે, નજરો ઉપર ચોંટેલી છે અને હૃદયો ઊડી જઈ રહ્યા છે.

૪૪. હે પયગંબર ! તે દિવસથી તમે તેમને ડરાવી દો જ્યારે યાતના તેમને આવીને પકડશે. તે વખતે આ જાલિમો કહેશે કે, ''હે અમારા રબ ! અમને થોડી વધુ મહેતલ આપી દે, અમે તારા સંદેશને સ્વીકારીશું અને રસૂલો (ઈશદૂતો)નું અનુસરણ કરીશું.'' (પરંતુ તેમને ચોખ્ખો જવાબ આપી દેવામાં આવશે કે) ''શું તમે તે જ લોકો નથી જેઓ આ અગાઉ સોગંદ ખાઈ-ખાઈને કહેતા હતા કે અમારું પતન તો ક્યારેય થવાનું જ નથી ?

૪૫. જો કે તમે તે કોમોની વસ્તીઓમાં રહી ચૂક્યા હતા જેમણે પોતાના ઉપર પોતે જ જુલ્મ કર્યો હતો અને જોઈ ચૂક્યા હતા કે અમે તેમના સાથે શું વર્તન કર્યું અને તેમના ઉદાહરણો આપી-આપીને અમે તમને સમજાવી પણ ચૂક્યા હતા.

૪૬. તેમણે તેમની બધી જ ચાલો ચાલી જોઈ, પરંતુ તેમની દરેક ચાલનો તોડ અલ્લાહ પાસે હતો, જો કે તેમની ચાલો એવી ભયંકર હતી કે પર્વતો તેમનાથી ખસી જાય.''

૪૭. પછી હે પયગંબર ! તમે કદાપિ એવું ન વિચારો કે અલ્લાહ ક્યારેય પોતાના રસૂલો (ઈશદૂતો) સાથે કરેલા વાયદાઓ વિરૂદ્ધ વર્તશે. અલ્લાહ અપાર શક્તિશાળી છે અને બદલો લેનાર છે.

૪૮. ડરાવો એમને તે દિવસથી જ્યારે ધરતી અને આકાશોને બદલીને કંઈના કંઈ બનાવી નાખવામાં આવશે અને બધા જ એક અને સર્વશક્તિશાળી અલ્લાહ સમક્ષ ખુલ્લા હાજર થઈ જશે.

૪૯. તે દિવસે તમે ગુનેગારોને જોશો કે સાંકળોમાં હાથ-પગ જકડાયેલા હશે,

૫૦. ડામરના વસ્ત્રો પહેરેલા હશે અને આગની જ્વાળાઓ તેમના ચહેરાઓ ઉપર છવાઈ રહી હશે.

૫૧. આવું એટલા માટે થશે કે અલ્લાહ દરેક વ્યક્તિને તેના કર્મોનો બદલો આપે. અલ્લાહને હિસાબ લેતાં કંઈ વાર નથી લાગતી.

૫૨. આ એક સંદેશ છે સમગ્ર માનવ-જાત માટે, અને એટલા માટે આ મોકલવામાં આવેલ છે કે તેમને આના દ્વારા ચેતવી દેવામાં આવે અને તેઓ જાણી લે કે હકીકતમાં અલ્લાહ બસ એક જ છે અને જે લોકો બુદ્ધિ રાખે છે, તેઓ ભાનમાં આવી જાય.(રુકૂઅ-૭)



# (૧૫) અલ-હિજ્ર

## પરિચય

**નામ :**

આયત-૮૦માં 'હિજ્ર' શબ્દ આવ્યો છે જેના ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષય અને વર્ણનશૈલી પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ સૂરઃનો ઉતરાણકાળ સૂરઃ ઇબ્રાહીમના ઉતરાણકાળના નજીક જ છે. આ પશ્ચાદ્ભૂમિમાં બે વસ્તુઓ અત્યંત સ્પષ્ટપણે તરી આવે છે :

(૧) પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પ્રચાર કાર્ય કરતાં ઘણો લાંબો સમય પસાર થઈ ચૂક્યો છે, જ્યારે સંબોધિત કોમનો સતત હઠાગ્રહ, ઠઠ્ઠા-મશ્કરી, અવરોધ અને અત્યાચાર હદ વટાવી ચૂક્યાં છે, આથી હવે શિખામણનો પ્રસંગ ઓછો અને ચેતવણી અને ડરાવવાનો પ્રસંગ વધારે છે.

(૨) પયગંબર (સલ્લ.) પોતાની કોમના કુફ્ર, ઇન્કાર અને અવરોધના પર્વતોને તોડતા-તોડતા થાકતાં જઈ રહ્યાં છે અને આપ વારંવાર નિરાશ થઈ જાય છે, જેને જોઈ અલ્લાહતઆલા આપ (સલ્લ.)ને સાંત્વના અને હિંમત આપી રહ્યો છે.

**કેન્દ્રીય વિચાર અને વિષય :**

આ સૂરઃમાં ઉપરોક્ત બે જ વિષયો વર્ણવવામાં આવ્યા છે, અર્થાત્ તે લોકોને ચેતવણી, જેઓ નબી (સલ્લ.)ના સંદેશ-પ્રચારનો ઇન્કાર કરી રહ્યા હતાં અને આપની ઠેકડી ઉડાવીને આપ (સલ્લ.)ના કામમાં જાત-જાતના અવરોધો ઊભા કરતા હતા તથા આપ (સલ્લ.)ને સાંત્વના અને પ્રોત્સાહન. પરંતુ આનો અર્થ એ નથી કે આ સૂરઃમાં શિખામણ અને ઉપદેશ નથી. કુર્આનમાં અલ્લાહતઆલાએ કોઈ પણ સ્થળે માત્ર ચેતવણી અથવા ફક્ત ધમકી નથી આપ્યા. ગંભીરમાં ગંભીર ધમકીઓ વચ્ચે પણ તે શિખામણ અને ઉપદેશ કરવામાં કમી નથી કરતો. આથી જ આ સૂરઃમાં પણ એક બાજુ તૌહીદની દલીલો તરફ સંક્ષિપ્ત સંકેત કરવામાં આવ્યો છે અને બીજી તરફ આદમ અને ઇબ્લીસ (શૈતાન)નો કિસ્સો સંભળાવીને બોધ આપવામાં આવ્યો છે.

# (૧૫) સૂરઃ અલ-હિજ્ર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૯૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-રા. આ આયતો છે અલ્લાહના ગ્રંથ અને સ્પષ્ટ કુર્આનની.

૨. **અશક્ય નથી કે એક સમય તે આવી જાય જ્યારે તે જ લોકો જેમણે** આજે (ઈસ્લામના સંદેશને સ્વીકારવાનો) ઈન્કાર કરી દીધો છે, પસ્તાવો કરી-કરીને કહેશે કે કદાચ અમે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દીધું હોત !

૩. છોડો એમને ખાય-પીએ, મજા કરે અને ગફલતમાં નાખી રાખે એમને જૂઠી આશા. ખૂબ જલ્દી જ તેમને ખબર પડી જશે.

૪. અમે આ અગાઉ જે વસ્તીને પણ નષ્ટ કરી છે તેના માટે કામ કરવાની એક ચોક્કસ મુદ્દત લખી દેવામાં આવી હતી.

૫. કોઈ કોમ ન તો પોતાના નિશ્ચિત સમય પહેલાં નષ્ટ થઈ શકે છે, ન તો તેના પછી બચી શકે છે.

૬. આ લોકો કહે છે, ''હે તે મનુષ્ય, જેના ( પર આ ઝિક્ર (ઝિક્ર એ કુર્આનનો પારિભાષિક શબ્દ છે, જેનો અર્થ ઈશવાણી થાય છે, જે પૂર્ણ રૂપે સદ્દુપદેશ બનીને આવે છે. તેનો વાસ્તવિક અર્થ યાદ દેવડાવવું, ચેતવી દેવું, શિખામણ આપવી થાય છે.) અવતરિત કર્યું છે, ચોક્કસ તું દીવાનો છે.

૭. જો તું સાચો છે તો અમારા સમક્ષ ફરિશ્તાઓ કેમ નથી લઈ આવતો ?''

૮. — અમે ફરિશ્તાઓને આમ જ નથી ઉતારી દેતા. તેઓ જ્યારે ઉતરે છે ત્યારે સત્ય સાથે ઉતરે છે, અને પછી લોકોને મહેતલ આપવામાં નથી આવતી.

૯. રહ્યું આ ઝિક્ર, તો આને અમે ઉતાર્યું છે અને અમે પોતે જ તેના રક્ષક છીએ.

૧૦. હે પયગંબર ! અમે તમારા પહેલાં થઈ ગયેલી ઘણી કોમોમાં રસૂલ મોકલી ચૂક્યા છીએ.

૧૧. ક્યારેય આવું નથી બન્યું કે તેમના પાસે કોઈ રસૂલ આવ્યો હોય અને તેમણે તેની હાંસી ન ઉડાવી હોય.

૧૨. ગુનેગારોના હૃદયોમાં તો અમે આ ઝિક્રને આવી જ રીતે (વાંસની જેમ) પસાર કરીએ છીએ.

૧૩. તેઓ આના ઉપર ઈમાન લાવ્યા નથી કરતા. પ્રાચીન કાળથી જ આવા પ્રકારના લોકોની આ જ રીત ચાલી આવી રહી છે.

૧૪-૧૫. જો અમે તેમના ઉપર આકાશનું કોઈ દ્વાર ખોલી દેતા અને તેઓ ધોળા દિવસે તેમાં ચઢવા પણ લાગતા, તો પણ તેઓ આ જ કહેતા કે અમારી આંખોને ધોખો થઈ રહ્યો છે, બલ્કે અમારા ઉપર જાદુ કરી દેવામાં આવ્યો છે. (રુકૂઅ-૧)

૧૬. આ અમારું જ કામ છે કે આકાશમાં અમે ઘણા મજબૂત કિલ્લાઓ બનાવ્યા, તેને જોવાવાળાઓ માટે (તારાઓ વડે) સુશોભિત કર્યા.



૧૭. અને દરેક તિરસ્કૃત શેતાનથી તેમને સુરક્ષિત કરી દીધા.

૧૮. કોઈ શેતાન તેમાં રસ્તો પામી શકતો નથી, સિવાય કે ગુપચુપ કંઈક સાંભળી લે. અને જ્યારે તે છૂપી રીતે સાંભળવાનો પ્રયત્ન કરે છે તો એક પ્રકાશિત જ્વાળા તેનો પીછો કરે છે.

૧૯-૨૦. અમે ધરતીને ફેલાવી, તેમાં પર્વતો જમાવ્યા, તેમાં દરેક પ્રકારની વનસ્પતિ દરેક રીતે યોગ્ય અને ચોક્કસ પ્રમાણમાં ઉગાડી, અને તેમાં આજીવિકાના સાધનો ઉપલબ્ધ કર્યા, તમારા માટે પણ અને તે અસંખ્ય સજીવો માટે પણ જેમને રોજી પૂરી પાડનારા તમે નથી.

૨૧. કોઈ વસ્તુ એવી નથી જેના ભંડારો અમારા પાસે ન હોય, અને જે વસ્તુને પણ અમે ઉતારીએ છીએ એક નિશ્ચિત માત્રામાં ઉતારીએ છીએ.

૨૨. ફળદાયી હવાઓને અમે જ મોકલીએ છીએ, પછી આકાશમાંથી પાણી વરસાવીએ છીએ, અને એ પાણીથી તમને સંતૃપ્ત કરીએ છીએ. આ દોલતના ભંડારી તમે નથી.

૨૩. જીવન અને મૃત્યુ અમે આપીએ છીએ અને અમે જ બધાના વારસદાર થવાના છીએ.

૨૪. પહેલા જે લોકો તમારામાં થઇ ગયા છે, તેમને પણ અમે જાણી લીધા છે અને પછીથી આવનારાઓ પણ અમારી નજરોમાં છે.

૨૫. નિઃશંક તમારો રબ તે સૌને એકત્ર કરશે, તે તત્ત્વદર્શી પણ છે અને સર્વજ્ઞ પણ. (રુકૂઅ-૨)

૨૬. અમે મનુષ્યને કોહવાયેલી માટીના સૂકા ગારામાંથી બનાવ્યો.

૨૭. અને તેના પહેલા અમે જિન્નાતોને આગની ઝાળમાંથી પેદા કરી ચૂક્યા હતા.

૨૮. પછી યાદ કરો તે પ્રસંગને જ્યારે કે તમારા રબે ફરિશ્તાઓને કહ્યું, ''હું કોહવાયેલી માટીના સૂકા ગારામાંથી એક મનુષ્ય પેદા કરી રહ્યો છું.

૨૯. જ્યારે હું તેને સંપૂર્ણ બનાવી લઉં અને તેમાં પોતાની રૂહથી કંઇક ફૂંકી દઉં તો તમે સૌ તેના આગળ સિજદામાં પડી જજો.''

૩૦. આમ બધા જ ફરિશ્તાઓએ સિજદો કર્યો,

૩૧. સિવાય ઇબ્લીસના કે તેણે સિજદો કરનારાઓને સાથ આપવાનો ઇન્કાર કરી દીધો.

૩૨. રબે પૂછ્યું, ''હે ઇબ્લીસ ! તને શું થયું કે તેં સિજદો કરનારાઓનો સાથ ન આપ્યો ?''

૩૩. તેણે કહ્યું, '' મારું આ કામ નથી કે હું તે મનુષ્યને સિજદો કરૂં જેને તેં

કોહવાયેલી માટીના સૂકા ગારામાંથી પેદા કર્યો છે."

૩૪. રબે કહ્યું, "સારું, તું નીકળી જા અહીંથી, કેમ કે તું ધિક્કાર પામેલો છે,

૩૫. અને હવે બદલાના દિવસ સુધી તારા ઉપર ફિટકાર છે."

૩૬. તેણે કહ્યું, "મારા રબ ! આ જ વાત છે તો પછી મને તે દિવસ સુધી મહેતલ આપ, જ્યારે કે સૌ મનુષ્યો બીજીવાર ઉઠાવવામાં આવશે."

૩૭-૩૮. ફરમાવ્યું, " સારું, તને મહેતલ આપવામાં આવે છે. તે દિવસ સુધી જેનો સમય અમને ખબર છે."

૩૯-૪૦. તે બોલ્યો, " મારા રબ ! જેવી રીતે તેં મને બહેકાવ્યો તેવી જ રીતે હવે હું ધરતી ઉપર તેમના માટે પ્રલોભનો પેદા કરીને તે સૌને બહેકાવી દઈશ, સિવાય તારા તે બંદાઓને, જેમને તેં એમના પૈકી વિશિષ્ટ કરી લીધા હોય."

૪૧. ફરમાવ્યું, " આ માર્ગ છે જે સીધો મારા સુધી પહોંચે છે

૪૨-૪૩. નિઃસંદેહ જે મારા સાચા બંદા છે તેમના ઉપર તારૂ કંઈ ચાલશે નહીં. તારું તો માત્ર તે બહેકી ગયેલા લોકો ઉપર ચાલશે જેઓ તારું અનુસરણ કરે, અને તે સૌના માટે જહન્નમની સજાનો વાયદો છે."

૪૪. આ જહન્નમ (જેનાથી ઇબ્લીસના અનુયાયીઓને ડરાવવામાં આવ્યા છે) તેના સાત દરવાજાઓ છે, દરેક દરવાજા માટે તેમના પૈકી એક ભાગ નિશ્ચિત કરી દેવામાં આવ્યો છે (રૂકૂઅ-૩)

૪૫-૪૬. આનાથી વિપરીત અલ્લાહથી ડરનારા લોકો બાગો અને ઝરણાઓમાં હશે અને તેમને કહેવામાં આવશે કે "દાખલ થઈ જાઓ આમાં સલામતીપૂર્વક, કોઈ પણ જાતનો ભય રાખ્યા વિના."

૪૭. તેમના હૃદયોમાં જે થોડોઘણો પણ દોષ-ખામી અને કપટ હશે તેને અમે કાઢી નાખીશું. તેઓ એક-બીજાના ભાઈ-ભાઈ બનીને સામ-સામે આસનો ઉપર બિરાજશે.

૪૮. ત્યાં તેમને કોઈ પરિશ્રમ કરવાની જરૂર નહીં પડે અને ન તો તેમને ત્યાંથી કાઢવામાં આવશે.

૪૯. હે નબી ! મારા બંદાઓને ખબર આપી દો કે હું ઘણો માફ કરનાર અને દયાળુ છું.

૫૦. પરંતુ એનાં સાથે મારી યાતના પણ અત્યંત પીડાકારી યાતના છે.

૫૧. અને એમને જરા ઇબ્રાહીમના મહેમાનોનો કિસ્સો સંભળાવો.

૫૨. જ્યારે તેઓ આવ્યા તેને ત્યાં અને કહ્યું, " સલામતી થાઓ તમારા ઉપર !" તો તેણે કહ્યું, "અમને તમારાથી ડર લાગે છે."

૫૩. તેમણે જવાબ આપ્યો, "ડરો નહીં, અમે તમને એક ખૂબ સમજુ દીકરાની ખુશખબર આપીએ છીએ."

૫૪. ઇબ્રાહીમે કહ્યું, " શું તમે આ વૃદ્ધત્વમાં મને સંતાનની શુભ-સૂચના આપો છો ? થોડું વિચારો તો ખરા, આ કેવી શુભ સૂચના તમે મને આપી રહ્યા છો ?"



૫૫. તેમણે જવાબ આપ્યો "અમે તમને સાચી શુભ-સૂચના આપી રહ્યા છીએ, તમે નિરાશ ન થાઓ."

૫૬. ઇબ્રાહીમે કહ્યું, "પોતાના રબની કૃપાથી નિરાશ તો પથભ્રષ્ટ લોકો જ થતા હોય છે."

૫૭. પછી ઇબ્રાહીમે પૂછ્યું, "હે અલ્લાહના મોકલેલાઓ ! તે અભિયાન શું છે જેના માટે આપ લોકો અહીં પધાર્યા છો ?

૫૮. "તેઓ બોલ્યા, "અમે એક ગુનેગાર કોમ તરફ મોકલવામાં આવ્યા છીએ.

૫૯-૬૦. કેવળ લૂતના કુટુંબીજનો તેમાં અપવાદ છે, તે બધાને અમે બચાવી લઈશું, સિવાય તેની પત્નીના જેના માટે (અલ્લાહ ફરમાવે છે કે ) અમે નિર્મિત કરી દીધું છે કે તે પાછળ રહી જનારાઓમાં સામેલ રહેશે."(રૂકૂઅ-૪)

૬૧-૬૨. પછી જ્યારે આ ફરિશ્તાઓ લૂતને ત્યાં પહોંચ્યા તો તેણે કહ્યું, "તમે લોકો અજાણ્યા લાગો છો."

૬૩. તેમણે જવાબ આપ્યો, "નહીં, બલ્કે અમે તે જ વસ્તુ લઈને આવ્યા છીએ જેના આવવા વિષે આ લોકો શંકા કરી રહ્યા હતા.

૬૪. અમે તમને સાચું કહીએ છીએ કે અમે સત્યની સાથે તમારા પાસે આવ્યા છીએ,

૬૫. આથી હવે તમે થોડી રાત બાકી હોય ત્યારે પોતાના કુટુંબીજનોને લઈને નીકળી જાઓ અને પોતે તેમના પાછળ-પાછળ ચાલો. તમારામાંથી કોઈ પાછળ ફરીને ન જુએ.

૬૬. બસ, સીધા ચાલ્યા જાઓ, જે તરફ જવાનો તમને આદેશ આપવામાં આવી રહ્યો છે." અને તેને અમે અમારો નિર્ણય પહોંચાડી દીધો કે સવાર પડતાં સુધી આ લોકોના જડમૂળ કાપી નાખવામાં આવશે.

૬૭. એવામાં શહેરના લોકો આનંદવિભોર થઈ લૂતના ઘરે ચઢી આવ્યા.

૬૮. લૂતે કહ્યું, "ભાઈઓ ! આ મારા મહેમાનો છે, મારી ફજેતી ન કરો,

૬૯. અલ્લાહથી ડરો, મને અપમાનિત ન કરો."

૭૦. તેઓ બોલ્યા, " શું અમે વારંવાર તમને મનાઈ નથી કરી ચૂક્યા કે આખી દુનિયાના ઠેકેદાર ન બનો ?"

૭૧. લૂતે(વિવશ થઈને ) કહ્યું, "જો તમને કંઈ કરવું જ હોય તો આ મારી પુત્રીઓ મોજૂદ છે."

૭૨. તારા પ્રાણના સોગંદ, હે નબી ! તે વખતે તેમના ઉપર જાણે એક નશો છવાયેલો હતો જેમાં તેઓ પોતાની સીમા વટાવી રહ્યા હતા.

૭૩. છેવટે પોહ ફાટતાં જ તેમને એક ભયંકર ધડાકાએ આવી ઝડપી લીધા

૭૪. અને અમે તે વસ્તીને ઉપર તળે કરીને મૂકી દીધી અને તેમના ઉપર પાકેલી માટીના પથ્થરોની વર્ષા વરસાવી દીધી.

૭૫. આ કિસ્સામાં મોટી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ સૂઝ-બૂઝ રાખનારા છે.

૭૬-૭૭. અને તે વિસ્તાર (જ્યાં આ કિસ્સો બન્યો હતો) જાહેર રસ્તા ઉપર મોજૂદ છે. તેમાં બોધપાઠ છે તે લોકો માટે જેઓ ઈમાનવાળા છે.

૭૮-૭૯. અને ઐકાવાળા (પયગંબર હઝરત શુઐબ અલૈ.ની કોમના લોકો, ઐકા એક પ્રદેશ હતો, જે તબૂકનું પ્રાચીન નામ છે.) અત્યાચારી હતા, તો જોઈ લો કે અમે પણ તેમનાથી બદલો લીધો અને આ બંને કોમોના ઉજ્જડ પ્રદેશો ખુલ્લા માર્ગ ઉપર આવેલા છે. (રુકૂઅ-૫)

૮૦. હિજ્ર (સમૂદ કોમનું કેન્દ્રીય નગર હતું, જેના ખંડેરો મદીના શહેરના ઉત્તર-પશ્ચિમમાં વર્તમાન નગર અલ-ઉલાથી કેટલાક માઈલના અંતરે સ્થિત છે.)ના લોકો પણ રસૂલોને ખોટા ઠેરવી ચૂક્યા છે.

૮૧. અમે અમારી આયતો તેમના પાસે મોકલી, અમારી નિશાનીઓ તેમને દેખાડી, પરંતુ તેઓ બધાની અવગણના કરતા રહ્યા.

૮૨. તેઓ પર્વતો કોતરી-કોતરીને મકાનો બનાવતા હતા અને પોતાની જગ્યાએ તદ્દન નિર્ભિક અને નિશ્ચિંત હતા.

૮૩-૮૪. છેવટે એક ભયંકર ધડાકાએ તેમને સવાર થતાં આવી ઝડપ્યા અને તેમની કમાણી તેમના કોઈ કામ ન આવી.

૮૫. અમે ધરતી અને આકાશોને અને તે બધામાં મોજૂદ સમગ્ર વસ્તુઓને સત્ય સિવાય અન્ય કોઈ આધાર ઉપર પેદા કરેલ નથી, અને નિર્ણયની ઘડી ચોક્કસ આવવાની છે. તો હે પયગંબર ! તમે (આ લોકોના અશિષ્ટતાપૂર્ણ વર્તન ઉપર) સજ્જનતાપૂર્વક ક્ષમાથી કામ લો.

૮૬. નિઃશંક તમારો રબ સૌનો સર્જક છે અને બધું જ જાણે છે.

૮૭. અમે તમને સાત એવી આયતો આપી છે જે વારંવાર પુનરાવર્તનને લાયક છે, અને તમને મહાન કુર્આન પ્રદાન કર્યું છે.

૮૮. તમે દુનિયાની તે દોલત તરફ આંખ ઉઠાવીને પણ ન જુઓ જે અમે તેમના પૈકી જુદા-જુદા પ્રકારના લોકોને આપી રાખી છે, અને ન તેમની સ્થિતિ જોઈને મનોમન દુઃખી થાઓ. તેમને છોડીને ઈમાન લાવનારાઓ તરફ ઝુકો

૮૯. અને (ન માનનારાઓને) કહી દો, ''હું તો સ્પષ્ટપણે સચેત કરનાર છું.''

૯૦-૯૧. આ તે જ પ્રકારની ચેતવણી છે જેવી અમે તે ફાટફૂટ નાખનારાઓ તરફ મોકલી હતી જેમણે પોતાના કુર્આનને ટુકડે-ટુકડા કરી નાખ્યું છે.

૯૨-૯૩. તો સોગંદ છે તારા રબના ! અમે ચોક્કસ તે સૌને પૂછીશું કે તમે શું કરતા રહ્યા છો ?

૯૪. પછી હે નબી ! જે વસ્તુનો તમને આદેશ આપવામાં આવી રહ્યો છે, તેને છડેચોક કહી દો અને મુશ્રિકોની સહેજ પણ પરવા ન કરો.

૯૫-૯૬. તમારા તરફથી અમે તે હાંસી ઉડાવનારાઓની ખબર લઈ નાખવા માટે પૂરતા છીએ જેઓ અલ્લાહ સાથે બીજાઓને પણ ખુદા ઠેરવે છે.



ટૂંક સમયમાં તેમને ખબર પડી જશે.

૯૭. અમને ખબર છે કે જે વાતો આ લોકો તમારા માટે બનાવે છે, તેનાથી તમારા હૃદયને ભારે દુઃખ પહોંચે છે.

૯૮. (આનો ઈલાજ એ છે કે) પોતાના રબની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો, તેના આગળ સિજદો કરો,

૯૯. અને તે અંતિમ ઘડી સુધી પોતાના રબની બંદગી કરતા રહો જેનું આવવું નિશ્ચિત છે. (રુકૂઅ-૬)

# (૧૬) અન્-નહ્લ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૬૮ના શબ્દ ''વ અવ્હા રબ્બુક ઈલન્નહ્લિ'' ઉપરથી લેવામાં આવ્યું છે. આ પણ પ્રતીક માત્ર છે, ચર્ચાના વિષયોનું શીર્ષક નથી.

**ઉતરાણકાળ :**

સૂરઃમાં આવતા અસંખ્ય આંતરિક પુરાવાઓ ઉપરથી આના ઉતરાણકાળ ઉપર પ્રકાશ પડે છે. દા.ત. આયત-૪૧ના વાક્ય ''વલ્લઝીન હાજરૂ ફિલ્લાહિ મિમ્બઅ્દિ મા ઝુલિમ્'' ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે ત્યારે હબ્શાની હિજરતનો પ્રસંગ બની ચૂકયો હતો.

આયત-૧૦૬ ''મન કફર બિલ્લાહિ મિમ્બઅ્દિ ઈમાનિહી'' દ્વારા જણાય છે કે તે વખતે ખૂબ અત્યાચાર અને ત્રાસ ગુજારવામાં આવી રહ્યા હતા અને કોઈ વ્યક્તિ અસહ્ય યાતનાથી વિવશ થઈને કુફ્રના શબ્દો બોલી બેસે તો તેનો શું આદેશ છે તે પ્રશ્ન ઉપસ્થિત થયો.

આયતો-૧૧૨ થી ૧૧૪ ''વ ઝરબલ્લાહુ મસલન કર્યતન... ઈન કુન્તુમ ઈય્યાહુ તઅ્બુદૂન''નો સંકેત સ્પષ્ટપણે તે ભારે દુષ્કાળ તરફ છે, જે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વતપદે નિયુક્તિ પછી મક્કામાં પડ્યો હતો. આ સૂરઃના ઉતરાણ વખતે તે દુકાળ સમાપ્ત થયો હતો.

આ સૂરઃની આયત-૧૧૫નો હવાલો સૂરઃ અન્આમની આયત-૧૧૯માં આપવામાં આવ્યો છે અને પછીની આયત (૧૧૮)માં સૂરઃ અન્આમની આયત-૧૪૬નો હવાલો આપવામાં આવ્યો છે. આ તે વાતનો પુરાવો છે કે આ બંને સૂરઃઓનો ઉતરાણકાળ નજીક જ છે.

આ પુરાવાઓ દ્વારા જણાય છે કે આ સૂરઃનો ઉતરાણકાળ પણ મક્કી યુગનો છેલ્લો તબક્કો જ છે અને સૂરઃની સામાન્ય વર્ણન-શૈલી ઉપરથી પણ આને જ સમર્થન મળે છે.

**કેન્દ્રીય વિચાર અને વિષય :**

આનો વિષય શિર્ક (અનેકેશ્વરવા)નું ખંડન, તૌહીદનું સમર્થન, પયગંબરના સંદેશ અને આમંત્રણને ન માનવાના માઠા પરિણામો અંગે ચેતવણી અને ઉપદેશ અને સત્યના વિરોધ તથા તેના માર્ગમાં અવરોધ ઊભો કરવા બદલ ધમકી.



**ચર્ચાયેલા વિષયો :**

સૂરઃની શરૂઆત કોઈ પૂર્વભૂમિકા વગર અચાનક એક ચેતવણીરૂપ વાક્ય સાથે થાય છે. મક્કાના કાફિરો વારંવાર કહેતા હતા કે ''જ્યારે અમે તમને ખોટાં ઠેરવી ચૂક્યા છીએ અને ખુલ્લેઆમ તમારો વિરોધ કરી રહ્યા છીએ તો છેવટે અલ્લાહની તે આપત્તિ શા માટે આવી નથી જતી, જેની તમે અમને ધમકી આપો છો ?'' આ વાતને તેઓ નિરર્થક ઉદ્ગારની જેમ એવી રીતે દોહરાવતા હતા જાણે તેમના મતે તે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પયગંબર ન હોવાનો સૌથી સ્પષ્ટ પુરાવો હોય. આ અંગે ફરમાવ્યું કે મૂર્ખાઓ ! અલ્લાહની આપત્તિ તો તમારા માથા ઉપર તૈયાર ઊભી છે, હવે તેના આવવાની ઉતાવળ ન કરો, બલ્કે જે થોડીક મહેતલ બાકી છે તેનો લાભ લઈને વાતને સમજવાનો પ્રયાસ કરો. તેના પછી તરત જ શિખામણની વાત શરૂ થઈ જાય છે અને નીચેના વિષયો એક પછી એક વારંવાર આવવા લાગે છે :

(૧) માનવીની પોતાની હસ્તી અને આ સૃષ્ટિની નિશાનીઓના સ્પષ્ટ પુરાવાઓ દ્વારા હૃદયગમ્ય રીતે સમજાવવામાં આવે છે કે શિર્ક અસત્ય અને ખોટું છે અને તૌહીદ જ સત્ય છે.

(૨) ઇન્કાર કરનારાઓના વાંધાઓ, શંકાઓ, દલીલો અને બહાનાઓના એક પછી એક જવાબ આપવામાં આવે છે.

(૩) અસત્યનો આગ્રહ અને સત્યની સરખામણીમાં ધમકીઓ અને અહંકારીઓને ખરાબ પરિણામોથી ડરાવવામાં આવી રહ્યાં છે.

(૪) હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા લાવવામાં આવેલ દીન (ધર્મ) માનવ-જીવનમાં જે પરિવર્તનો લાવવા માગે છે તે નૈતિક અને વ્યવહારૂ પરિવર્તનોનું સંક્ષિપ્ત છતાં હૃદયગમ્ય વર્ણન કરવામાં આવે છે અને આ અનુસંધાનમાં મુશ્રિકોને બતાવવામાં આવે છે કે તેઓ અલ્લાહને માનવાનો જે દાવો કરે છે તે માત્ર માનવા પૂરતો જ મર્યાદિત નથી, બલ્કે તેના કેટલાક તકાદાઓ પણ છે જે ધારણાઓ, નીતિમત્તા અને વ્યવહારિક જીવનમાં વર્તાવવા જોઈએ.

(૫) નબી (સલ્લ.) અને આપના સાથીઓને સાંત્વના આપવામાં આવે છે અને સાથોસાથ એ પણ બતાવવામાં આવે છે કે કાફિરોના અવરોધો અને જુલમો અંગે તેમનુ વલણ કેવુ હોવું જોઈએ.

# (૧૬) સૂરઃ અન્-નહ્લ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૬ • આયતો : ૧૨૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. આવી ગયો અલ્લાહનો ફેંસલો, હવે તેના માટે ઉતાવળ ન કરો. પવિત્ર છે તે અને ઉચ્ચતર છે તે શિર્કથી જે આ લોકો કરી રહ્યા છે.

૨. તે આ રૂહ (રૂહનો અર્થ નબુવ્વત—ઈશદૂતત્વની રૂહ અને વહ્ય—દિવ્ય પ્રકાશના છે, જેનાથી પરિપૂર્ણ થઈને પયગંબર કાર્ય કરે છે અને વાતો કરે છે.)ને પોતાના જે બંદા ઉપર ઇચ્છે છે, પોતાના હુકમથી ફરિશ્તાઓ મારફત ઉતારી દે છે (એ માર્ગદર્શન સાથે કે લોકોને) ‘‘ચેતવી દો, મારા સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી, તેથી તમે મારાથી જ ડરો.’’

૩. તેણે આકાશો અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે, તે ઘણો જ ઉચ્ચતર છે તે શિર્કથી જે આ લોકો કરે છે.

૪. તેણે મનુષ્યને નાના ટીપામાંથી પેદા કર્યો અને જોત-જોતમાં તે સ્પષ્ટપણે ઝઘડાખોર હસ્તી બની ગયો.

૫. તેણે પશુઓ પેદા કર્યા જેમાં તમારા માટે પોશાક પણ છે અને ખોરાક પણ, અને જાત-જાતના અન્ય ફાયદાઓ પણ.

૬. તેમાં તમારા માટે સુંદરતા છે જ્યારે કે સવારે તમે તેમને ચરવા માટે મોકલો છો અને જ્યારે સાંજે તેમને પાછા લાવો છો.

૭. તેઓ તમારા માટે ભાર વહન કરીને એવા-એવા સ્થળો સુધી લઈ જાય છે જ્યાં તમે ભારે પરિશ્રમ વિના પહોંચી શકતા નથી. સાચું તો એ છે કે તમારો રબ (પ્રભુ) ખૂબ દયાળુ અને મહેરબાન છે.

૮. તેણે ઘોડા અને ખચ્ચર અને ગધેડા પેદા કર્યા, જેથી તમે તેમના ઉપર સવારી કરો અને તેઓ તમારા જીવનની શોભા બને. તે બીજી ઘણી વસ્તુઓ (તમારા લાભ માટે) પેદા કરે છે જેનું તમને જ્ઞાન સુદ્ધાં નથી.

૯. અને અલ્લાહના જ શિરે છે સીધો માર્ગ બતાવવો જ્યારે કે અવળા માર્ગો પણ મોજૂદ છે. જો તે ચાહતો તો તમને સૌને માર્ગદર્શન આપી દેતો. (રુકૂઅ ૧)

૧૦. તે જ છે જેણે આકાશમાંથી તમારા માટે પાણી વરસાવ્યું જેનાથી તમે પોતે પણ સંતૃપ્ત થાવ છો અને તમારા પશુઓ માટે પણ ઘાસચારો પેદા થાય છે.

૧૧. તે આ પાણી વડે ખેતીઓ ઉગાડે છે અને જૈતૂન અને ખજૂર અને દ્રાક્ષ અને જાત-જાતના બીજા ફળો પેદા કરે છે. આમાં એક મોટી નિશાની



છે તે લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

૧૨. તેણે તમારી ભલાઈ માટે રાત અને દિવસને તથા સૂર્ય અને ચંદ્રને આધીન કરેલા છે અને બધા તારાઓ પણ તેના જ આદેશથી આધીન છે. આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ બુદ્ધિનો ઉપયોગ કરે છે.

૧૩. અને આ જે અનેક રંગ-બેરંગી વસ્તુઓ તેણે તમારા માટે ધરતીમાં પેદા કરી રાખી છે, આમાં પણ ચોક્કસ નિશાની છે તે લોકો માટે જેઓ બોધ ગ્રહણ કરનારા છે.

૧૪. તે જ છે જેણે તમારા માટે સમુદ્રને કામે લગાડેલો છે જેથી તમે તેમાંથી તાજું માંસ લઈને ખાઓ અને તેમાંથી શ્રૃંગારની તે વસ્તુઓ કાઢો જેને તમે પહેરો છે. તમે જુઓ છો કે હોડી સમુદ્રની છાતી ચીરીને ચાલે છે. આ બધુ એટલા માટે છે કે તમે પોતાના રબની કૃપા શોધો અને તેના કૃતજ્ઞ બનો.

૧૫. તેણે ધરતીમાં પર્વતોના ખૂંટા ખોસી દીધા જેથી ધરતી તમને લઈને ગબડી ન પડે. તેણે નદીઓ વહેવડાવી અને કુદરતી રસ્તાઓ બનાવ્યા જેથી તમે માર્ગ પામો.

૧૬. તેણે ધરતીમાં રસ્તો બતાવનારી નિશાનીઓ મૂકી દીધી, અને તારાઓમાંથી પણ લોકો માર્ગ પામે છે.

૧૭. પછી શું તે જે પેદા કરે છે અને તેઓ જેઓ કંઈ પણ પેદા નથી કરતા, બંને સમાન છે ? શું તમે ભાનમાં આવતા નથી ?

૧૮. જો તમે અલ્લાહની કૃપાઓને ગણવા ચાહો તો ગણી નથી શકતા. હકીકત એ છે કે તે ઘણો જ ક્ષમાશીલ અને દયાળુ છે,

૧૯. જો કે તે તમારા જાહેરથી પણ વાકેફ છે અને છુપાથી પણ.

૨૦. અને તે બીજી હસ્તીઓ જેમને અલ્લાહને છોડીને લોકો પોકારે છે, તે કોઈ પણ વસ્તુની સર્જક નદ`, બલ્કે પોતે જ સર્જિત છે.

૨૧. નિર્જીવ છે નહીં કે સજીવ, અન તેમને સહેજ પણ ખબર નથી કે તેમને ક્યારે (પુનઃ જીવંત કરીને) ઉઠાવવામાં આવશે. (રુકૂઅ-૨)

૨૨. તમારો ઉપાસ્ય બસ એક જ ઉપાસ્ય છે. પરંતુ જે લોકો આખિરત (પરલોક)ને માનતા નથી તેમના હૃદયોમાં ઇન્કાર વસીને રહી ગયો છે અને તેઓ અહંકારમાં પડી ગયા છે.

૨૩. અલ્લાહ નિશ્ચિતપણે તેમના સૌ કરતૂકો જાણે છે, છૂપા પણ અને જાહેર પણ. તે એ લોકોને કદાપિ પસંદ કરતો નથી જેઓ અહંકારમાં પડેલા હોય.

૨૪. અને જ્યારે કોઈ તેમને પૂછે છે કે તમારા રબે આ કઈ વસ્તુ અવતરિત કરી છે તો કહે છે, ''અરે, એ તો અગાઉના સમયની પુરાણી વાર્તાઓ છે.''

૨૫. આ વાતો તેઓ એટલા માટે કરે છે કે કયામત (પ્રલય પછી પુનરુજ્જીવન)ના દિવસે તેઓ પોતાના બોજ પણ પૂરેપૂરા ઉઠાવે અને સાથે-સાથે થોડા તે લોકોના બોજ પણ ઉઠાવે જેમને આ લોકો અજ્ઞાનતાના કારણે પથભ્રષ્ટ કરી રહ્યા છે. જુઓ ! કેવી ભારે જવાબદારી છે જે આ લોકો પોતાના માથે લઈ રહ્યા છે. (રુકૂઅ-૩)

૨૬. આમના પહેલાં પણ ઘણાં લોકો (સત્યને નીચું દેખાડવા) આવી જ દગાબાજીઓ કરી ચૂક્યા છે, તો જોઈ લો કે અલ્લાહે તેમની દગાબાજીઓની ઇમારતને મૂળમાંથી ઉખાડી ફેંકી અને તેની છત ઉપરથી તેમના માથે આવી પડી અને એવી દિશામાંથી યાતના આવી, જે તરફથી તેના આવવાની તેમને કલ્પના સુદ્ધાં ન હતી.

૨૭. પછી કયામતના દિવસે અલ્લાહ તેમને ફજેત કરશે. અને તેમને કહેશે, ''બતાવો, હવે ક્યાં છે મારા તે ભાગીદારો જેમના માટે તમે (સત્યવાદીઓ સાથે) ઝઘડા કર્યા કરતા હતા ?''– જે લોકોને દુનિયામાં જ્ઞાન પ્રાપ્ત હતું તેઓ કહેશે, ''આજે અપમાન અને દુર્ભાગ્ય છે કાફિરો (ઇન્કાર કરનારાઓ) માટે.''

૨૮. હા, તે જ ઇન્કાર કરનારાઓ માટે જેઓ પોતાના ઉપર જ જુલ્મ કરતાં જ્યારે ફરિશ્તાઓના હાથોમાં કેદ પકડાય છે તો (વિદ્રોહ છોડીને) તરત શરણે આવી જાય છે અને કહે છે, ''અમે તો કોઈ ગુનો કરી રહ્યા ન હતા.'' ફરિશ્તાઓ જવાબ આપે છે, ''ન હતા કેમ કરતા ! અલ્લાહ તમારા કરતૂકોને ખૂબ જાણે છે.

૨૯. હવે જાઓ, જહન્નમના દરવાજાઓમાં ઘૂસી જાઓ, ત્યાં જ તમારે હંમેશાં રહેવાનું છે.'' તો પછી વાસ્તવમાં ઘણું જ ખરાબ ઠેકાણું છે અહંકારીઓ માટે.

૩૦. બીજી તરફ જ્યારે અલ્લાહથી ડર રાખનારા બંદાઓને પૂછવામાં આવે છે કે તે કઈ વસ્તુ છે જે તમારા રબ (પ્રભુ) તરફથી અવતરિત થઈ છે ? તો તેઓ જવાબ આપે છે, ''સર્વશ્રેષ્ઠ વસ્તુ અવતરિત થઈ છે.'' આવા સદાચારીઓ માટે આ દુનિયા (આલોક)માં પણ ભલાઈ છે અને આખિરત (પરલોક)નું ઘર તો ચોક્કસ જ તેમના માટે વધુ સારું છે. ખૂબ સારું ઘર છે સંયમી લોકોનું,

૩૧. સદૈવ રહેઠાણની જન્નતો, જેમાં તેઓ દાખલ થશે, નીચે નહેરો વહી રહી હશે અને બધું જ ત્યાં તદ્દન તેમની ઇચ્છા અનુસાર હશે. આ



વળતર આપે છે અલ્લાહ સંયમી લોકોને,

૩૨. તે સંયમી લોકોને જેમની આત્માઓ પવિત્ર સ્થિતિમાં જ્યારે ફરિશ્તાઓ કાઢે છે તો કહે છે, ''સલામ થાય તમારા ઉપર, જાઓ જન્નતમાં પોતાના કર્મોના બદલામાં.''

૩૩. હે પયગંબર ! હવે જો આ લોકો પ્રતીક્ષા કરી રહ્યા છે તો આ સિવાય હવે શું બાકી રહી ગયું છે કે ફરિશ્તાઓ જ આવી પહોંચે, અથવા તારા રબ (પ્રભુ)નો ફેંસલો જ લાગુ થઈ જાય ? આવી જ ધૃષ્ટતા આમના પહેલાંના ઘણાં લોકો કરી ચૂક્યા છે. પછી જે કંઈ તેમના સાથે થયું તે તેમના ઉપર અલ્લાહનો જુલ્મ ન હતો બલ્કે તેમનો પોતાનો જુલ્મ હતો જે તેમણે સ્વયં પોતાના ઉપર કર્યો.

૩૪. તેમના કરતૂકોના માઠાં પરિણામો છેવટે તેમના માથે આવી પડ્યા અને તે જ વસ્તુ તેમના ઉપર છવાઈને રહી જેની તેઓ હાંસી ઉડાવ્યા કરતા હતા. (રુકૂઅ-૪)

૩૫. આ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) કહે છે, ''જો અલ્લાહ ઇચ્છતો તો ન અમે અને ન અમારા બાપ-દાદા તેના સિવાય કોઈ બીજાની બંદગી કરતા અને ન તેના આદેશ વિના કોઈ વસ્તુ હરામ (અવૈધ) ઠેરવતા.'' આવા જ બહાના તેમના પહેલાંના લોકો પણ બનાવતા રહ્યાં છે. તો શું રસૂલો (ઈશદૂતો) ઉપર સ્પષ્ટ વાત પહોંચાડી દેવા સિવાય કોઈ અન્ય જવાબદારી પણ છે ?

૩૬. અમે દરેક ઉમ્મત (સમુદાય)માં એક રસૂલ (ઈશદૂત) મોકલી દીધો અને તેના મારફત બધાને ચેતવી દીધા કે, ''અલ્લાહની બંદગી કરો અને તાગૂત (હદ વટાવી ગયેલા)ની બંદગીથી બચો.'' ત્યારપછી તેમનામાંથી કોઈને અલ્લાહે માર્ગદર્શન પ્રદાન કર્યું અને કોઈના ઉપર પથભ્રષ્ટતા છવાઈ ગઈ. પછી જરા ધરતી ઉપર હરી-ફરીને જોઈ લો કે જૂઠ ઠેરવનારાઓનો શું અંજામ આવી ચૂક્યો છે –

૩૭. હે નબી ! તેમના માર્ગદર્શન માટે ચાહે તમે કેટલાય ઉત્સુક હોવ, પરંતુ અલ્લાહ જેને ભટકાવી દે છે પછી તેને માર્ગદર્શન નથી આપતો અને આવા લોકોની મદદ કોઈ કરી શકતું નથી.

૩૮. આ લોકો અલ્લાહના નામથી મોટી-મોટી સોગંદો ખાઈને કહે છે કે, ''અલ્લાહ કોઈ મૃત્યુ પામનારને પુનઃ જીવંત કરી નહીં ઉઠાવે.'' – કેમ નહીં ઉઠાવે ? આ તો એક વાયદો છે જેને પૂરો કરવાનો તેણે પોતાના માટે અનિવાર્ય કરી લીધું છે, પરંતુ મોટા ભાગના લોકો જાણતા નથી.

૩૯. અને આવું થવું એટલા માટે જરૂરી છે કે અલ્લાહ તેમના સામે આ હકીકતને ખોલી દે જેના વિશે આ લોકો મતભેદ કરી રહ્યા છે અને સત્યનો ઇન્કાર કરનારાઓને ખબર પડી જાય કે તેઓ જૂઠા હતા.

૪૦. (રહી તેની શક્યતા તો) અમને કોઈ વસ્તુને અસ્તિત્વમાં લાવવા માટે આનાથી વધુ કંઈ કરવું પડતું નથી કે તેને આજ્ઞા આપીએ કે, 'થઈ જા' અને બસ, તે થઈ જાય છે. (રુકૂઅ-૫)

૪૧. જે લોકો અત્યાચાર સહન કર્યા પછી અલ્લાહ માટે હિજરત કરી ગયા છે, તેમને અમે દુનિયામાં જ સારું ઠેકાણું આપીશું અને આખિરત (પરલોક)નો બદલો તો ઘણો મોટો છે. કદાચ, જાણી લે.

૪૨. તે અત્યાચાર સહન કરનારાઓ જેમણે ધૈર્યથી કામ લીધું છે અને જેઓ પોતાના રબના ભરોસે કામ કરી રહ્યા છે (કે કેવું સરસ પરિણામ તેમની રાહ જોઈ રહ્યું છે).

૪૩. હે પયગંબર ! અમે તમારા પહેલાં જ્યારે પણ રસૂલ (સંદેશવાહક) મોકલ્યા છે, ત્યારે મનુષ્યો જ મોકલ્યાં છે જેમના તરફ અમે અમારા સંદેશાઓ વહી દ્વારા મોકલતા હતા. ઝિક્રવાળાઓ (અગાઉ જેમના ઉપર દિવ્ય ગ્રંથ અવતરિત થયા હતા તેમના વિદ્વાનો કે પછી એવા વિદ્વાનો જેઓ દિવ્ય ગ્રંથો અને પયગંબરોનું જ્ઞાન ધરાવતા હોય.)ને પૂછી લો જો તમે લોકો પોતે નથી જાણતા.

૪૪. અગાઉના રસૂલોને પણ અમે સ્પષ્ટ નિશાનીઓ અને ગ્રંથો આપીને મોકલ્યા હતા અને હવે આ 'ઝિક્ર' તમારા ઉપર ઉતારવામાં આવેલ છે, જેથી તમે લોકો સમક્ષ તે શિક્ષણની સમજૂતી અને સ્પષ્ટતા કરતા જાઓ જે તેમના માટે ઉતારવામાં આવ્યું છે. અને જેથી લોકો (પોતે પણ) ચિંતન-મનન કરે.

૪૫. પછી શું તે લોકો જેઓ (પયગંબરના સંદેશના વિરોધમાં) ખરાબમાં ખરાબ ચાલો ચાલી રહ્યા છે, આ વાતથી તદ્દન નિર્ભય થઈ ગયા છે કે અલ્લાહ તેમને ધરતીમાં ખૂંપાવી દે અથવા એવા ખૂણેથી તેમના ઉપર યાતના લઈ આવે જ્યાંથી તેના આવવાની કલ્પના સુદ્ધાં ન કરી શકે,

૪૬-૪૭. અથવા અચાનક હરતા-ફરતા તેમને ઝડપી લે, અથવા એવી હાલતમાં તેમને પકડે જ્યારે તેમને પોતાને આવનારી આપત્તિનો ખટકો લાગેલો હોય અને તેઓ તેનાથી બચવાની ચિંતામાં સાવધાન હોય ? તે જે કંઈ પણ કરવા ચાહે, આ લોકો તેને વિવશ કરવાની તાકાત નથી રાખતા. હકીકત એ છે કે તમારો રબ ખૂબ જ નમ્ર અને દયાળુ છે.

૪૮. અને શું આ લોકો અલ્લાહની પેદા કરેલી કોઈ વસ્તુને પણ જોતા નથી કે તેનો પડછાયો કેવી રીતે અલ્લાહ સમક્ષ સિજદો કરતા જમણે-ડાબે પડે છે ? બધા જ આવી રીતે વિનમ્રતા દાખવી રહ્યાં છે.

૪૯. ધરતી અને આકાશોમાં જેટલા પણ સજીવો છે અને બધા જ ફરિશ્તાઓ,



સૌ અલ્લાહના આગળ સિજદો કરે છે. તેઓ કદાપિ ઘમંડ નથી કરતા

૫૦. પોતાના રબથી જે તેમના ઉપર છે, ડરે છે અને જે કંઈ આદેશ આપવામાં આવે છે તે અનુસાર કામ કરે છે. (રુકૂઅ-૬)

૫૧. અલ્લાહનો આદેશ છે કે, "બે ખુદા ન બનાવી લો, ખુદા તો બસ એક જ છે, આથી તમે મારાથી જ ડરો."

૫૨. તેનું જ છે તે બધું જે આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને વિશુદ્ધ રૂપે માત્ર તેનો જ દીન (ધર્મ, સમગ્ર સૃષ્ટિમાં) અમલમાં છે. પછી શું અલ્લાહને છોડીને તમે કોઈ બીજાનો ડર રાખશો ?

૫૩. તમને જે નેઅમત (કૃપા) પણ પ્રાપ્ત છે, અલ્લાહ જ તરફથી છે. પછી જ્યારે કોઈ કઠિન સમય તમારા ઉપર આવે છે તો તમે લોકો સ્વયં પોતાની ફરિયાદો લઈને તેના જ તરફ દોડો છો.

૫૪. પરંતુ જ્યારે અલ્લાહ તે સમય ટાળી દે છે તો એકાએક તમારામાંથી એક જૂથ પોતાના રબના સાથે બીજાઓને (આ કૃપા પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવામાં) ભાગીદાર બનાવવા લાગે છે,

૫૫. જેથી અલ્લાહના ઉપકાર પ્રત્યે કૃતઘ્નતા કરે. ભલે, મજા કરી લો, ટૂંક સમયમાં તમને ખબર પડી જશે.

૫૬. આ લોકો, જેમની વાસ્તવિકતાથી પરિચિત નથી, તેમનાં હિસ્સા અમારી આપેલી રોજીમાંથી નિશ્ચિત કરે છે. —અલ્લાહના સોગંદ ! ચોક્કસ તમને પૂછવામાં આવશે કે આ જૂઠ તમે કેવી રીતે ઘડી કાઢ્યા હતા ?

૫૭. આ લોકો અલ્લાહ માટે પુત્રીઓ ઠેરવે છે, સુબ્હાનલ્લાહ ! (પવિત્ર અને ખામીરહિત છે અલ્લાહ) અને તેમના માટે તે જે તેઓ પોતે ઇચ્છે ?

૫૮. જ્યારે તેમનામાંથી કોઈને પુત્રીના જન્મની ખુશખબર આપવામાં આવે છે તો તેના ચહેરા ઉપર કાલિમા છવાઈ જાય છે અને તે બસ લોહીનો ઘૂંટ પીને રહી જાય છે.

૫૯. લોકોથી છુપાતો ફરે છે કે આ અશુભ સમાચાર પછી કોઈને શું મોઢું દેખાડે. વિચારે છે કે અપમાનની સાથે આ પુત્રીને રાખી લે કે માટીમાં દાટી દે ? — જુઓ, કેવા ખરાબ નિર્ણયો છે જે આ લોકો અલ્લાહ વિષે લગાવે છે.

૬૦. ખરાબ ગુણોથી વિભૂષિત કરવાને લાયક તો છે તે લોકો છે જેઓ આખિરતમાં વિશ્વાસ ધરાવતા નથી. રહ્યો અલ્લાહ, તો તેના માટે તો સૌથી શ્રેષ્ઠ ગુણો છે, તે જ તો સૌના ઉપર પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શિતામાં પરિપૂર્ણ છે. (રુકૂઅ-૭)

૬૧. જો અલ્લાહ લોકોને તેમના અતિરેક ઉપર તરત જ પકડતો રહેતો હોત તો ધરતીના પટ ઉપર કોઈ જીવધારીને ન છોડતો. પરંતુ તે સૌને એક નિશ્ચિત સમય સુધી મહેતલ આપે છે, પછી જ્યારે તે સમય આવી

જાય છે તો તેનાથી કોઈ એક ક્ષણમાત્ર પણ આગળ-પાછળ થઈ શકતો નથી.

૬૨. આજે આ લોકો તે વસ્તુઓ અલ્લાહ માટે ઠેરવી રહ્યાં છે જે સ્વયં પોતાના માટે તેમને પસંદ નથી, અને જૂઠ બોલે છે તેમની જબાનો કે તેમના માટે સારું જ સારું છે. તેમના માટે તો એક જ વસ્તુ છે અને તે છે દોજખ (નર્ક)ની આગ. અવશ્ય આ લોકો સૌથી પહેલાં તેમાં પહોંચાડવામાં આવશે.

૬૩. અલ્લાહના સોગંદ, હે નબી ! તમારા પહેલાં પણ ઘણી કોમોમાં અમે રસૂલો મોકલી ચૂક્યા છીએ (અને પહેલાં પણ આ જ થતું રહ્યું છે કે) શેતાને તેમના ખરાબ કરતૂકો તેમને સુંદર બનાવીને દેખાડ્યા (અને સંદેશવાહકોની વાત તેમણે માની જ નહીં). તે જ શેતાન આજે આ લોકોનો પણ સંરક્ષક બનેલો છે અને આ લોકો દુઃખદાયી સજાને પાત્ર બની રહ્યાં છે.

૬૪. અમે આ ગ્રંથ તમારા ઉપર એટલા માટે અવતરિત કર્યો છે કે તમે તે મતભેદોની સત્યતા તેમના સામે સ્પષ્ટ કરી દો જેમાં તેઓ ગ્રસ્ત છે. આ ગ્રંથ માર્ગદર્શન અને કૃપા બનીને અવતરિત થયો છે તે લોકો માટે જેઓ એને માની લે.

૬૫. (તમે દરેક વર્ષાઋતુમાં જુઓ છો કે) અલ્લાહે આકાશમાંથી પાણી વરસાવ્યું અને એકાએક નિર્જીવ પડેલી જમીનમાં તેના વડે પ્રાણ નાખી દીધા. નિશ્ચિતપણે આમાં એક નિશાની છે સાંભળનારાઓ માટે. (રુકૂઅ-૮)

૬૬. અને તમારા માટે પશુઓમાં પણ એક બોધપાઠ રહેલો છે. તેમના પેટમાંથી ગોબર અને લોહીના વચ્ચેથી એક વસ્તુ તમને પીવડાવીએ છીએ, અર્થાત્ શુદ્ધ દૂધ, જે પીનારાઓ માટે અત્યંત રુચિકર છે.

૬૭. (આવી જ રીતે) ખજૂરના વૃક્ષો અને દ્રાક્ષની વેલોમાંથી પણ એક વસ્તુ તમને પીવડાવીએ છીએ જેને તમે માદક પણ બનાવી લો છો અને શુદ્ધ રોજી પણ. નિઃશંક આમાં એક નિશાની છે બુદ્ધિથી કામ કરનારાઓ માટે.

૬૮. અને જુઓ, તમારા રબે મધમાખી ઉપર આ વાત વહી કરી દીધી કે પર્વતોમાં અને વૃક્ષોમાં, અને ટટ્ટીઓ ઉપર ચઢાવેલ વેલાઓમાં પોતાના મધપૂડા બનાવ

૬૯. અને દરેક પ્રકારના ફૂલોનો રસ ચૂસ અને પોતાના રબે (પ્રભુએ) સુગમ કરેલ માર્ગો ઉપર ચાલ્યા કર. આ માખીના અંદરથી એક રંગબેરંગી શરબત નીકળે છે જેમાં રોગ-નિવારણ છે લોકો માટે. નિઃશંક આમાં પણ એક નિશાની છે તે લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.



૭૦. અને જુઓ, અલ્લાહે તમને પેદા કર્યા, પછી તે તમને મૃત્યુ આપે છે અને તમારામાંથી કોઈને સૌથી ખરાબ ઉંમરે પહોંચાડી દેવામાં આવે છે, જેથી બધું જ જાણ્યા પછી ફરી કંઈ ન જાણે. હકીકત એ છે કે અલ્લાહ જ જ્ઞાનમાં પણ પૂર્ણ છે અને સામર્થ્યમાં પણ. (રુકૂઅ-૯)

૭૧. પછી જુઓ, અલ્લાહે તમારામાંથી કેટલાકને કેટલાક ઉપર રોજીમાં શ્રેષ્ઠતા પ્રદાન કરી છે. પછી જે લોકોને આ શ્રેષ્ઠતા પ્રદાન કરવામાં આવી છે તેઓ એવા નથી કે પોતાની રોજી પોતાના દાસોને આપી દેતા હોય, જેથી બંને આ રોજીમાં બરાબરના હિસ્સેદાર બની જાય. તો શું અલ્લાહનો જ ઉપકાર માનવાથી આ લોકોનો ઇન્કાર છે ?

૭૨. અને તે અલ્લાહ જ છે જેણે તમારા માટે તમારી સહજાતિય પત્નીઓ બનાવી અને તેણે જ આ પત્નીઓથી તમને પુત્રો-પૌત્રો આપ્યા અને સારી-સારી વસ્તુઓ તમને ખાવા માટે આપી, પછી શું આ લોકો (આ બધું જોવા અને જાણવા છતાં પણ) અસત્યને માને છે અને અલ્લાહના ઉપકારનો ઇન્કાર કરે છે

૭૩. અને અલ્લાહને છોડીને તેમને પૂજે છે જેમના હાથમાં ન આકાશોમાંથી તેમને રોજી આપવાનું છે ન ધરતીમાંથી અને ન તો આ કાર્ય તેઓ કરી જ શકે છે ?

૭૪. તેથી અલ્લાહ માટે દૃષ્ટાંતો ન ઘડો. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા.

૭૫. અલ્લાહ એક દૃષ્ટાંત આપે છે. એક તો છે ગુલામ જે બીજાના આધીન છે અને પોતે કોઈ અધિકાર ધરાવતો નથી. બીજો વ્યક્તિ એ છે જેને અમે પોતાના તરફથી ઉમદા રોજી આપી છે અને તે તેમાંથી છૂપી રીતે અને જાહેરમાં ખૂબ ખર્ચ કરે છે. બતાવો, શું આ બંને સરખા છે ?— અલહમ્દુલિલ્લાહ (સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે) ! પરંતુ મોટા ભાગે લોકો (આ સીધી-સાદી વાત) જાણતા નથી.

૭૬. અલ્લાહ એક બીજું દૃષ્ટાંત આપે છે. બે માણસો છે. એક મૂંગો-બહેરો છે, કોઈ કામ નથી કરી શકતો, પોતાના માલિક માટે બોજારૂપ છે, જ્યાં પણ તે તેને મોકલે, તેનાથી કોઈ સારુ કામ બની ન શકે. બીજો

માણસ એવો છે જે ન્યાયની આજ્ઞા આપે છે અને પોતે સીધા માર્ગ ઉપર કાયમ છે. બતાવો, શું આ બંને સરખા છે ? (રુકૂઅ-૧૦)

૭૭. અને ધરતી અને આકાશોની છૂપી હકીકતોનું જ્ઞાન તો અલ્લાહને જ છે, અને કયામત ઘટિત થવાનો મામલો કોઈ સમય નહીં લે પરંતુ બસ એટલો જ કે વ્યક્તિની આંખ પલકારો લઈ લે, બલ્કે આનાથી પણ કંઈક ઓછો. હકીકત આ છે કે અલ્લાહ બધું જ કરી શકે છે.

૭૮. અલ્લાહે તમને તમારી માતાઓના પેટમાંથી કાઢ્યા એવી હાલતમાં કે તમે કંઈ નહોતા જાણતા. તેણે તમને કાન આપ્યા, આંખો આપી અને વિચારનારા હૃદય આપ્યા જેથી તમે આભારી બનો.

૭૯. શું આ લોકોએ ક્યારેય પક્ષીઓને નથી જોયા કે આકાશની હવાઓમાં કેવી રીતે આજ્ઞાધીન છે ? અલ્લાહ સિવાય કોણે તેમને ટેકવી રાખ્યા છે ? આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે.

૮૦. અલ્લાહે તમારા ઘરોને તમારા માટે શાંતિ પ્રાપ્ત કરવાની જગ્યા બનાવી. તેણે પશુઓના ચામડામાંથી તમારા માટે એવા મકાન નિર્માણ કર્યા જેમને તમે મુસાફરી અને રોકાણ બંને પરિસ્થિતિઓમાં હળવા જુઓ છો. તેણે પશુઓની રુંવાટી અને ઊન અને વાળમાંથી તમારા માટે પહેરવાની અને વપરાશની ઘણી વસ્તુઓ પેદા કરી દીધી જે જીવનની નિશ્ચિત મુદ્દત સુધી તમારા કામ આવે છે.

૮૧. તેણે પોતાની પેદા કરેલી અનેક વસ્તુઓ વડે તમારા માટે છાંયડાની વ્યવસ્થા કરી, પર્વતોમાં તમારા માટે આશ્રય-સ્થાનો બનાવ્યા અને તમને એવા પોશાક આપ્યા જે તમને ગરમીથી બચાવે છે, અને બીજા કેટલાક પોશાક જે પરસ્પરના યુદ્ધમાં તમારું રક્ષણ કરે છે. આવી રીતે તે તમારા ઉપર પોતાની નેઅ્મતો (કૃપાઓ) પૂરી કરે છે જેથી કદાચ કે તમે આજ્ઞાંકિત બનો.

૮૨. હવે જો આ લોકો મોઢું ફેરવે છે તો હે નબી ! તમારા ઉપર સ્પષ્ટતાપૂર્વક સંદેશ પહોંચાડી દેવા સિવાય બીજી કોઈ જવાબદારી નથી.

૮૩. આ લોકો અલ્લાહના ઉપકારને ઓળખે છે, પછી તેનો ઈન્કાર કરે છે, અને તેમના પૈકી મોટા ભાગના લોકો એવા છે જેઓ સત્યને માનવા માટે તૈયાર નથી. (રુકૂઅ-૧૧)



૮૪. (આમને કંઈ ભાન પણ છે કે તે દિવસે શું થશે) જ્યારે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક સાક્ષી ઊભો કરીશું, પછી કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને ન દલીલો રજૂ કરવાની તક આપવામાં આવશે, ન તેમનાથી તૌબા અને ઈસ્તિગ્ફાર (પ્રાયશ્ચિત અને માફી)ની માગણી કરવામાં આવશે.

૮૫. અત્યાચારી લોકો જ્યારે એક વાર યાતના જોઈ લેશે તો ત્યારબાદ ન તેમની યાતનામાં કોઈ ઘટાડો કરવામાં આવશે અને ન તેમને ક્ષણભરની મહેતલ આપવામાં આવશે.

૮૬. અને જ્યારે તે લોકો, જેમણે દુનિયામાં શિર્ક કર્યું હતું, પોતાના ઠેરવેલા ભાગીદારોને જોશે તો કહેશે, ''હે પાલનહાર ! આ જ છે અમારા તે ભાગીદારો જેમને અમે તને છોડીને પોકારતા હતા.'' આ સાંભળી તેમના તે ઉપાસ્યો તેમને ચોખ્ખો જવાબ આપશે કે, ''તમે જૂઠા છો.''

૮૭. તે વખતે આ સૌ અલ્લાહ સમક્ષ ઝૂકી પડશે અને તેમની ઉપજાવી કાઢેલી તે બધી જૂઠી વાતો ભાગી જશે જે તેઓ દુનિયામાં કરતા રહ્યા હતા.

૮૮. જે લોકોએ પોતે કુફ્રનો માર્ગ અપનાવ્યો અને બીજાઓને અલ્લાહના માર્ગથી રોક્યા, તેમને અમે યાતના ઉપર યાતના આપીશું તે બગાડના બદલામાં જે તેઓ દુનિયામાં પેદા કરતા રહ્યા.

૮૯. (હે નબી ! આમને તે દિવસથી ચેતવી દો) જ્યારે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી સ્વયં તેમનામાંથી જ એક સાક્ષી ઊભો કરીશું જે તેમના સામે સાક્ષી આપશે, અને આ લોકો સામે સાક્ષી આપવા અમે તમને લાવીશું, અને (તે જ સાક્ષીની તૈયારી છે કે) અમે આ ગ્રંથ તમારા ઉપર અવતરિત કર્યો છે જે દરેક વસ્તુની સ્પષ્ટપણે સમજૂતી આપનારો છે અને માર્ગદર્શન અને કૃપા અને ખુશખબર છે તે લોકો માટે જેમણે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દીધું છે. (રુકૂઅ-૧૨)

૯૦. અલ્લાહ અદ્‌લ (ન્યાય) અને એહસાન (ઉપકાર અને ભલાઈ) કરવા અને સગાઓ સાથે સદ્‌વર્તાવનો હુકમ આપે છે અને બૂરાઈ અને અશ્લિલતા અને અત્યાચાર અને અતિરેકની મનાઈ કરે છે. તે તમને શિખામણ આપે છે જેથી તમે બોધ ગ્રહણ કરો.

૯૧. અલ્લાહના કરારને પૂરો કરો જ્યારે કે તમે તેના સાથે કોઈ કરાર કર્યો હોય અને પોતાની સોગંદોને પાકી કર્યા પછી તોડી ન નાખો જ્યારે કે તમે અલ્લાહને પોતાના ઉપર સાક્ષી બનાવી ચૂક્યા છો. અલ્લાહ તમારા બધા જ કાર્યોની ખબર રાખે છે.

૯૨. તમારી હાલત તે સ્ત્રી જેવી ન થઈ જાય જેણે પોતે જ પોતાની મહેનતથી

સૂતર કાંત્યું અને પછી જાતે જ તેને ટુકડે-ટુકડા કરી નાખ્યું. તમે પોતાની સોગંદોને પરસ્પરના મામલાઓમાં ચાલબાજી અને ધોખાબાજીનું સાધન બનાવો છો જેથી એક કોમ બીજી કોમથી વધીને લાભો મેળવે, જો કે અલ્લાહ તે કોલ-કરાર દ્વારા તમને અજમાયશમાં નાખે છે, અને ચોક્કસપણે તે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તમારા બધા જ મતભેદોની હકીકત તમારા ઉપર ખોલી દેશે.

૯૩. જો અલ્લાહની મરજી આ હોત (કે તમારામાં કોઈ મતભેદ ન હોય) તો તે તમને સૌને એક જ ઉમ્મત (સમુદાય) બનાવી દેતો, પરંતુ તે જેને ચાહે છે પથભ્રષ્ટતામાં નાખી દે છે કે અને જેને ચાહે છે સીધો માર્ગ દેખાડી દે છે, અને અવશ્ય તમારાથી તમારા કર્મોની પૂછપરછ થઈને રહેશે.

૯૪. (અને હે મુસલમાનો!) તમે પોતાની સોગંદોને એક-બીજાને છેતરવાનું સાધન ન બનાવી લેજો, ક્યાંક એવું ન થાય કે કોઈ કદમ જામ્યા પછી ઉખડી જાય, અને તમે એ અપરાધના બદલામાં કે તમે લોકોને અલ્લાહના માર્ગથી રોક્યા, ખરાબ પરિણામ જુઓ અને સજા ભોગવો.

૯૫. અલ્લાહના કરારને નજીવા લાભના બદલામાં વેચી ન નાખો, જે કંઈ અલ્લાહ પાસે છે તે તમારા માટે વધુ સારું છે, જો તમે જાણો.

૯૬. જે કંઈ તમારા પાસે છે તે ખર્ચ થઈ જવાનું છે અને જે કંઈ અલ્લાહ પાસે છે તે જ બાકી રહેનાર છે, અને અમે ધૈર્ય રાખનારાઓને જરૂર તેમના વળતર તેમના સર્વશ્રેષ્ઠ કર્મો અનુસાર આપીશું.

૯૭. જે વ્યક્તિ પણ સદ્કાર્ય કરશે, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, શરત એ છે કે તે હોય ઈમાનવાળો, તેને અમે દુનિયામાં શુદ્ધ અને પવિત્ર જીવન જીવાડીશું અને (પરલોકમાં) આવા લોકોને વળતર તેમના સર્વશ્રેષ્ઠ કર્મો મુજબ આપીશું.

૯૮. પછી જ્યારે તમે કુર્આન પઢવા લાગો તો ધિક્કારેલા શેતાનથી અલ્લાહનું શરણ માગતા રહો.

૯૯. તેને તે લોકો ઉપર વર્ચસ્વ પ્રાપ્ત થતું નથી જેઓ ઈમાન લાવે અને પોતાના રબ (પ્રભુ) ઉપર ભરોસો કરે છે.

૧૦૦. તેનું જોર તો તે જ લોકો ઉપર ચાલે છે જેઓ તેને પોતાનો સંરક્ષક બનાવે છે અને તેના બહેકાવવાથી શિર્ક કરે છે. (રૂકૂઅ-૧૩)



૧૦૧. જ્યારે અમે એક આયતના સ્થાને બીજી આયત અવતરિત કરીએ છીએ — અને અલ્લાહ વધુ સારી રીતે જાણે છે કે તે શું અવતરિત કરે — તો આ લોકો કહે છે કે તમે આ કુર્આન પોતે ઘડી કાઢો છો. સાચી વાત એ છે કે આમાંથી મોટા ભાગના લોકો હકીકત નથી જાણતા.

૧૦૨. આમને કહો કે આને તો 'રૂહુલ કુદ્સ' (શબ્દ 'રૂહુલ કુદ્સ'નો અર્થ છે, પવિત્ર આત્મા અથવા પવિત્રતાની આત્મા અને પરિભાષામાં આ ઉપાધિ ફરિશ્તા હઝરત જિબરીલ અલૈ.ને આપવામાં આવી છે.)એ ઠીક-ઠીક મારા રબ તરફથી ક્રમશઃ અવતરિત કરેલ છે જેથી ઈમાન લાવનારાઓના ઈમાનને સુદૃઢ કરે અને આજ્ઞાંકિતોને જિંદગીના મામલાઓમા સીધો માર્ગ દેખાડે અને તેમને સફળતા અને સૌભાગ્યની ખુશખબર આપે.

૧૦૩. અમને ખબર છે કે આ લોકો તમારા વિષે કહે છે કે આ માણસને એક વ્યક્તિ શિખાવે-ભણાવે છે, જો કે તેનો નિર્દેશ જે વ્યક્તિ તરફ છે તેની ભાષા અજમી (બિન-અરબી) છે અને આ શુદ્ધ અરબી ભાષા છે.

૧૦૪. હકીકત એ છે કે જે લોકો અલ્લાહની આયતોને નથી માનતા, અલ્લાહ તેમને ક્યારેય પણ સાચી વાત સુધી પહોંચવાની સદ્બુદ્ધિ નથી આપતો અને આવા લોકો માટે પીડાકારી યાતના છે.

૧૦૫. (જૂઠી વાતો પયગંબર નથી ઘડતો, બલ્કે) જૂઠ તે લોકો ઘડી રહ્યા છે જેઓ અલ્લાહની આયતોને નથી માનતા, તેઓ જ હકીકતમાં જૂઠા છે.

૧૦૬. જે વ્યક્તિ ઈમાન લાવ્યા પછી કુફ્ર (ઇન્કાર) કરે (તેને જો) મજબૂર કરવામાં આવ્યો હોય અને તેનું હૃદય ઈમાન ઉપર સંતુષ્ટ હોય (ત્યારે તો ઠીક), પરંતુ જેણે રાજી-ખુશીથી કુફ્ર (અધર્મ)નો સ્વીકાર કરી લીધો તેના ઉપર અલ્લાહનો પ્રકોપ છે અને આવા સૌ લોકો માટે મોટી યાતના છે.

૧૦૭. આ એટલા માટે કે તેમણે આખિરત (પરલોક)ની સરખામણીમાં દુનિયા (આલોક)નું જીવન પસંદ કરી લીધું, અને અલ્લાહનો નિયમ છે કે તે એ લોકોને મુક્તિનો માર્ગ નથી દેખાડતો જેઓ તેની નેઅ્મત (કૃપા)ને જૂઠી ઠેરવે.

૧૦૮. આ તે લોકો છે જેમના હૃદયો અને કાનો અને આંખો ઉપર અલ્લાહે મહોર મારી દીધી છે, આ લોકો ગફલતમાં ડૂબી ગયા છે.

૧૦૯. અનિવાર્ય છે કે આખિરત (પરલોક)માં આ જ લોકો નુકસાનમાં રહે.

૧૧૦. આનાથી વિપરીત જે લોકોની હાલત એ છે કે જ્યારે (ઈમાન લાવવાના કારણે) તેઓ સતાવવામાં આવ્યા તો તેમણે ઘરબાર છોડી દીધા, હિજરત કરી, અલ્લાહના માર્ગમાં મુશ્કેલીઓ વેઠી અને ધૈર્યથી કામ લીધું, તેમના માટે નિઃસંદેહ તારો રબ (પ્રભુ) ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૧૪)

૧૧૧. (આ બધાનો ફેંસલો તે દિવસે થશે) જ્યારે દરેક મનુષ્ય પોતાના જ બચાવની ચિંતામાં લાગેલો હશે અને દરેકને તેના કર્મોનો બદલો પૂરે-પૂરો આપવામાં આવશે અને કોઈના ઉપર રજભાર પણ અન્યાય થવા નહીં પામે.

૧૧૨. અલ્લાહ એક વસ્તીનું દૃષ્ટાંત આપે છે. તે શાંતિ અને સંતોષનું જીવન વિતાવી રહી હતી અને બધી બાજુએથી તેને પુષ્કળ રોજી પહોંચી રહી હતી કે તેણે અલ્લાહની નેઅ્મતો (કૃપાઓ)ની કૃતઘ્નતા (નિમકહરામી) શરૂ કરી દીધી. ત્યારે અલ્લાહે તેના રહેવાસીઓને તેમના કરતૂકોની એ મજા ચખાડી કે ભૂખ અને ભયની મુસીબતો તેમના ઉપર છવાઈ ગઈ.

૧૧૩. તેમના પાસે તેમની પોતાની કોમમાંથી એક રસૂલ (સંદેશવાહક) આવ્યો, પરંતુ તેમણે તેને ખોટો ઠેરવ્યો. છેવટે યાતનાએ તેમને ઝડપી લીધા જ્યારે કે તેઓ અત્યાચારી થઈ ગયા હતા.

૧૧૪. પછી હે લોકો ! અલ્લાહે જે કંઈ હલાલ (વૈધ) અને શુદ્ધ રોજી તમને પ્રદાન કરી છે તેને ખાઓ અને અલ્લાહના ઉપકારનો આભાર માનો જો તમે હકીકતમાં તેની જ ઉપાસના કરનારા છો.

૧૧૫. અલ્લાહે જે કંઈ તમારા માટે હરામ (અવૈધ) ઠેરવ્યું છે તે છે મુડદાલ અને લોહી અને ડુક્કરનું માંસ અને તે પશુ જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ બીજાનુ નામ લેવામાં આવ્યું હોય. અલબત્ત ભૂખથી મજબૂર અને વ્યગ્ર થઈને જો કોઈ આ વસ્તુઓ ખાઈ લે, સિવાય કે તે અલ્લાહના કાનૂનનો ભંગ કરવાનો ઇરાદો ધરાવતો હોય અથવા જરૂરતની હદથી આગળ વધી જનારો હોય, તો નિઃશંક અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૧૬. અને આ જે તમારી જબાનો જૂઠા નિર્ણયો લગાવ્યા કરે છે કે આ વસ્તુ હલાલ (વૈધ) છે અને તે હરામ (અવૈધ), તો આ પ્રકારના નિર્ણયો લગાવીને અલ્લાહ ઉપર જૂઠ ન બાંધો. જે લોકો અલ્લાહ ઉપર જૂઠ ઘડે છે તેઓ કદાપિ સફળતા પામી શકતા નથી.

૧૧૭. દુનિયાની મોજ-મજા થોડા દિવસની છે. છેવટે તેમના માટે દુઃખદાયી



સજા છે.

૧૧૮. તે વસ્તુઓ અમે ખાસ કરીને યહૂદીઓ માટે હરામ (અવૈધ) ઠેરવી હતી જેનો ઉલ્લેખ આ પહેલાં અમે તમારા સમક્ષ કરી ગયા છીએ અને આ તેમના ઉપર અમારો જુલ્મ ન હતો, બલ્કે તેમનો પોતાનો જ જુલ્મ હતો જે તેઓ પોતાના ઉપર કરી રહ્યા હતા.

૧૧૯. અલબત્ત જે લોકોએ અજ્ઞાનતાના કારણે ખરાબ કાર્ય કર્યું અને પછી તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કરીને પોતાનું વર્તન સુધારી લીધું તો નિશ્ચિત રૂપે તૌબા અને સુધારણા પછી તારો રબ તેમના માટે ક્ષમાશીલ અને દયાળુ છે.(રુકૂઅ ૧૫)

૧૨૦. હકીકત એ છે કે ઇબ્રાહીમ સ્વયં પોતાનાથી જ એક સંપૂર્ણ ઉમ્મત (સમુદાય) હતો, અલ્લાહનો આજ્ઞાંકિત અને એકાગ્ર. તે ક્યારેય પણ મુશ્‌રિક ન હતો,

૧૨૧. અલ્લાહની નેઅ્મતો (કૃપાઓ)નો આભાર વ્યક્ત કરનાર હતો. અલ્લાહે તેને પસંદ કરી લીધો અને સીધો માર્ગ દેખાડ્યો,

૧૨૨. દુનિયામાં તેને ભલાઈ આપી અને આખિરતમાં તે નિશ્ચિત રૂપે સદાચારીઓ પૈકી હશે.

૧૨૩. પછી અમે તમારા તરફ આ વહી મોકલી કે એકાગ્ર થઈને ઇબ્રાહીમના પંથ ઉપર ચાલો અને તે મુશ્‌રિકોમાંથી ન હતો.

૧૨૪. રહ્યો સબ્ત (શનિવાર), તો તે અમે તે લોકો ઉપર નાખ્યો હતો જેમણે તેના આદેશોમાં મતભેદ કર્યો, અને નિશ્ચિત રૂપે તારો રબ (પ્રભુ) કયામત (પ્રલય પછી પુનરુજ્જીવન))ના દિવસે આ બધી વાતો ઉપર ફેંસલો આપશે જેમાં તેઓ મતભેદ કરતા રહ્યા છે.

૧૨૫. હે નબી ! પોતાના રબ (માલિક અને પાલનહાર)ના માર્ગ તરફ બોલાવો હિકમત (વિવેક-બદ્ધિ અને તત્ત્વદર્શિતા) અને ઉત્તમ શિખામણ સાથે અને લોકો સાથે ચર્ચા અને સંવાદ કરો એવી રીતે જે શ્રેષ્ઠ હોય. તમારો રબ જ વધુ સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી ભટકી ગયો છે અને કોણ સીધા માર્ગ ઉપર છે.

૧૨૬. અને જો તમે લોકો બદલો લો, તો બસ એટલો જ લઈ લો જેટલો તમારા ઉપર અત્યાચાર કરવામાં આવ્યો હોય, પરંતુ જો તમે ધૈર્ય રાખો તો નિઃસંદેહ આ ધૈર્ય રાખનારાઓના જ હિતમાં વધુ સારું છે.

૧૨૭. હે નબી ! ધૈર્યથી કામ કર્યે જાઓ — અને તમારું આ ધૈર્ય અલ્લાહની જ

મદદ અને તેણે અર્પેલ સદ્બુદ્ધિથી છે – આ લોકોની હરકતોથી દુઃખી ન થાઓ અને ન તો તેમની ચાલબાજીઓથી તમારું હૃદય દુભાય.

૧૨૮. અલ્લાહ તે લોકોના સાથે છે જેઓ (તેનો) ડર રાખે છે અને જેઓ ઉત્તમ રીતે વર્તે છે. (રુકૂઅ-૧૬)



# (૧૭) બની ઈસરાઈલ

## પરિચય

**નામ :**

આયત-૪ના શબ્દ ''વ કઝૈના ઈલા બની ઈસરાઈલ ફિલ કિતાબિ લ-તુફસિદુન્ન''માંથી લેવામાં આવ્યું છે. પરંતુ આમાં બની ઈસરાઈલ અંગે ચર્ચા કરવામાં નથી આવી, બલ્કે આ નામ પણ મોટા ભાગની કુર્આની સૂરઃઓની જેમ માત્ર ઓળખ માટે રાખવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

પહેલી જ આયત દ્વારા એ નિર્દેશ મળે છે કે આ સૂરઃનું ઉતરાણ મેઅ્રાજ પ્રસંગે થયું છે. હદીસ (પયગંબર સલ્લ.ના કથનો) અને સીરત (પયગંબર સલ્લ.નું જીવન-ચરિત્ર)ના મોટા ભાગના પુસ્તકો પ્રમાણે મેઅ્રાજનો પ્રસંગ હિજરતના એક વર્ષ અગાઉ બન્યો હતો આથી આ સૂરઃ પણ એ જ સૂરઃઓ પૈકી છે જે મક્કી યુગના આખરી તબક્કામાં ઊતરી છે.

**પશ્ચાદ્ભૂમિકા :**

પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને તૌહીદ–એકેશ્વરવાદનો પ્રચાર કરતાં ૧૨ વર્ષ વીતી ગયા હતા. આપ (સલ્લ.)ના વિરોધીઓ આપનો માર્ગ અવરોધવાના તમામ પ્રયત્નો કરી ચૂક્યા હતા. તેમ છતાં આપ (સલ્લ.)નો સંદેશ અરબના ખૂણે-ખૂણે પહોંચી ગયો હતો. હવે તે સમય નજીક આવી ગયો હતો જ્યારે આપ (સલ્લ.)ને મક્કાથી મદીના પ્રસ્થાન કરવા અને વિખરાયેલા મુસલમાનોને એકત્ર કરીને ઈસ્લામના સિદ્ધાંતો અનુસાર એક રાજ્ય સ્થાપવાની તક મળવાની હતી. આ સંજોગોમાં મેઅ્રાજનો પ્રસંગ બન્યો અને ત્યાંથી પાછા ફર્યા પછી નબી (સલ્લ.)એ વિશ્વને આ સંદેશ સંભળાવ્યો.

**વિષયવસ્તુ :**

આ સૂરઃમાં ચેતવણી, શિખામણ અને શિક્ષણ ત્રણેય યોગ્ય પ્રમાણમાં એકત્ર કરવામાં આવ્યાં છે :

ચેતવણી મક્કાના વિધર્મીઓને આપવામાં આવી છે કે બની ઈસરાઈલ અને બીજી કોમોના અંજામ પરથી બોધપાઠ લો અને અલ્લાહની આપેલી મહેતલમાં, જેના સમાપ્ત થવાનો સમય નજીક આવી પહોંચ્યો છે, સુધરી જાઓ અને આ સંદેશને સ્વીકારી લો, જે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને કુર્આન દ્વારા પ્રસ્તુત કરવામાં આવી રહ્યો છે, નહીં તો તમારો વિનાશ નિશ્ચિત છે. આ સાથે બની ઈસરાઈલને પણ, જે હિજરત પછી ટૂંક સમયમાં જ વહ્ય દ્વારા સંબોધિત બનવાના હતા, આ ચેતવણી આપવામાં આવી છે કે અગાઉ જે સજાઓ તમને

મળી ચૂકી છે તેના પરથી પદાર્થપાઠ ગ્રહણ કરી લો અને જે તક તમને અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વતમાં મળી રહી છે તેનો લાભ લો. આ આખરી તક પણ જો તમે ગુમાવી દેશો અને પુનઃ પોતાના જૂના વર્તનનું પુનરાવર્તન કરશો તો દુઃખદાયક પરિણામ ભોગવશો.

શિખામણની શૈલીમાં ખૂબ જ હૃદયગમ્ય રીતે સમજાવવામાં આવ્યું છે કે મનુષ્યના સૌભાગ્ય અને દુર્ભાગ્ય તથા સફળતા અને નિષ્ફળતાનો આધાર હકીકતમાં કઈ વસ્તુઓ ઉપર છે. તૌહીદ, આખિરત, નબૂવ્વત અને કુર્આનના સાચા હોવાની દલીલો આપવામાં આવી છે. તે શંકાઓનું નિવારણ કરવામાં આવ્યું છે જે આ પાયાની હકીકતો વિષે મક્કાના વિરોધીઓ વ્યક્ત કરતા હતા અને દલીલની સાથે-સાથે ઈન્કાર કરનારાઓની અજ્ઞાનતા પર ઠપકો અને ધમકી આપવામાં આવ્યાં છે.

શિક્ષણની શૈલીમાં નૈતિકતા અને સભ્યતાના તે મહત્ત્વના સિદ્ધાંતો વર્ણવવામાં આવ્યા છે, જેના ઉપર જીવન-વ્યવસ્થાની સ્થાપના નબી (સલ્લ.)ના આમંત્રણનો હેતુ હતો. આ જાણે ઇસ્લામનો ઘોષણા પત્ર હતો, જે ઇસ્લામી રાજ્યની સ્થાપનાના એક વર્ષ પહેલાં આરબો સમક્ષ રજૂ કરવામાં આવ્યો હતો. તેમાં સ્પષ્ટપણે દર્શાવી દેવામાં આવ્યું હતું કે આ માળખું છે, જેના ઉપર હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના અને ત્યારપછી સમગ્ર માનવજાતના જીવનની રચના કરવા માગતા હતા.

આ બધી વાતો સાથે પયગંબર (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો છે કે મુશ્કેલીઓના તોફાનમાં દૃઢતાપૂર્વક પોતાની જગ્યાએ અડગ રહો અને અસત્ય સાથે સમાધાનનો વિચાર સુદ્ધાં પણ ન કરો. ઉપરાંત મુસલમાનોને શીખ આપવામાં આવી છે કે પૂરે-પૂરા ધૈર્ય અને શાંતિપૂર્વક પરિસ્થિતિનો સામનો કરતા રહો તેમજ પ્રચાર અને સુધારણાના કાર્યમાં પોતાની ભાવનાઓને વશમાં રાખો. આ અંગે અંતઃસુધારણા અને આત્માની શુદ્ધિ માટે તેમને નમાઝનો નુસ્ખો બતાવવામાં આવ્યો છે કે આ તે વસ્તુ છે, જે તમને તે ઉચ્ચ ગુણોથી વિભૂષિત કરશે, જેનાથી સત્ય-માર્ગના ધ્વજ-વાહકોને સુસજ્જ થવું જોઈએ. રિવાયતો ઉપરથી જણાય છે કે આ પહેલો પ્રસંગ છે જ્યારે પાંચ વખતની નમાઝ નિયમાનુસાર મુસલમાનો ઉપર અનિવાર્ય કરવામાં આવી.



# (૧૭) સૂરઃ બની ઈસરાઈલ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૨ • આયતો : ૧૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. **પવિત્ર છે તે જે લઈ ગયો એક રાત્રે પોતાના બંદાને મસ્જિદે હરામ**
(પ્રતિષ્ઠિત મસ્જિદ કા'બા)થી દૂરની તે મસ્જિદ સુધી જેના માહોલને
તેણે બરકત આપી છે, જેથી તેને પોતાની કેટલીક નિશાનીઓ દેખાડે.
હકીકતમાં તે જ છે બધું જ સાંભળવાવાળો અને જોવાવાળો.
૨. અમે આ પહેલાં મૂસાને ગ્રંથ આપ્યો હતો અને તેને બની ઈસરાઈલ
(ઈસરાઈલની સંતાન)ના માર્ગદર્શનનું માધ્યમ બનાવ્યો હતો, એ
તાકીદ સાથે કે મારા સિવાય કોઈને પોતાનો વકીલ* ન બનાવજો.
૩. તમે તે લોકોની સંતાન છો જેમને અમે નૂહના સાથે નૌકામાં સવાર
કર્યા હતા, અને નૂહ એક કૃતજ્ઞ બંદો હતા.
૪. પછી અમે પોતાના ગ્રંથમાં બની ઈસરાઈલને તે વાત ઉપર પણ ચેતવી
દીધા હતા કે તમે ધરતી ઉપર બે વખત મોટો બગાડ પેદા કરશો અને
ખૂબ વિદ્રોહ કરશો.
૫. છેવટે જ્યારે તેમાંથી પ્રથમ વિદ્રોહનો પ્રસંગ બન્યો, તો હે બની
ઈસરાઈલ ! અમે તમારા મુકાબલામાં પોતાના એવા બંદા ઉઠાવ્યા જેઓ
ઘણાં જ બળવાન હતા અને તેઓ તમારા દેશમાં ઘૂસીને દરેક જગ્યાએ
ફેલાઈ ગયા. આ એક વાયદો હતો જે પૂરો થઈને જ રહેવાનો હતો.
૬. ત્યારબાદ અમે તમને તેમના ઉપર વર્ચસ્વની તક આપી અને તમને ધન
અને સંતાન વડે મદદ કરી અને તમારી સંખ્યા પહેલાં કરતાં વધારી દીધી.
૭. જુઓ, તમે ભલાઈ કરી તો તે તમારા પોતાના માટે જ ભલાઈ હતી, અને
બૂરાઈ કરી તો તે તમારી પોતાની જાત માટે બૂરાઈ નીવડી. પછી જ્યારે
બીજા વાયદાનો સમય આવ્યો તો અમે બીજા દુશ્મનોને તમારા ઉપર પ્રભુત્વ
આપી દીધું જેથી તેઓ તમારા ચહેરા બગાડી દે અને મસ્જિદ (બૈતુલ-
મક્દિસ)માં એવી જ રીતે ઘૂસી જાય જેવી રીતે અગાઉના દુશ્મનો ઘૂસ્યા
હતા અને જે વસ્તુ ઉપર તેમનો હાથ પડે, તેનો નાશ કરીને મૂકી દે—
૮. શક્ય છે કે હવે તમારો રબ તમારા ઉપર દયા કરે, પરંતુ જો તમે ફરીથી
પોતાના પાછલા વર્તનનું પુનરાવર્તન કર્યું તો અમે પણ ફરી પોતાની
સજાનું પુનરાવર્તન કરીશું, અને નેઅ્મત (કૃપા)નો ઇન્કાર કરનારા
લોકો માટે અમે જહન્નમ (નર્ક)ને કેદખાનું બનાવી રાખ્યું છે.
૯. હકીકત એ છે કે આ કુર્આન તે માર્ગ દેખાડે છે જે તદ્દન સીધો છે. જે

* વકીલ અર્થાત્ વિશ્વાસ અને ભરોસો જેના ઉપર કરી શકાય, જેના હવાલે પોતાના બધા મામલાઓ કરી શકાય અને જેના સમક્ષ માર્ગદર્શન અને મદદ માટે હાથ ફેલાવી શકાય.

લોકો આને માનીને સારા કાર્યો કરવા લાગે તેમને એ ખુશખબર આપે છે કે તેમના માટે મોટો બદલો છે

૧૦. અને જે લોકો આખિરત (પરલોક)ને ન માને, તેમને આ ખબર આપે છે કે તેમના માટે અમે દુઃખદાયી યાતના તૈયાર કરી રાખી છે.(રુકૂઅ ૧)

૧૧. મનુષ્ય બૂરાઈ એવી રીતે માગે છે જેવી રીતે ભલાઈ માગવી જોઈએ. મનુષ્ય ઘણો જ ઉતાવળો પુરવાર થયો છે.

૧૨. જુઓ, અમે રાત અને દિવસને બે નિશાનીઓ બનાવી છે. રાતની નિશાનીને અમે પ્રકાશહીન બનાવી અને દિવસની નિશાનીને અમે પ્રકાશિત કરી દીધી, જેથી તમે પોતાના રબ (પ્રભુ)ની કૃપા શોધી શકો અને મહિના અને વર્ષનો હિસાબ જાણી શકો. આવી જ રીતે અમે દરેક વસ્તુને અલગ-અલગ જુદી પાડીને રાખી છે.

૧૩. દરેક મનુષ્યનો શુકન અમે તેના ગળામાં લટકાવી રાખ્યો છે અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે અમે એક લખાણ તેના માટે કાઢીશું જેને તે ઉઘાડા પુસ્તકની જેમ જોશે –

૧૪. વાંચ પોતાની કર્મનોંધ, આજે પોતાનો હિસાબ કરવા માટે તું પોતે જ પૂરતો છે.

૧૫. જે કોઈ સીધો માર્ગ અપનાવે, તેનું સીધા માર્ગે ચાલવું તેના પોતાના માટે જ લાભદાયક છે, અને જે પથભ્રષ્ટ થાય તેની પથભ્રષ્ટતાનું પરિણામ તેના ઉપર જ છે. કોઈ બોજ ઉપાડનાર બીજાનો બોજ નહીં ઉપાડે. અને અમે યાતના આપનારા નથી જ્યાં સુધી કે (લોકોને સત્ય અને અસત્યનો ભેદ સમજાવવા માટે) એક પયગંબર (સંદેશવાહક) ન મોકલી દઈએ.

૧૬. જ્યારે અમે કોઈ વસ્તીનો નાશ કરવાનો ઈરાદો કરીએ છીએ તો તેના સુખ-સંપન્ન અને સમૃદ્ધ લોકોને આદેશ આપીએ છીએ અને તેઓ તેમાં અવજ્ઞાઓ કરવા લાગે છે, ત્યારે યાતનાનો ફેંસલો તે વસ્તીને લાગુ પડી જાય છે અને અમે તેને બરબાદ કરીને મૂકી દઈએ છીએ.

૧૭. જોઈ લો, કેટલીય પેઢીઓ છે જે નૂહ પછી અમારા આદેશથી નાશ પામી. તારો રબ પોતાના બંદાઓના ગુનાઓથી સંપૂર્ણપણે માહિતગાર છે અને બધું જ જોઈ રહ્યો છે.

૧૮. જે કોઈ (આ દુનિયામાં) તત્કાળ પ્રાપ્ત થનારા લાભો મેળવવાની ઈચ્છા રાખતો હોય, તેને અમે અહીં જ આપી દઈએ છીએ જે કંઈ પણ જેને આપવા માગીએ, પછી તેના ભાગ્યમાં જહન્નમ (નર્ક) લખી દઈએ છીએ જેમાં તે તાપશે તિરસ્કૃત અને દયાથી વંચિત થઈને.

૧૯. અને જે આખિરત (પરલોક)ની ઈચ્છા રાખતો હોય અને તેના માટે પ્રયત્ન



કરે જેવો કે તેના માટે પ્રયત્ન કરવો જોઈએ, અને હોય તે ઈમાનવાળો, તો એવા દરેક મુનષ્યના પ્રયત્નોની કદર કરવામાં આવશે.

૨૦. આમને પણ અને તેમને પણ, બંને જૂથોને અમે (દુનિયામાં) જીવન નિર્વાહ માટેની સામગ્રી આપતા જઈએ છીએ, આ તારા રબ (પ્રભુ)નું પ્રદાન છે, અને તારા રબનું પ્રદાન રોકનાર કોઈ નથી.

૨૧. પરંતુ જોઈ લો, દુનિયામાં જ અમે એક જૂથને બીજા જૂથ ઉપર કેવી શ્રેષ્ઠતા આપી રાખી છે, અને આખિરતમાં તેના દરજ્જા હજુ પણ વધુ હશે, અને તેની શ્રેષ્ઠતા હજુ પણ એક-બીજાથી વધીને હશે.

૨૨. તું અલ્લાહ સાથે કોઈ બીજો ઉપાસ્ય ન બનાવ, નહીં તો તિરસ્કૃત અને નિઃસહાય બેસેલો રહી જઈશ.(રુકૂઅ-૨)

૨૩. તારા રબે ફેંસલો કરી દીધો છે કે તમે કોઈની ઉપાસના ન કરો, પરંતુ કેવળ તેની. માતા-પિતા સાથે સારો વ્યવહાર કરો. જો તમારા પાસે તેમાંથી કોઈ એક, અથવા બંને, વૃદ્ધ થઈને રહે તો તેમને ઊંહકારો પણ ન કહો, ન તેમને ધુત્કારીને જવાબ આપો, બલ્કે તેમના સાથે આદરપૂર્વક વાત કરો,

૨૪. અને નમ્રતા અને મહેરબાની સાથે તેમના સામે નમીને રહો અને આ દુઆ કર્યા કરો કે, ''પાલનહાર ! આમના ઉપર દયા કર જે રીતે તેમણે મમતા અને સ્નેહપૂર્વક મને બાળપણમાં ઉછેર્યો હતો.''

૨૫. તમારો રબ ખૂબ સારી રીતે જાણે છે કે તમારા અંતઃકરણમાં શું છે. જો તમે સદાચારી બનીને રહો તો તે એવા સૌ લોકો માટે ક્ષમા કરવાવાળો છે

૨૬. જેઓ પોતાની ભૂલોથી સચેત થઈને બંદગીના માર્ગે પાછા ફરે. સગાને તેનો હક્ક આપો અને ગરીબ અને મુસાફરને તેનો હક્ક. ફુઝૂલ (નકામો, બિનજરૂરી) ખર્ચ ન કરો,

૨૭. ફુઝૂલખર્ચ કરનારાઓ શેતાનના ભાઈ છે, અને શેતાન પોતાના રબ (પ્રભુ)નો કૃતધ્ન છે.

૨૮. જો તમારે તેમની (અર્થાત્ જરૂરતમંદ સગાઓ, ગરીબો અને મુસાફરોની) ઉપેક્ષા કરવી હોય, એ કારણે કે હજુ તમે અલ્લાહની તે કૃપાને જેના તમે ઉમેદવાર છો, શોધી રહ્યા છો, તો તેમને નમ્ર જવાબ આપી દો.

૨૯. ન તો પોતાનો હાથ ડોક સાથે બાંધી રાખો (અર્થાત્ કંજૂસી ન કરો) અને ન તેને તદ્દન છૂટો જ મૂકી દો કે જેથી નિંદાપાત્ર અને લાચાર બનીને રહી જાઓ.

૩૦. તારો રબ જેના માટે ચાહે છે, રોજી વિશાળ કરી દે છે અને જેના માટે ચાહે છે, તંગ કરી દે છે. તે પોતાના બંદાઓની સ્થિતિની ખબર રાખે છે અને તેને જોઈ રહ્યો છે. (રુકૂઅ-૩)

૩૧. પોતાના સંતાનની નિર્ધનતાના ભયથી હત્યા ન કરો, અમે તેમને પણ

રોજી આપીશું અને તમને પણ. હકીકતમાં તેમની હત્યા એક ઘોર અપરાધ છે.

૩૨. વ્યભિચારના નજીક ન ફરકો. તે ઘણું જ ખરાબ કૃત્ય છે અને ઘણો જ ખરાબ માર્ગ.

૩૩. કોઈ જીવની હત્યા ન કરો જેને અલ્લાહે હરામ (અવૈધ) ઠેરવ્યો છે, સિવાય કે સત્યની સાથે અને જે વ્યક્તિની અન્યાયપૂર્ણ હત્યા કરવામાં આવી હોય તેના સંરક્ષકને અમે કસાસ (અર્થાત્ બદલો, ઈસ્લામી કાનૂન અનુસાર હત્યાના મૂળ દાવેદાર સરકાર નહીં, પણ જેની હત્યા કરવામાં આવી છે તેના સંરક્ષક છે અને તે હત્યા કરનારને માફ કરવા અને કસાસના બદલે ખૂં-બહા—હત્યાના બદલામાં આર્થિક દંડ લેવા ઉપર રાજી અને તૈયાર થઈ શકે છે.)ની માગણી કરવાનો અધિકાર આપ્યો છે, તેથી તેણે હત્યા કરવામાં હદથી આગળ ન વધવું જોઈએ, તેની સહાય કરવામાં આવશે.

૩૪. અનાથના માલના નજીક ન ફરકો, પરંતુ ઉત્તમ રીતે, ત્યાં સુધી કે તે યુવાન વયે પહોંચી જાય. વચનનું પાલન કરો. નિઃશંક વચન વિષે તમારે જવાબ આપવો પડશે.

૩૫. માપીને આપો તો પૂરું ભરીને આપો, અને તોલો તો સાચા ત્રાજવાથી તોલો. આ સારી પદ્ધતિ છે અને પરિણામની દૃષ્ટિએ પણ આ જ વધુ સારું છે.

૩૬. કોઈ એવી વસ્તુની પાછળ ન પડો જેનું તમને જ્ઞાન ન હોય. નિઃશંક આંખ, કાન અને હૃદય બધાની જ પૂછતાછ થવાની છે.

૩૭. જમીનમાં છાતી કાઢીને ન ચાલો, તમે ન જમીનને ફાડી શકો છો, ન તો પર્વતોની ઊંચાઈએ પહોંચી શકો છો.

૩૮. આ કાર્યોમાંથી દરેકનું ખરાબ પાસું તારા રબના નજીક નાપસંદ છે.

૩૯. આ તે તત્ત્વદર્શિતાની વાતો છે જે તારા રબે તારા ઉપર વહી કરી છે. અને જુઓ અલ્લાહ સાથે બીજો કોઈ ઉપાસ્ય ન બનાવી બેસ, નહીં તો તને જહન્નમ (નર્ક)માં નાખી દેવામાં આવશે નિંદાપાત્ર અને દરેક ભલાઈથી વંચિત થઈને —

૪૦. કેવી વિચિત્ર વાત છે કે તમારા રબે (પ્રભુએ) તો તમને પુત્રોથી નવાજ્યા અને ખુદ પોતાના માટે ફરિશ્તાઓને પુત્રીઓ બનાવી લીધી ? મોટી જૂઠી વાત છે જે તમે લોકો તમારા મોઢેથી બોલો છો. (રુકૂઅ-૪)

૪૧. અમે આ કુર્આનમાં જુદી-જુદી રીતે લોકોને સમજાવ્યા કે ભાનમાં આવે, પરંતુ તેઓ સત્યથી વધુને વધુ દૂર જ ભાગતા જઈ રહ્યાં છે.

૪૨. હે પયગંબર ! આમને કહો કે જો અલ્લાહ સાથે બીજા ઉપાસ્યો પણ



હોત, જેમ કે આ લોકો કહે છે, તો તેઓ અર્શ (સિંહાસન)ના માલિકના સ્થાને પહોંચવાની જરૂર કોશિશ કરતા.

૪૩. પવિત્ર તે અને ઉચ્ચતર છે તે વાતોથી જે આ લોકો કહી રહ્યા છે.

૪૪. તેની પવિત્રતા તો સાતેય આકાશો અને ધરતી અને તે સર્વ વસ્તુઓ વર્ણવી રહી છે જે આકાશો અને ધરતીમાં છે. કોઈ વસ્તુ એવી નથી જે તેની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) ન કરી રહી હોય. પરંતુ તમે તેમની તસ્બીહ (પવિત્રતાનો જાપ) સમજતા નથી. હકીકત એ છે કે તે ઘણો મોટો સહનશીલ અને માફ કરનાર છે.

૪૫. જ્યારે તમે કુર્આન પઢો છો તો અમે તમારા અને આખિરત ઉપર ઈમાન ન લાવનારાઓના વચ્ચે એક પડદો નાખી દઈએ છીએ

૪૬. અને તેમના હૃદયો ઉપર એવો ગલેફ ચઢાવી દઈએ છીએ કે તેઓ કશું નથી સમજતા અને તેમના કાનોમાં ડાટો મારી દઈએ છીએ. અને જ્યારે તમે કુર્આનમાં પોતાના એક જ રબ (માલિક અને પાલનહાર)નો ઉલ્લેખ કરો છો તો તેઓ ધૃણાથી મોઢું ફેરવી લે છે.

૪૭. અમને ખબર છે કે જ્યારે તેઓ કાન દઈને તમારી વાત સાંભળે છે તો હકીકતમાં શું સાંભળે છે, અને જ્યારે બેસીને પરસ્પર ગુસપુસ કરે છે તો શું કહે છે. આ અત્યાચારીઓ પરસ્પર કહે છે કે આ તો એક જાદુની અસર પામેલો માણસ છે જેના પાછળ તમે લોકો જઈ રહ્યા છો—

૪૮. જુઓ, કેવી વાતો છે જે આ લોકો તમારા ઉપર ટાંકે છે, આ લોકો ભટકી ગયા છે, તેમને માર્ગ જડતો નથી.

૪૯. તેઓ કહે છે, ''જ્યારે અમે કેવળ હાડકાં અને માટી બની જઈશું તો શું અમને નવેસરથી પેદા કરીને ઉઠાવવામાં આવશે ?''

૫૦. — આમને કહો, ''તમે પથ્થર કે લોખંડ પણ થઈ જાઓ,

૫૧. અથવા તેનાથી પણ વધુ કઠણ કોઈ વસ્તુ જે તમારા મતે જીવતી થવા માટે અશક્ય હોય'' (તો પણ તમે ઊઠીને રહેશો). તેઓ ચોક્કસ પૂછશે, ''કોણ છે તે જે અમને ફરીથી જીવનની તરફ પલટાવીને લાવશે ?'' જવાબમાં કહો, ''તે જ જેણે પહેલી વખત તમને પેદા કર્યા'' — તેઓ માથાં હલાવી-હલાવીને પૂછશે, ''સારું, તો આ થશે ક્યારે ?'' તમે કહો, ''એમાં શું નવાઈ કે તે સમય નજીક જ આવી પહોંચ્યો હોય.

૫૨. જે દિવસે તે તમને પોકારશે તો તમે તેની પ્રશંસા કરતાં-કરતાં તેની પોકારના જવાબમાં નીકળી આવશો અને તમારી ધારણા તે વખતે એ હશે કે બસ, થોડી વાર જ આ હાલતમાં પડી રહ્યાં છીએ.'' (રુકૂઅ ૫)

૫૩. અને હે પયગંબર ! મારા બંદાઓને (અર્થાત્ ઈમાનવાળા બંદાઓને)

કહી દો કે જબાનથી એવી વાત કહે જે ઉત્તમ હોય. હકીકતમાં આ શેતાન છે જે મનુષ્યો વચ્ચે ઝઘડા નાખવાની કોશિશ કરે છે. હકીકત આ છે કે શેતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે.

૫૪. તમારો રબ તમારી હાલતને સારી રીતે જાણે છે. તે ચાહે તો તમારા ઉપર દયા કરે અને ચાહે તો તમને યાતના આપી દે. અને હે પયગંબર ! અમે તમને લોકો ઉપર રખેવાળ બનાવીને નથી મોકલ્યા.

૫૫. તારો રબ ધરતી અને આકાશોની મખ્લૂકો (સર્જનો)ને વધુ જાણે છે. અમે કેટલાક પયગંબરોને કેટલાકથી વધુ દરજ્જા આપ્યા અને અમે જ દાઊદને ઝબૂર આપી હતી.

૫૬. આમને કહો, પોકારી જુઓ તે ઉપાસ્યોને જેમને તમે અલ્લાહ સિવાય (પોતાના કામ પાર પાડનાર) સમજો છો, તેઓ કોઈ મુશ્કેલીને તમારાથી ન દૂર કરી શકે છે, ન તેને બદલી શકે છે.

૫૭. જેમને આ લોકો પોકારે છે, તેઓ તો સ્વયં પોતાના રબ (માલિક, પ્રભુ)ની હજૂરમાં પહોંચવા માટે સાધન શોધી રહ્યાં છે કે કોણ તેનાથી વધુ સમીપ થઈ જાય અને તેઓ તેની કૃપાના ઉમેદવાર છે અને તેની યાતનાથી ડરે છે. હકીકત એ છે કે તારા રબની યાતના છે જ ડરવાને લાયક.

૫૮. અને કોઈ વસ્તી એવી નથી જેને અમે કયામત (પુનરુજ્જીવન) પહેલાં નષ્ટ ન કરીએ અથવા સખત યાતના ન આપીએ, આ અલ્લાહના લેખમાં લખેલું છે.

૫૯. અને અમને નિશાનીઓ મોકલવાથી નથી રોક્યા, પરંતુ આ વાતે કે આમના પહેલાંના લોકો તેનો ઇન્કાર કરી ચૂક્યા છે. (આથી જોઈ લો) સમૂદને અમે ખુલ્લંખુલ્લા ઊંટણી લાવીને આપી અને તેમણે તેના ઉપર જુલ્મ કર્યો. અમે નિશાનીઓ એટલા જ માટે તો મોકલીએ છીએ કે લોકો તેમને જોઈને ડરે.

૬૦. યાદ કરો હે પયગંબર ! અમે તમને કહી દીધું હતું કે તારા રબે તે લોકોને ઘેરી રાખ્યા છે, અને આ જે દેખાડ્યું અમે તમને દેખાડ્યું છે, તેને અને તે વૃક્ષને જેના ઉપર કુર્આનમાં ફિટકાર કરવામાં આવી છે, અમે તે લોકો માટે બસ, એક પરીક્ષા બનાવીને મૂકી દીધા. અમે તેમને નિરંતર ચેતવણી આપી રહ્યા છીએ, પરંતુ દરેક ચેતવણી તેમના વિદ્રોહમાં જ વધારો કર્યે જાય છે. (રુકૂઅ-૬)

૬૧. અને યાદ કરો જ્યારે કે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો બધાએ સિજદો કર્યો, પરંતુ ઇબ્લીસે ન કર્યો. તેણે કહ્યું, ''શું હું તેને સિજદો કરું જેને તેં માટીથી બનાવ્યો છે ?''



૬૨. પછી તે બોલ્યો, ''જુઓ તો ખરા, શું આ તે લાયક હતો કે તેં એને મારા ઉપર શ્રેષ્ઠતા આપી ? જો તું મને કયામતના દિવસ સુધી મહેતલ આપે તો હું તેના આખા વંશને જડમૂળથી ઉખેડી નાખું, માત્ર થોડા જ લોકો મારાથી બચી શકશે.''

૬૩. અલ્લાહે ફરમાવ્યું, ''ભલે તો જા, આમાંથી જે કોઈ તારૂં અનુસરણ કરે, તારા સહિત તે સૌના માટે જહન્નમ (નર્ક) જ ભરપૂર બદલો છે.

૬૪. તું જેને-જેને પોતાના આમંત્રણથી લપસાવી શકે છે, લપસાવી લે, તેમના ઉપર પોતાના સવાર અને સિપાઈઓ ચઢાવી લાવ, ધન અને સંતાનમાં તેમના સાથે ભાગીદારી કર, અને તેમને વાયદાઓની જાળમાં ફાંસી લે — અને શેતાનના વાયદા એક છેતરપિંડી સિવાય બીજું કંઈ નથી —

૬૫. નિઃશંક મારા બંદાઓ ઉપર તને કોઈ પ્રભુત્વ પ્રાપ્ત થશે નહીં, અને ભરોસો કરવા માટે તારો રબ જ પૂરતો છે.''

૬૬. તમારો (સાચો) રબ (માલિક અને પાલનહાર) તો તે છે જે સમુદ્રોમાં તમારી નૌકા ચલાવે છે, જેથી તમે તેની મહેરબાની (આજીવિકા) શોધો. વાસ્તવિકતા એ છે કે તે તમારી સ્થિતિ ઉપર ઘણો જ મહેરબાન છે.

૬૭. જ્યારે સમુદ્રમાં તમારા ઉપર મુસીબત આવે છે તો તે એકના સિવાય બીજા જેને-જેને તમે પોકારો છો, તે બધા જ ગુમ થઈ જાય છે. પરંતુ જ્યારે તે તમને બચાવીને જમીન ઉપર પહોંચાડી દે છે તો તમે તેનાથી વિમુખ થઈ જાઓ છો. મનુષ્ય વાસ્તવમાં ઘણો જ અપકારી છે.

૬૮. સારૂ, તો શું તમે એ વાતથી તદ્દન ડરતા નથી કે ખુદા ક્યારેક જમીન ઉપર જ તમને ધરતીમાં ખૂંપાવી દે અથવા તમારા ઉપર પથ્થરો વરસાવતી આંધી મોકલી દે અને તમેન તેનાથી બચાવનાર કોઈ મદદગાર ન મેળવી શકો ?

૬૯. અને શું તમને આનો ભય નથી કે અલ્લાહ ફરી કોઈ સમયે સમુદ્રમાં તમને લઈ જાય અને તમારી કૃતઘ્નતાના બદલામાં તમારા ઉપર પ્રચંડ તોફાની હવા મોકલીને તમને ડુબાડી દે અને તમને એવો કોઈ ન મળે જે તેને તમારા આ અંજામ વિષે પૂછતાછ કરી શકે ? —

૭૦. આ તો અમારી મહેરબાની છે કે અમે બની આદમ (આદમની સંતાન)ને પ્રતિષ્ઠા આપી અને તેમને જમીન અને પાણીમાં સવારીના સાધનો આપ્યા અને તેમને શુદ્ધ વસ્તુઓમાંથી રોજી આપી અને પોતાની અનેક મખ્લૂકો (પોતે સર્જેલા અનેકો) ઉપર સ્પષ્ટ શ્રેષ્ઠતા આપી. (રુકૂઅ-૭)

૭૧. પછી વિચાર કરો તે દિવસનો જ્યારે અમે પ્રત્યેક માનવ-જૂથને તેના પેશવા (આગેવાન, ગુરુ) સાથે બોલાવીશું. તે વખતે જે લોકોને તેમનું કર્મ-પત્રક સીધા હાથમાં આપવામાં આવ્યું, તેઓ પોતાનું કર્મ-પત્રક

વાંચશે અને તેમના ઉપર રજમાત્ર પણ જુલ્મ (અન્યાય) નહીં થાય.

૭૨. અને જે આ દુનિયામાં આંધળો બનીને રહ્યો, તે આખિરતમાં પણ આંધળો જ રહેશે, બલ્કે રસ્તો શોધવામાં આંધળા કરતાંય વધુ નિષ્ફળ.

૭૩. હે પયગંબર ! આ લોકોએ આ પ્રયાસમાં કોઈ કચાશ નથી રાખી કે તમને ફિત્ના (આપત્તિ)માં નાખીને આ વહીથી ફેરવી નાખે જે અમે તમારા તરફ મોકલી છે, જેથી તમે અમારા નામે પોતાના તરફથી કોઈ વાત ઘડી કાઢો. જો તમે આવું કર્યું હોત તો તેઓ જરૂર તમને પોતાના મિત્ર બનાવી લેતા,

૭૪. અને એ અશકય ન હતું કે જો અમે તમને મક્કમ ન રાખતા તો તમે તેમના તરફ થોડાક ઝૂકી પણ જતા.

૭૫. પરંતુ જો તમે આવું કર્યું હોત તો અમે તમને દુનિયામાં પણ બમણી યાતનાનો સ્વાદ ચખાડ્યો હોત અને આખિરતમાં પણ બમણી યાતનાનો, પછી અમારા મુકાબલામાં તમે કોઈ મદદગાર ન મેળવી શક્યા હોત.

૭૬. અને આ લોકો તે માટે પણ ભારે તત્પર રહ્યા છે કે તમારા કદમ આ ધરતી ઉપરથી ઉખાડી દે અને તમને અહીંથી કાઢી મૂકે, પરંતુ જો તેઓ આવું કરશે તો તમારા પછી તેઓ સ્વયં અહીં સહેજ પણ વધુ સમય રહી શકશે નહીં.

૭૭. આ અમારી હંમેશની કાર્ય-પદ્ધતિ રહી છે જે અમે તે બધા જ રસૂલોના મામલાઓમાં અમલમાં મૂકી છે જેમને અમે તમારા પહેલાં મોકલ્યા હતા, અને અમારી કાર્ય-પદ્ધતિમાં તમે કોઈ ફેરફાર નહીં જુઓ. (રુકૂઅ-૮)

૭૮. નમાઝ કાયમ કરો, સૂર્યના ઢળવાથી લઈને રાતના અંધારા સુધી અને ફજ્ર (સવાર)માં કુર્આન પઢવાનું પણ આવશ્યક બનાવી લો, કેમ કે ફજ્રનું કુર્આન મશ્હૂદ (જેના ઉપર સાક્ષી આપવામાં આવી હોય તેવું) છે.

૭૯. અને રાત્રે તહજ્જુદ* પઢો, આ તમારા માટે નફ્લ* છે, અશકય નથી કે તમારો રબ તમને 'મકામે મહમૂદ' (પ્રશંસા યોગ્ય સ્થાન) ઉપર આસનાધીન કરી દે.

૮૦. અને પ્રાર્થના કરો કે પાલનહાર ! મને જ્યાં પણ તું લઈ જાય, સત્યની સાથે લઈ જા અને જ્યાંથી પણ કાઢે, સત્યની સાથે કાઢ અને પોતાના તરફથી એક સત્તાને મારો સહાયક બનાવી દે.

૮૧. અને ઘોષણા કરી દો, ''સત્ય આવી ગયું અને અસત્ય નાશ પામ્યું, અસત્ય તો નાશ પામવાનું જ છે.''

૮૨. અમે આ કુર્આનના ઉતરવાના ક્રમમાં તે બધું ઉતારી રહ્યા છીએ જે માનવાવાળાઓ માટે તો રોગ-નિવારણ અને દયા અને કૃપા છે, પરંતુ અત્યાચારીઓ માટે નુકસાન સિવાય બીજી કોઈ વસ્તુમાં વધારો નથી કરતું.

* 'તહજ્જુદ'નો અર્થ છે ઊંઘ તોડીને ઉઠવું, અર્થાત્ રાત્રે એક હિસ્સામાં ઊંઘીને ઉઠવું અને નમાઝ પઢવી.
* 'નફ્લ'નો અર્થ છે, ફર્જ ઉપરાંત, અર્થાત્ પાંચ વખતની નમાઝ ફર્જ-અનિવાર્ય છે અને આ છઠ્ઠી નમાઝ ફર્જ ઉપરાંતની છે.



૮૩. મનુષ્યની સ્થિતિ એ છે કે જ્યારે અમે તેને નેઅ્મત (કૃપા) પ્રદાન કરીએ છીએ તો અકડાઈ કરે છે અને પીઠ ફેરવી લે છે અને જ્યારે સહેજ મુસીબતમાં પડે છે તો નિરાશ થવા લાગે છે.

૮૪. હે પયગંબર ! તે લોકોને કહી દો કે ''દરેક પોતાની પદ્ધતિ ઉપર ચાલી રહ્યો છે, હવે તે તમારો રબ (પ્રભુ) જ વધુ સારી રીતે જાણે છે કે સીધા માર્ગ ઉપર કોણ છે.''(રુકૂઅ-૯)

૮૫. આ લોકો તમને રૂહ (નબૂવ્વતની રૂહ અથવા વહી-દિવ્ય પ્રકાશના) વિષે પૂછે છે. કહો, ''આ રૂહ મારા રબના આદેશથી આવે છે, પરંતુ તમે લોકોએ જ્ઞાનનો થોડો જ ભાગ મેળવ્યો છે.''

૮૬. અને હે પયગંબર ! અમે ઇચ્છીએ તો તે બધું જ તમારા પાસેથી છીનવી લઈએ જે અમે વહી દ્વારા તમને આપ્યું છે, પછી તમે અમારા મુકાબલામાં કોઈ મદદગાર નહીં મેળવી શકો જે તેને પાછું અપાવી શકે.

૮૭. આ તો જે કંઈ મળ્યું છે, તમારા રબની કૃપાથી મળ્યું છે, હકીકત એ છે કે તમારા ઉપર તેની મોટી કૃપા (મહેરબાની) છે.

૮૮. કહી દો કે જો મનુષ્યો અને જિન્નાતો, બધા જ મળીને આ કુર્આન જેવી કોઈ વસ્તુ લાવવાનો પ્રયત્ન કરે, તો નહીં લાવી શકે, ચાહે તેઓ બધા એક-બીજાના મદદગાર કેમ ન હોય.

૮૯. અમે આ કુર્આનમાં લોકોને જુદી-જુદી રીતે સમજાવ્યા, પરંતુ મોટા ભાગના લોકો ઇન્કાર ઉપર જ જામેલા રહ્યા

૯૦. અને તેમણે કહ્યું, ''અમે તારી વાત નહીં માનીએ, જ્યાં સુધી તું અમારા માટે જમીનને ફાડીને એક ઝરણું ન વહેવડાવી દે

૯૧. અથવા તારા માટે ખજૂર અને દ્રાક્ષનો એક બગીચો પેદા થઈ જાય અને તું તેમાં નહેરો વહેવડાવી દે

૯૨. અથવા તું આકાશના ટુકડે-ટુકડા કરીને અમારા ઉપર પાડી દે, જેમ કે તારો દાવો છે. અથવા અલ્લાહ અને ફરિશ્તાઓને રૂબરૂ અમારા સામે લઈ આવે

૯૩. અથવા તારા માટે સોનાનું એક ઘર બની જાય, અથવા તું આકાશમાં ચઢી જાય અને તારા ચઢવાનો પણ અમે વિશ્વાસ નહીં કરીએ, જ્યાં સુધી તું અમારા ઉપર એક એવું લખાણ ન ઉતારી લાવે જે અમે વાંચીએ.'' — હે પયગંબર ! આમને કહો, ''પવિત્ર અને મહાન છે મારો પાલનહાર, શું હું એક સંદેશો લાવનાર મનુષ્ય સિવાય બીજું પણ કંઈ છું ?'' (રુકૂઅ-૧૦)

૯૪. લોકો સમક્ષ જ્યારે પણ માર્ગદર્શન આવ્યું તો તેના ઉપર ઈમાન લાવતાં

તેમને કોઈ વસ્તુએ ન રોક્યા, પરંતુ તેમના આ જ કથને કે ''શું અલ્લાહે મનુષ્યને પયગંબર બનાવીને મોકલી દીધો ?''

૯૫. એમને કહો, '' જો ધરતી ઉપર ફરિશ્તા સંતોષથી ચાલી-ફરી રહ્યા હોત તો અમે ચોક્કસ આકાશમાંથી કોઈ ફરિશ્તાને જ તેમના માટે પયગંબર બનાવીને મોકલતા.

૯૬. હે નબી ! આમને કહી દો કે મારા અને તમારા વચ્ચે બસ એક અલ્લાહની જ સાક્ષી પૂરતી છે. તે પોતાના બંદાઓની હાલતની ખબર રાખે છે અને બધું જ જોઈ રહ્યો છે.

૯૭. જેને અલ્લાહ માર્ગદર્શન પ્રદાન કરે તે જ માર્ગદર્શન પામી શકે છે, અને જેને તે પથભ્રષ્ટતામાં નાખી દે, તો તેના સિવાય આવા લોકો માટે તું કોઈ સમર્થક અને સહાયક નથી મેળવી શકતો. તે લોકોને અમે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે ઊંધા માઢે ખેંચી લાવીશું; આંધળા, મૂંગા અને બહેરા. તેમનું ઠેકાણું જહન્નમ (નર્ક) છે. જ્યારે પણ તેની આગ મંદ પડવા લાગશે અમે તેને વધુ ભડકાવી દઈશું.

૯૮. આ બદલો છે તેમની તે કરણીનો કે તેમણે અમારી આયતોનો ઇન્કાર કર્યો અને કહ્યું, ''શું જ્યારે અમે માત્ર હાડકાં અને માટી થઈ જઈશું તો નવેસરથી અમને પેદા કરીને ઊભા કરવામાં આવશે ?''

૯૯. શું તેમને એ ન સૂઝ્યું કે જે અલ્લાહે ધરતી અને આકાશોને પેદા કર્યા છે તે તેમના જેવાઓને પેદા કરવાનુ સામર્થ્ય જરૂર ધરાવે છે ? તેણે તેમના હશ્ર (મહાપ્રલય) માટે એક સમય નિશ્ચિત કરી રાખ્યો છે જેનું આવવું ચોક્કસ છે, પરંતુ જાલિમોનો આગ્રહ છે કે તેઓ ઇન્કાર જ કરશે.

૧૦૦. હે પયગંબર ! આમને કહો, ''જો ક્યાંક મારા રબની કૃપાના ખજાના તમારા કબજામાં હોત તો તમે ખર્ચ થઈ જવાના ડરથી જરૂર તેમને રોકી રાખતા. વાસ્તવમાં મનુષ્ય ખૂબ સંકુચિત મનનો (અનુદાર, કંજૂસ) છે.(રુકૂઅ-૧૧)

૧૦૧. અમે મૂસાને નવ નિશાનીઓ આપી હતી જે સ્પષ્ટપણે દેખાઈ રહી હતી. હવે આ તમે સ્વયં બની ઇસરાઈલને પૂછી લો કે જ્યારે મૂસા તેમને ત્યાં આવ્યા તો ફિરઔને આ જ કહ્યું હતું ને કે, ''હે મૂસા ! હું સમજું છું કે તું જરૂર એક જાદુની અસર પામેલો મનુષ્ય છે.''

૧૦૨. મૂસાએ તેના જવાબમાં કહ્યું, ''તું સારી રીતે જાણે છે કે આ બુદ્ધિમત્તા વધારનાર નિશાનીઓ ધરતી અને આકાશોના રબ સિવાય કોઈએ ઉતારી નથી, અને મારો ખ્યાલ એ છે કે હે ફિરઔન ! તું દુર્ભાગી માણસ છે.''

૧૦૩. છેવટે ફિરઔને નિશ્ચય કર્યો કે મૂસા અને બની ઇસરાઈલને ધરતીમાંથી



ઉખાડી ફેંકે, પરંતુ અમે તેને અને તેના સાથીઓને ભેગા ડુબાડી દીધા

૧૦૪. અને ત્યાર પછી બની ઇસરાઈલને કહ્યું કે હવે તમે ધરતી ઉપર વસવાટ કરો, પછી જ્યારે આખિરતના વાયદાનો સમય પૂરો થશે તો અમે તમને સૌને એક સાથે લાવીને હાજર કરીશું.

૧૦૫. આ કુર્આનને અમે સત્ય સાથે અવતરિત કર્યું છે અને સત્ય સાથે જ આ ઉતર્યું છે, અને હે પયગંબર ! તમને અમે આના સિવાય બીજા કોઈ કામ માટે નથી મોકલ્યા કે (જે માની લે તેને) ખુશખબર આપી દો અને (જે ન માને તેને) સચેત કરી દો.

૧૦૬. અને આ કુર્આનને અમે થોડું-થોડું કરીને અવતરિત કર્યું છે જેથી તમે થોભી-થોભીને એને લોકોને સંભળાવો, અને આને અમે (પ્રસંગોપાત) ક્રમશઃ અવતરિત કર્યું છે.

૧૦૭. હે પયગંબર ! તે લોકોને કહી દો કે તમે આને માનો કે ન માનો, જે લોકોને આ પહેલાં જ્ઞાન આપવામાં આવ્યું છે તેમને જ્યારે આ સંભળાવવામાં આવે છે તો તેઓ ઊંધા મોઢે સિજદામાં પડી જાય છે

૧૦૮. અને પોકારી ઉઠે છે, ''પવિત્ર અને ઉચ્ચ છે અમારો માલિક અને પાલનહાર ! તેનો વાયદો તો પૂરો થવાનો જ હતો.''

૧૦૯. અને તેઓ ઊંધા મોઢે રડતાં-રડતાં પડી જાય છે અને તેને સાંભળીને તેમની વિનમ્રતા ખૂબ વધી જાય છે.

૧૧૦. હે પયગંબર ! આમને કહો, ''અલ્લાહ કહીને પોકારો કે રહમાન (પરમ્ કૃપાળુ) કહીને, જે નામથી પોકારો તેના માટે બધા ઉત્તમ જ નામો છે.'' અને પોતાની નમાઝ ન બહુ ઊંચા અવાજે પઢો અને ન તો બહુ ધીમા અવાજે, આ બંને વચ્ચે મધ્યમ પ્રકારનો લહેજો (સ્વર) અપનાવો.

૧૧૧. અને કહો, ''પ્રશંસા છે તે અલ્લાહ માટે જેણે ન કોઈને પુત્ર બનાવ્યો, ન કોઈ બાદશાહીમાં તેનો ભાગીદાર છે અને ન તે વિવશ છે કે કોઈ તેનો મદદગાર હોય.'' અને તેની મહાનતા વર્ણવો, ઉચ્ચ કોટિની મહાનતા. (રુકૂઅ-૧૨)

# (૧૮) અલ-કહ્ફ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ આયત-૧૦ 'ઇઝ અવલ્ ફિત્યતુ ઇલલ્ કહફિ'માંથી લેવામાં આવ્યું છે, અર્થાત્ તે સૂરઃ જેમાં 'કહ્ફ' શબ્દ આવે છે.

**ઉતરાણકાળ :**

અહીંથી તે સૂરઃઓનો આરંભ થાય છે, જે મક્કી જીવનના ત્રીજા તબક્કામાં ઊતરી છે. આ અનુસાર ત્રીજો તબક્કો લગભગ નબૂવ્વતના પાંચમા વર્ષથી દસમાં વર્ષ સુધી વિસ્તરેલો છે. આ ત્રીજા તબક્કામાં મક્કાના વિરોધીઓએ અત્યાચાર અને દમન તેમજ મારપીટનો રસ્તો અપનાવ્યો, જેના પરિણામે મુસલમાનોના એક મોટા જૂથને મક્કા છોડીને હબશા જતાં રહેવું પડ્યું અને બાકીના મુસલમાનો અને તેમના સાથે સ્વયં પયગંબર (સલ્લ.) તથા આપના કુટુંબનો અબૂ તાલીબની ઘાટીમાં ઘેરો ઘાલીને સંપૂર્ણ આર્થિક અને સામાજિક બહિષ્કાર કરી દેવામાં આવ્યો. સૂરઃકહ્ફના વિષય ઉપર વિચારતાં એમ લાગે છે કે આ ત્રીજા તબક્કાની શરૂઆતમાં ઊતરી હશે, જ્યારે અત્યાચાર અને વિરોધ તીવ્ર બની ગયા હતા, પરંતુ હજુ હબશા હિજરત કરી જવાનો પ્રસંગ બન્યો ન હતો. તે વખતે જે મુસલમાનોને પરેશાન કરવામાં આવી રહ્યા હતા, તેમને અસ્હાબે-કહ્ફ (ગુફાવાળાઓ)નો કિસ્સો સંભળાવવામાં આવ્યો, જેથી તેમનામાં સાહસ પેદા થાય અને તેમને ખબર પડે કે ઈમાનવાળા પોતાનું ઈમાન બચાવવા માટે આ અગાઉ શું-શું કરી ચૂક્યા છે.

**વિષય :**

આ સૂરઃ મક્કાના મુશ્રિકોના ત્રણ સવાલોના જવાબમાં ઊતરી છે જે તેમણે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ની પરીક્ષા કરવા માટે અહલે કિતાબ (ગ્રંથવાળાઓ)ની સલાહથી આપની સામે મૂક્યા હતા :

(૧) અસ્હાબે-કહ્ફ કોણ હતા?
(૨) ખિઝરનો કિસ્સો શું છે? અને
(૩) ઝુલકરનૈનનો કિસ્સો શું છે?

આ ત્રણે સવાલો યહૂદીઓ અને ખ્રિસ્તીઓના ઇતિહાસ અંગે હતા. આરબ પ્રદેશમાં આ અંગે કોઈને કોઈ વાતની ખબર ન હતી. પણ અલ્લાહે માત્ર પયગંબરના મોઢે જ એમના સવાલોના સંપૂર્ણ જવાબ આપ્યા, એટલું જ નહીં, તેમણે પૂછેલા ત્રણે કિસ્સાઓને તે સમયે મક્કામાં કુફ્ર અને ઇસ્લામ વચ્ચે પ્રવર્તતી સ્થિતિ ઉપર સંપૂર્ણપણે લાગુ પાડી દીધા :

(૧) અસ્હાબે-કહ્ફ વિષે બતાવ્યું કે તેઓ તે જ તૌહીદ—એકેશ્વરવાદને માનનારા હતા, જેનું આમંત્રણ કુર્આન આપી રહ્યું છે, અને તેમની હાલત મક્કાના



તે મુઠ્ઠીભર પીડિત મુસલમાનોની હાલત કરતાં અને તેમની કોમનું વલણ કુરૈશના લોકોના વલણ કરતાં સહેજ પણ ભિન્ન ન હતું. ત્યારબાદ આ કિસ્સા દ્વારા ઈમાનવાળાઓને એ બોધ આપ્યો કે જો કાફિરોનું વર્ચસ્વ અસીમિત હોય અને એક ઈમાનવાળાને જીવવાની તક પણ આપવામાં આવતી ન હોય, તો પણ તેણે અસત્ય આગળ માથું ઝુકાવવું જોઈએ નહીં, બલ્કે અલ્લાહના ભરોસે એકલા નીકળી પડવું જોઈએ.

(૨) અસ્હાબે-કહ્ફના કિસ્સામાંથી આગળ વધી તે અત્યાચાર અને અપમાનની ચર્ચા શરૂ કરી દેવામાં આવી, જે મક્કાના સરદાર અને સુખી-સંપન્ન લોકો મક્કાના મુસલમાનોના નાનકડા જૂથ ઉપર કરી રહ્યા હતા. આ અંગે એક તરફ નબી (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો કે આ જાલિમો સાથે કોઈ પણ જાતનું સમાધાન ન કરો, અને પોતાના ગરીબ સાથીઓના મુકાબલે આ મોટા લોકોને મહત્ત્વ ન આપો. બીજી તરફ આ સરદારોને ઉપદેશ આપવામાં આવ્યો કે પોતાના અલ્પજીવી આરામદાયક જીવન ઉપર ફુલાશો નહીં, બલ્કે તે ભલાઈઓ ચાહો, જે સ્થાયી અને સદૈવ રહેવાની છે.

(૩) આ જ વાતના અનુસંધાનમાં ખિઝર અને મૂસા (અલૈ.)નો કિસ્સો એવી શૈલીમાં સંભળાવવામાં આવ્યો છે કે તેમાં કાફિરોના સવાલોનો જવાબ પણ હતો અને ઈમાંનવાળાઓ માટે સંતોષ પ્રાપ્ત કરવાની સામગ્રી પણ. આ કિસ્સામાં વાસ્તવમાં જે બોધ આપવામાં આવ્યો છે તે એ છે કે અલ્લાહનું ઇચ્છાતંત્ર જે હેતુઓ માટે ચાલી રહ્યું છે તે તમારી નજરોથી છૂપા હોવાના કારણે તમે આશ્ચર્ય પામો છો કે આવું કેમ બન્યું? આ શું થઈ ગયું? આ તો ભારે થઈ! જો કે પડદો ઉંચકી લેવામાં આવે તો તમને પોતાને જણાઈ જશે કે અહીં જે કંઈ બની રહ્યું છે બરાબર બની રહ્યું છે અને બાહ્ય રીતે જે વસ્તુમાં બૂરાઈ દેખાય છે, અંતમાં તે પણ કોઈ સારા પરિણામ માટે જ હોય છે.

(૪) આ પછી ઝુલકરનૈનનો કિસ્સો વર્ણવવામાં આવે છે અને તેમાં સવાલ પૂછનારાઓને તે બોધપાઠ આપવામાં આવે છે કે તમે પોતાની નાની-નાની સરદારીઓ ઉપર ઇતરાઈ રહ્યાં છો, જો કે ઝુલકરનૈન આવો મોટો શાસક અને આવો જબરજસ્ત વિજેતા અને આવા ભવ્ય સાધનોનો માલિક હોવા છતાં પોતાની હકીકતને ભૂલ્યો ન હતો અને પોતાના સર્જનહારની સામે કાયમ માથું ઝુકાવી રાખતો હતો.

અંતમાં ફરીથી તે વાતો દોહરાવી દેવામાં આવી છે જે શરૂમાં કહેવામાં આવી છે, અર્થાત્ તૌહીદ અને આખિરત તદ્દન સત્ય છે અને તમારી ભલાઈ આને માનવામાં જ છે. આ મુજબ પોતાને સુધારો અને અલ્લાહ સામે પોતાને જવાબદાર સમજીને દુનિયામાં જીવન વિતાવો. આમ નહીં કરો તો તમારૂં પોતાનું જીવન બગડશે અને તમારૂં બધું કર્યું-કરાવ્યું વ્યર્થ જશે.

# (૧૮) સૂરઃ અલ-કહ્ફ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૨ • આયતો : ૧૧૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. પ્રશંસા અલ્લાહ માટે છે જેણે પોતાના બંદા ઉપર આ ગ્રંથ અવતરિત કર્યો અને તેમાં કોઈ વિકૃતિ ન રાખી.

૨. તદ્દન સીધી વાત કહેનારો ગ્રંથ, જેથી તે લોકોને અલ્લાહની સખત યાતનાથી ચેતવી દે અને ઈમાન લાવીને સત્કર્મ કરનારાઓને શુભ-સૂચના આપી દે કે તેમના માટે સારું વળતર છે,

૩. જેમાં તેઓ હંમેશાં રહેશે,

૪. અને તે લોકોને ડરાવી દે જેઓ કહે છે કે અલ્લાહે કોઈને પુત્ર બનાવ્યો છે.

૫. આ વાતનું ન તેમને કોઈ જ્ઞાન છે અને ન તેમના બાપ-દાદાને હતું. મોટી વાત છે જે તેમના મુખમાંથી નીકળે છે, તેઓ કેવળ જૂઠ બોલે છે.

૬. સારું, તો હે પયગંબર ! કદાચ તમે આમના પાછળ દુઃખના માર્યા પોતાના પ્રાણ ખોઈ બેસવાના છો, જો તેઓ આ શિક્ષા ઉપર ઈમાન ન લાવે.

૭. હકીકત એ છે કે આ જે કંઈ સાજ-સામાન પણ ધરતી ઉપર છે તેને અમે ધરતીની શોભા બનાવ્યો છે, જેથી આ લોકોની પરીક્ષા કરીએ કે આ લોકોમાં કોણ સારા કર્મ કરનારો છે.

૮. છેવટે આ બધાને અમે એક સપાટ મેદાન બનાવી દેવાના છીએ.

૯. શું તમે સમજો છો કે ગુફા અને શિલાલેખવાળા અમારી કોઈ મોટી અદ્ભૂત નિશાનીઓમાંથી હતા ?

૧૦. જ્યારે તે કેટલાક નવયુવાનોએ ગુફામાં આશ્રય મેળવ્યો અને તેમણે કહ્યું કે, ''હે પાલનહાર ! અમને પોતાની વિશિષ્ટ કૃપા પ્રદાન કર અને અમારો મામલો સુધારી દે.''

૧૧. તો અમે તેમને તે જ ગુફામાં થપથપાવીને વર્ષો સુધી ગાઢ નિદ્રામાં સુવડાવી દીધા

૧૨. પછી અમે તેમને ઉઠાડ્યા જેથી જોઈએ કે તેમના બે જૂથોમાંથી કોણ



પોતાના રોકાણની મુદ્દતની સાચી ગણત્રી કરે છે.'' (રુકૂઅ-૧)

૧૩. અમે તેમનો અસલ કિસ્સો તમને સંભળાવીએ છીએ. તેઓ કેટલાક નવયુવાનો હતા જેઓ પોતાના રબ (પ્રભુ) ઉપર ઈમાન લઈ આવ્યા હતા અને અમે તેમને માર્ગદર્શનમાં અભિવૃદ્ધિ આપી હતી.

૧૪. અમે તેમના હૃદય તે વખતે સુદૃઢ કરી દીધા જ્યારે તેઓ ઉઠ્યા અને તેમણે ઘોષણા કરી દીધી કે, ''અમારો રબ (પ્રભુ) તો બસ તે જ છે જે આકાશો અને ધરતીનો રબ છે. અમે તેને છોડીને કોઈ બીજા ઉપાસ્યોને પોકારીશું નહીં, જો અમે આવું કરીએ તો અમે તદ્દન અનુચિત વાત કહીશું.''

૧૫. (પછી તેમણે પરસ્પર એક-બીજાને કહ્યું) ''આ આપણી કોમ તો સૃષ્ટિના પાલનહારને છોડીને બીજા ઉપાસ્યો બનાવી બેસી છે. આ લોકો તેમના ઉપાસ્યો હોવા માટે કોઈ સ્પષ્ટ દલીલ કેમ નથી લાવતા ? છેવટે તે માણસથી વધુ અત્યાચારી બીજો કોણ હોઈ શકે છે જે અલ્લાહ ઉપર જૂઠી વાતનું આરોપણ કરે ?

૧૬. હવે જ્યારે કે તમે તેમનાથી અને અલ્લાહ સિવાયના તેમના ઉપાસ્યોથી સંબંધ તોડી ચૂકયા છો તો ચાલો હવે ફલાણી ગુફામાં જઈ શરણ મેળવો. તમારો રબ તમારા ઉપર પોતાની કૃપાનો પાલવ ફેલાવી દેશે અને તમારા કામ માટે જરૂરી સાજ-સામાન ઉપલબ્ધ કરાવી દેશે.

૧૭. તમે તેમને ગુફામાં જોયા હોત તો તમને એવું નજર આવતું કે સૂર્ય જ્યારે નીકળે છે તો તેમની ગુફાને છોડીને જમણી બાજુ ચઢી જાય છે અને જ્યારે ડૂબે છે તો તેમનાથી બચીને ડાબી બાજુ ઉતરી જાય છે અને તેઓ છે કે ગુફાની અંદર એક વિશાળ જગ્યામાં પડેલા છે. આ અલ્લાહની નિશાનીઓમાંથી એક છે, જેને અલ્લાહ માર્ગદર્શન આપે તે જ માર્ગદર્શન પામવાવાળો છે અને જેને અલ્લાહ ભટકાવી મૂકે તેના માટે તમે કોઈ માર્ગદર્શક મિત્ર મેળવી શકતા નથી. (રુકૂઅ ૨)

૧૮. તમે તેમને જોઈ એમ સમજ્યા હોત કે તેઓ જાગી રહ્યા છે, જો કે તેઓ સૂઈ રહ્યા હતા. અમે તેમને ડાબે-જમણે પાસા ફેરવતા રહેતા હતા અને તેમનો કૂતરો ગુફાના મુખ આગળ હાથ પહોળા કરીને બેઠો હતો. જો તમે ક્યાંક ડોકિયું કરીને તેમને જોતા તો પાછા પગે નાસી ગયા હોત અને તમારા ઉપર તેમના દૃશ્યથી દહેશત છવાઈ ગઈ હોત.

૧૯. અને આ જ અદ્ભૂત ચમત્કારથી અમે તેમને ઊભા કરી દીધા જેથી જરા એક-બીજાથી પૂછપરછ કરે. તેમના પૈકી એકે પૂછ્યું, ''કહો, કેટલા સમય સુધી આ સ્થિતિમાં રહ્યા ?'' બીજાઓએ કહ્યું, ''કદાચ આખો દિવસ અથવા તેનાથી પણ થોડો ઓછો રહ્યા હોઈશું.'' પછી તેઓ બોલ્યા, ''અલ્લાહ જ વધુ સારી રીતે જાણે છે કે આપણો કેટલો સમય આ સ્થિતિમાં પસાર થયો. ચાલો, હવે આપણાંમાંથી કોઈને

ચાંદીનો આ સિક્કો આપીને શહેર મોકલીએ અને તે જુએ કે સૌથી સારૂં ખાવાનું ક્યાં મળે છે. ત્યાંથી તે થોડું ખાવાનું લઈ આવે અને તેને જોઈએ કે જરા સાવધાનીથી કામ કરે, એવું ન થાય કે તે કોઈને આપણાં અહીં હોવાની વાત જણાવી બેસે.

૨૦. જો ક્યાંક તે લોકોના હાથે પકડાઈ ગયા તો બસ સંગસાર જ કરી નાખશે (અર્થાત્ પથ્થરોથી મારી જ નાખશે); અથવા પછી બળજબરીપૂર્વક પોતાના સમુદાયમાં પાછા લઈ જશે, અને આવું થશે તો આપણે ક્યારેય સફળતા પામી શકીશું નહીં.''—

૨૧. આવી રીતે અમે શહેરવાસીઓને તેમની હાલતથી અવગત કરાવી દીધા, જેથી લોકો જાણી લે કે અલ્લાહનો વાયદો સાચો છે અને એ કે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી નિઃસંદેહ આવીને રહેશે. (પરંતુ જરા વિચારો કે જ્યારે વિચારવાની મૂળ વાત આ હતી) તે વખતે તેઓ અંદરો-અંદર આ વાત માટે ઝઘડી રહ્યા હતા કે આમના (અર્થાત્ ગુફાવાળાઓ) સાથે શું કરવામાં આવે. કેટલાકે કહ્યું, ''એમના ઉપર એક દીવાલ ચણી દો, આમનો રબ જ એમના મામલાને વધુ સારી રીતે જાણે છે.'' પરંતુ જે લોકો તેમના મામલાઓ ઉપર પ્રભુત્વ ધરાવતા હતા, તેમણે કહ્યું, ''અમે તો તેમના ઉપર એક ઈબાદતગાહ (ઉપાસના-ગૃહ) બનાવીશું.''

૨૨. કેટલાક લોકો કહેશે કે તેઓ ત્રણ હતા અને ચોથો તેમનો કૂતરો હતો અને કેટલાક બીજા કહી દેશે કે તેઓ પાંચ હતા અને છઠ્ઠો તેમનો કૂતરો હતો. આ સૌ ઉટપટાંગ વાત કહે છે. કેટલાક અન્ય લોકો કહે છે કે સાત હતા અને આઠમો તેમનો કૂતરો હતો. કહો, મારો રબ જ વધુ સારી રીતે જાણે છે કે તેઓ કેટલા હતા. થોડાક જ લોકો તેમની સાચી સંખ્યા જાણે છે. તેથી ઉપરછલ્લી વાતથી વધારે તેમની સંખ્યાની બાબતમાં આ લોકો સાથે ચર્ચા ન કરો, અને ન તેમના વિષે કોઈને કંઈ પૂછો — (રુકૂઅ-૩)

૨૩. અને જુઓ, કોઈ પણ વસ્તુ વિષે ક્યારેય પણ એમ ન કહો કે હું કાલે આ કામ કરી દઈશ.

૨૪. (તમે કશું નથી કરી શકતા) સિવાય એ કે અલ્લાહ ચાહે. જો ભૂલથી આવી વાત મોઢામાંથી નીકળી જાય તો તરત પોતાના રબ (પ્રભુ)ને યાદ કરો અને કહો, ''આશા છે કે મારો રબ આ મામલામાં સીધા માર્ગથી વધુ નજીકની વાત તરફ મારૂં માર્ગદર્શન કરી દેશે.'' —

૨૫. અને તેઓ પોતાની ગુફામાં ત્રણસો વર્ષ રહ્યા, અને (કેટલાક લોકો મુદ્દત ગણવામાં) બીજા ૯ વર્ષ આગળ વધી ગયા છે.

૨૬. તમે કહો, અલ્લાહ તેમના રોકાણની મુદ્દત વધુ જાણે છે, આકાશો અને ધરતીના તમામ છૂપા અહેવાલોની તેને જ ખબર છે, કેવો સરસ છે તે



જોવાવાળો અને સાંભળવાવાળો ! (ધરતી અને આકાશોમાં રહેલ ચીજો અને જીવોની) દેખરેખ રાખનાર તેના સિવાય કોઈ નથી, અને તે પોતાના શાસનમાં કોઈને ભાગીદાર નથી બનાવતો.

૨૭. હે નબી ! તમારા રબના ગ્રંથમાંથી જે કંઈ તમારા ઉપર વહી કરવામાં આવ્યું છે તેને (જેમનું તેમ જ) સંભળાવી દો, કોઈ તેના ફરમાનોને બદલવાનું સામર્થ્ય ધરાવતો નથી. (અને જો તમે કોઈના માટે આમાં ફેરફાર કરશો તો) તેનાથી બચીને ભાગવા માટે કોઈ આશ્રયસ્થાન નહીં મેળવો.

૨૮. અને પોતાના હૃદયને તે લોકોના સાન્નિધ્ય ઉપર સંતુષ્ટ રાખો જેઓ પોતાના રબ (પ્રભુ)ની પ્રસન્નતાના ઈચ્છુક બનીને સવાર-સાંજ તેને પોકારે છે, અને તેમનાથી કદાપિ નજર ન ફેરવો. શું તમે દુનિયાની શોભા પસંદ કરો છો ? કોઈ એવા મનુષ્યનું અનુસરણ ન કરો જેના હૃદયને અમે અમારા સ્મરણથી ગાફેલ કરી દીધુ છે અને જેણે પોતાના મનની ઈચ્છાઓનું અનુસરણ અપનાવી લીધું છે અને જેની કાર્ય-પદ્ધતિ અસંતુલિત છે (અર્થાત્ કામકાજમાં આઘું-પાછું કરવાની કે અહીં-તહીં કરી લેવાની જેની કાર્ય-પ્રણાલી છે.)

૨૯. સ્પષ્ટપણે કહી દો કે આ સત્ય છે તમારા રબ તરફથી, હવે જેનું મન ચાહે માની લે અને જેનું મન ચાહે ઈન્કાર કરી દે. અમે (ઈન્કાર કરનારા) જાલિમો માટે એક આગ તૈયાર કરી રાખી છે જેની જ્વાળાઓ તેમને ઘેરામાં લઈ ચૂકી છે. ત્યાં જો તેઓ પાણી માગશે તો એવા પાણી વડે તેમનું આતિથ્ય કરવામાં આવશે જે તેલના કીટા જેવું હશે અને તેમના મોઢાં બાળી નાખશે, સૌથી ખરાબ પીણું અને ઘણું જ ખરાબ આરામ-ગૃહ !

૩૦. રહ્યા તે લોકો જેઓ માની લે અને સત્કર્મો કરે, તો ચોક્કસ અમે સદાચારીઓના વળતર વ્યર્થ કરતા નથી.

૩૧. તેમના માટે સદાબહાર જન્નતો છે જેમના નીચે નહેરો વહી રહી હશે, ત્યાં તેમને સોનાના કંગનો વડે આભૂષિત કરવામાં આવશે. ઝીણા રેશમ અને અતલસ (અત્યંત કિમતી રેશમી વસ્ત્ર) અને દીબા (પાતળાં રેશમી કાપડ)ના લીલા પોશાક પહેરશે, અને ઉચ્ચ આસનો ઉપર ગાવતકિયાને લગાવીને બેસશે. સૌથી શ્રેષ્ઠ બદલો અને ઉચ્ચ કક્ષાનું રહેઠાણ ! (રુકૂઅ-૪)

૩૨. હે પયગંબર ! એમની સામે એક દૃષ્ટાંત રજૂ કરો. બે માણસો હતા. તેમનામાંથી એકને અમે દ્રાક્ષના બે બગીચા આપ્યા અને તેમની ચોતરફ

ખજૂરના વૃક્ષોની વાડ લગાવી અને તેમની વચ્ચે ખેતીની જમીન રાખી.

૩૩. બંને બગીચાઓ ખૂબ ફૂલ્યા-ફાલ્યા અને ફળદાર થવામાં તેમણે જરાપણ કસર ન રાખી. તે બગીચાઓમાં અમે એક નહેર વહેવડાવી દીધી

૩૪. અને તેને ખૂબ લાભ પ્રાપ્ત થયો. આ બધું મેળવીને એક દિવસે તે પોતાના પાડોશી સાથે વાત કરતાં બોલ્યો, ''હું તારાથી વધુ ધનવાન છું અને તારાથી વધુ શક્તિશાળી માનવ-બળ ધરાવું છું.''

૩૫. પછી તે પોતાના બગીચામાં દાખલ થયો અને સ્વયં પોતાના હકમાં અત્યાચારી બનીને કહેવા લાગ્યો, ''હું નથી સમજતો કે આ ધન ક્યારેય નાશ પામશે,

૩૬. અને મને આશા નથી કે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી ક્યારેય આવશે, તેમ છતાં જો ક્યારેય મને મારા રબ (પ્રભુ) તરફ પાછો લઈ જવામાં પણ આવ્યો તો ચોક્કસ આનાથી પણ વધુ ભવ્ય સ્થાન પામીશ.''

૩૭. તેના પાડોશીએ તેના સાથે વાત કરતાં તેને કહ્યું, ''શું તું કુફ્ર (કૃતઘ્નતા) કરે છે તે હસ્તી સાથે જેણે તને માટીમાંથી અને પછી વીર્યથી પેદા કર્યો અને તને એક સંપૂર્ણ મનુષ્ય બનાવીને ઊભો કર્યો ?

૩૮. રહ્યો હું, તો મારો રબ તો તે જ અલ્લાહ છે અને હું તેના સાથે કોઈને ભાગીદાર નથી બનાવતો.

૩૯. અને જ્યારે તું પોતાના બગીચામાં દાખલ થઈ રહ્યો હતો તો તે વખતે તારા મોઢામાંથી આ શબ્દો કેમ ન નીકળ્યા કે 'માશાઅલ્લાહ લાકુવ્વત ઈલ્લાબિલ્લાહ' ? (જો અલ્લાહ ચાહે, અલ્લાહ સિવાય કોઈ શક્તિ નથી) જો તું મને ધન અને સંતાનમાં પોતાનાથી કમતર જોઈ રહ્યો હોય

૪૦. તો અસંભવ નથી કે મારો રબ મને તારા બગીચાથી વધુ સારું પ્રદાન કરે અને તારા બગીચા ઉપર આકાશમાંથી કોઈ આફત મોકલી દે જેનાથી તે સપાટ મેદાન થઈને રહી જાય,

૪૧. અથવા તેનું પાણી જમીનમાં ઉતરી જાય અને પછી તું તેને કોઈ પણ રીતે કાઢી ન શકે.''

૪૨. અંતે થયું એમ કે તેના બધા ફળ નાશ પામ્યા અને તે પોતાના દ્રાક્ષના બગીચાને માંડવાઓ ઉપર ઊંધો પડેલો જોઈને પોતે લગાડેલી મૂડી બદલ અફસોસ કરતો રહી ગયો અને કહેવા લાગ્યો કે, ''કદાચ મેં પોતાના રબ (પ્રભુ) સાથે કોઈને ભાગીદાર ન ઠેરવ્યો હોત'' —

૪૩. ન નીકળ્યું તેના પાસે કોઈ જૂથ અલ્લાહને છોડીને, જે તેની મદદ કરતું,



અને ન કરી શક્યો સ્વયં આ આફતનો મુકાબલો —

૪૪. તે વખતે ખબર પડી કે કામ બનાવવાનો બધો અધિકાર પરમ્ સત્ય અલ્લાહ માટે જ છે. ઈનામ તે જ શ્રેષ્ઠ છે, જે તે પ્રદાન કરે અને પરિણામ તે જ સારું છે, જે તે દેખાડે. (રુકૂઅ-૫)

૪૫. અને હે પયગંબર ! આમને દુનિયાના જીવનની વાસ્તવિકતા આ દૃષ્ટાંત વડે સમજાવો કે આજે અમે આકાશમાંથી પાણી વરસાવી દીધું તો ધરતીની વનસ્પતિ ખૂબ ગીચ થઈ અને કાલે તે જ વનસ્પતિ ભૂસું બનીને રહી ગઈ જેને હવાઓ ઉડાવીને ફરે છે. અલ્લાહ દરેક વસ્તુ ઉપર પ્રભુત્વ ધરાવે છે.

૪૬. આ ધન અને આ સંતાન માત્ર દુનિયાના જીવનની એક હંગામી સજાવટ છે. હકીકતમાં તો બાકી રહી જનાર સદ્કાર્યો જ તારા રબના સમીપ પરિણામની દૃષ્ટિએ વધુ સારા છે અને તેનાથી જ સારી આશા રાખી શકાય છે.

૪૭. ચિંતા તે દિવસની થવી જોઈએ જ્યારે અમે પર્વતોને ચલાવીશું, અને તમે ધરતીને સાવ નગ્ન જોશો, અને અમે તમામ મનુષ્યોને એવી રીતે ઘેરીને એકત્ર કરીશું કે (અનુગામીઓ અને પુરોગામીઓ પૈકી) એક પણ બાકી નહીં રહે,

૪૮. અને બધા જ તમારા રબ (પ્રભુ)ની હજૂરમાં કતારબદ્ધ રજૂ કરવામાં આવશે — લો જોઈ લો, આવી ગયાને તમે અમારા પાસે, એવી જ રીતે જેવી રીતે અમે તમને પહેલી વખત પેદા કર્યા હતા. તમે તો એમ સમજ્યું હતું કે અમે તમારા માટે કોઈ વાયદાનો સમય નિર્ધારિત જ કર્યો નથી —

૪૯. અને કર્મ-પત્રક સામે મૂકી દેવામાં આવશે. તે વખતે તમે જોશો કે અપરાધી લોકો પોતાના જીવન-પુસ્તકમાં અંકિત નોંધોથી ડરી રહ્યા હશે અને કહેતા હશે, ''હાય, અમારું દુર્ભાગ્ય ! આ કેવું પુસ્તક છે કે જેમાં અમારી કોઈ નાનું-મોટું કૃત્ય એવું નથી જે આમાં નોંધાઈ ન ગયું હોય.'' જે કાંઈ પણ તેમણે કર્યું હતું તે બધું જ પોતાના સામે મોજૂદ જોશે અને તારો રબ (પ્રભુ) કોઈના ઉપર સહેજ પણ જુલ્મ (અન્યાય) નહીં કરે.(રુકૂઅ-૬)

૫૦. યાદ કરો, જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો તો તેમણે સિજદો કર્યો, પરંતુ ઇબ્લીસે ન કર્યો, તે જિન્નાતોમાંથી હતો તેથી પોતાના રબના આજ્ઞાપાલનમાંથી નીકળી ગયો. હવે શું તમે મને છોડીને તેને અને તેની સંતતિને પોતાનો સંરક્ષક બનાવો છો, જો કે તેઓ તમારા શત્રુઓ છે ? ઘણો જ ખરાબ વિકલ્પ છે જેને અત્યાચારી લોકો અપનાવી રહ્યા છે.

૫૧. મેં આકાશો અને ધરતીને પેદા કરતી વખતે તેમને બોલાવ્યા ન હતા અને ન સ્વયં તેમને જ પેદા કરતી વખતે તેમને સામેલ કર્યા હતા, મારું આ કામ નથી કે પથભ્રષ્ટ કરનારાઓને પોતાના મદદગાર બનાવું.

૫૨. પછી શું કરશે આ લોકો તે દિવસે જ્યારે તેમનો રબ તેમને કહેશે કે પોકારો હવે તે હસ્તીઓને જેમને તમે મારા ભાગીદાર સમજી બેસ્યા હતા. આ લોકો તેમને પોકારશે, પરંતુ તેઓ તેમની મદદે નહીં આવે અને અમે તેમના વચ્ચે એક જ વિનાશનો સંયુક્ત ખાડો તૈયાર કરી દઈશું.

૫૩. બધા ગુનેગારો તે દિવસે આગ જોશે અને સમજી જશે કે હવે તેમને તેમાં જ પડવાનું છે અને તેઓ તેનાથી બચવા માટે કોઈ આશ્રય-સ્થાન નહીં મેળવે. (રુકૂઅ-૭)

૫૪. અમે આ કુર્આનમાં લોકોને અલગ-અલગ રીતે સમજાવ્યા પરંતુ મનુષ્ય ઘણો જ ઝઘડાખોર પુરવાર થયો છે.

૫૫. તેમના સામે જ્યારે માર્ગદર્શન આવ્યું તો તેને માનવા અને પોતાના રબની હુઝૂરમાં ક્ષમાયાચના કરવાથી છેવટે તેમને કઈ વસ્તુએ રોકી દીધા ? આ સિવાય બીજું કશું નથી કે તેઓ પ્રતીક્ષા કરી રહ્યા છે કે તેમના સાથે પણ તે બધું થાય જે પુરોગામી કોમોના સાથે થઈ ચૂક્યું છે, અથવા એ કે તેઓ યાતનાને સામે આવતી જોઈ લે !

૫૬. રસૂલોને અમે આ સિવાય બીજા કોઈ ઉદ્દેશ્યથી નથી મોકલતા કે તેઓ ખુશખબર આપવાની અને ચેતવવાની સેવાઓ બજાવી દે. પરંતુ કાફિરો (ઈન્કાર કરનારાઓ)ની આ હાલત છે કે તેઓ અસત્યના હથિયાર લઈને સત્યને નીચુ દેખાડવાના પ્રયાસો કરે છે અને તેમણે મારી આયતોને અને તે ચેતવણીઓને જે તેમને આપવામાં આવી મજાક બનાવી લીધી છે.

૫૭. અને તે માણસથી વધુ જાલિમ બીજો કોણ છે જેને તેના રબ (પ્રભુ)ની આયતો સંભળાવીને ઉપદેશ આપવામાં આવે અને તે તેનાથી મોઢું ફેરવે અને તે ખરાબ પરિણામને ભૂલી જાય જેની તૈયારી તેણે ખુદ પોતાના હાથે કરી છે ? (જે લોકોએ આ વલણ અપનાવ્યું છે) તેમના હૃદયો ઉપર અમે ગલેફ ચઢાવી દીધા છે જે તેમને કુર્આનની વાત નથી સમજવા દેતા, અને તેમના કાન અમે સૂના કરી દીધા છે. તમે તેમને સન્માર્ગ તરફ ગમે તેટલા બોલાવો, તેઓ આ હાલતમાં ક્યારેય સન્માર્ગ નહીં પામે.

૫૮. તારો રબ મોટો ક્ષમા કરનાર અને દયાળુ છે. તે તેમના કરતૂતો ઉપર



તેમને પકડવા ચાહતો તો જલ્દી જ યાતના મોકલી દેતો. પરંતુ તેમના માટે વાયદાનો એક સમય નિશ્ચિત છે અને તેનાથી બચીને ભાગી નીકળવાનો કોઈ માર્ગ આ લોકો નહીં મેળવે.

૫૯. આ અઝાબ (યાતના)નો ભોગ બનેલી વસ્તીઓ તમારા સામે મોજૂદ છે. એમણે જ્યારે અત્યાચાર કર્યો તો અમે એમને નષ્ટ કરી દીધી, અને એમાંથી દરેકના વિનાશ માટે અમે સમય નિશ્ચિત કરી રાખ્યો હતો. (રુકૂઅ-૮)

૬૦. (જરા આમને તે કિસ્સો સંભળાવો જે મૂસા સાથે બન્યો હતો) જ્યારે કે મૂસાએ પોતાના સેવકને કહ્યું હતું, ‘‘હું મારી મુસાફરી પૂરી નહીં કરું જ્યાં સુધી બંને નદીઓના સંગમ ઉપર ન પહોંચી જાઉં, નહીં તો હું ઘણાં લાંબા સમય સુધી ચાલતો જ રહીશ.’’

૬૧. પછી જ્યારે તેઓ તેમના સંગમ ઉપર પહોંચ્યા તો પોતાની માછલીથી ગાફેલ થઈ ગયા અને તે નીકળીને એવી રીતે નદીમાં સરકી ગઈ જાણે કે કોઈ સુરંગ બનાવેલી હોય.

૬૨. આગળ ચાલીને મૂસાએ પોતાના સેવકને કહ્યું, ‘‘લાવો મારો નાસ્તો, આજની મુસાફરીમાં તો અમે ખરાબ રીતે થાકી ગયા છીએ.’’

૬૩. સેવકે કહ્યું, ‘‘તમે જોયું ! આ શું થયું ? જ્યારે આપણે તે ખડક પાસે રોકાયા હતા તે વખતે મને માછલીનું ધ્યાન ન રહ્યું અને શેતાને મને એવો ગફલતમાં નાખી દીધો કે હું તેનો ઉલ્લેખ (તમારાથી કરવાનું) ભૂલી ગયો. માછલી તો વિચિત્ર રીતે નીકળીને નદીમાં ચાલી ગઈ.’’

૬૪. મૂસાએ કહ્યું, ‘‘ આ જ તો અમે શોધી રહ્યા હતા.’’ આમ, તેઓ બંને પોતાના પગલાંના નિશાન ઉપર પાછા ફર્યા

૬૫. અને ત્યાં તેમણે અમારા બંદાઓમાંથી એકને જોયો જેને અમે અમારી કૃપા પ્રદાન કરી હતી અને પોતાના તરફથી એક વિશિષ્ટ જ્ઞાન પ્રદાન કર્યું હતું.

૬૬. મૂસાએ તેને કહ્યું, ‘‘શું હું તમારા સાથે રહી શકું છું જેથી તમે મને પણ તે બુદ્ધિમત્તાનું શિક્ષણ આપો જે તમને શીખવાડવામાં આવ્યું છે ?’’

૬૭. તેણે જવાબ આપ્યો, ‘‘તમે મારા સાથે ધીરજ નથી રાખી શકતા,

૬૮. અને જે વસ્તુની તમને ખબર ન હોય છેવટે તમે તેના માટે ધીરજ રાખી પણ કેવી રીતે શકો છો ?’’

૬૯. મૂસાએ કહ્યું, ‘‘ઈન્શાઅલ્લાહ (જો અલ્લાહે ચાહ્યું) ! તમે મને ધીરજવાળો જોશો અને હું કોઈ પણ મામલામાં તમારી અવજ્ઞા નહીં કરું.’’

૭૦. તેણે કહ્યું, ‘‘ભલે, જો તમે મારા સાથે આવો છો તો મને કોઈ વાત ન

પૂછતા જ્યાં સુધી હું પોતે તેનો ઉલ્લેખ તમારા સમક્ષ ન કરૂં. (રૂકૂઅ-૯)

૭૧. હવે તે બંને રવાના થયા, ત્યાં સુધી કે તેઓ એક હોડીમાં સવાર થઈ ગયા તો તે માણસે હોડીમાં કાણું પાડી દીધું. મૂસાએ કહ્યું, ''તમે તેમાં કાણું પાડી દીધું જેથી હોડીમાંના બધાને ડુબાડી દો ? આ તો તમે ગંભીર કૃત્ય કરી નાખ્યું.''

૭૨. તેણે કહ્યું, ''મેં તમને ન હતું કહ્યું કે તમે મારા સાથે ધીરજ નહીં રાખી શકો ?''

૭૩. મૂસાએ કહ્યું, ''ભૂલ-ચૂક ઉપર મારી પકડ ન કરશો. મારી બાબતમાં તમે સહેજ સખ્તાઈથી કામ ન લો.''

૭૪. પછી તે બંને ચાલ્યા, ત્યાં સુધી કે તેમને એક છોકરો મળ્યો અને તે માણસે તેને મારી નાખ્યો. મૂસાએ કહ્યું, ''તમે એક નિર્દોષનો જીવ લઈ લીધો, જો કે તેણે કોઈનું ખૂન કર્યું ન હતું ? આ કામ તો તમે ઘણું જ ખરાબ કર્યું છે.

**૭૫. તેણે કહ્યું, "મેં તમને કહ્યું ન હતું કે તમે મારા સાથે ધીરજ નથી રાખી શકતા ?"**

૭૬. મૂસાએ કહ્યું, ''હવે પછી જો હું તમને કંઈ પૂછું તો તમે મને સાથે ન રાખજો. લો, હવે તો મારા તરફથી તમને બહાનું મળી ગયું.''

૭૭. પછી તેઓ આગળ ચાલ્યા, ત્યાં સુધી કે એક વસ્તીમાં પહોંચ્યા અને ત્યાંના લોકો પાસે ભોજન માગ્યું. પરંતુ તેમણે આ બંનેની મહેમાનગતિ કરવાનો ઇન્કાર કરી દીધો. ત્યાં તેમણે એક દીવાલ જોઈ જે પડવા જેવી થઈ ગઈ હતી. તે માણસે તે દીવાલ ફરીથી ઊભી કરી આપી. મૂસાએ કહ્યું, ''જો તમે ઇચ્છતા તો આ કામની મજૂરી મેળવી શકતા હતા.''

૭૮. તેણે કહ્યું, ''બસ મારો-તમારો સંગાથ પૂરો થયો. હવે હું તમને તે વાતોની હકીકત બતાવું છું જેના માટે તમે ધીરજ ન રાખી શક્યા.

૭૯. તે હોડીનો મામલો એ છે કે તે કેટલાક ગરીબ માણસોની હતી જેઓ નદીમાં મહેનત-મજૂરી કરતા હતા. મેં ઇચ્છ્યું કે તેને ખામીવાળી કરી દઉં, કેમ કે આગળ એક એવા બાદશાહનો વિસ્તાર હતો જે કોઈ પણ હોડી બળજબરીપૂર્વક છીનવી લેતો હતો.

૮૦. રહ્યો તે છોકરો, તો તેના માતા-પિતા મોમિન (ઈમાનવાળા) હતા,



અમને એ શંકા થઈ કે આ છોકરો પોતાના વિદ્રોહ અને કુફ્રથી તેમને દુઃખ આપશે.

૮૧. તેથી અમે ઇચ્છ્યું કે તેમનો રબ તેના બદલામાં તેમને એવી સંતાન આપે જે ચારિત્ર્યમાં પણ તેનાથી વધુ સારી હોય અને જેનાથી એની પણ આશા હોય કે રિશ્તા-નાતાના હક અદા કરશે.

૮૨. અને આ દીવાલનો મામલો એ છે કે તે બે અનાથ છોકરાઓની છે જેઓ આ શહેરમાં રહે છે. આ દીવાલના નીચે આ છોકરાઓ માટે એક ખજાનો દટાયેલો છે અને તેમનો પિતા એક સદાચારી મનુષ્ય હતો. તેથી તમારા રબે ઇચ્છ્યું કે આ બંને છોકરાઓ પુખ્ત વયના થાય અને પોતાનો ખજાનો કાઢી લે. આ તમારા રબની કૃપાના કારણે કરવામાં આવ્યું છે, કંઈ મારા પોતાના અધિકારથી નથી કરી દીધું. આ છે હકીકત તે વાતોની જેના માટે તમે ધીરજ ન રાખી શક્યા.'' (રુકૂઅ-૧૦)

૮૩. અને હે નબી ! આ લોકો તમને ઝુલ્કરનૈન વિષે પૂછે છે. આમને કહો, હું તેની કેટલીક વાતો તમને સંભળાવું છું.

૮૪. અમે તેને ધરતીમાં સત્તા પ્રદાન કરી હતી અને તેને દરેક પ્રકારની સાધન-સામગ્રી આપી હતી.

૮૫. તેણે (પહેલા પશ્ચિમ તરફ એક કૂચની) તૈયારી કરી,

૮૬. ત્યાં સુધી કે જ્યારે તે સૂરજના અસ્ત થવાની હદ સુધી પહોંચી ગયો તો તેણે સૂર્યને એક કાળા પાણીમાં ડૂબતો જોયો અને ત્યાં તેને એક કોમ મળી. અમે કહ્યું, ''હે ઝુલ્કરનૈન ! તને એ સામર્થ્ય પણ પ્રાપ્ત છે કે તેમને તકલીફ પહોંચાડે અને એ પણ કે તેમના સાથે સદ્‌વર્તન કરે.''

૮૭. તેણે કહ્યું, ''જે તેમનામાંથી જુલ્મ કરશે તેને અમે સજા આપીશું, પછી તે પોતાના રબ તરફ પાછો લાવવામાં આવશે અને તે તેને વધુ સખત યાતના આપશે

૮૮. અને જે તેમનામાંથી ઈમાન લાવશે અને સદ્‌કાર્ય કરશે, તેના માટે સારો બદલો છે અને અમે તેને સરળ આદેશો આપીશું.''

૮૯. પછી તેણે (એક બીજી કૂચની) તૈયારી કરી,

૯૦. ત્યાં સુધી કે સૂર્યના નીકળવાની હદ સુધી પહોંચી ગયો. ત્યાં તેણે જોયું કે સૂર્ય એક એવી કોમ ઉપર નીકળી રહ્યો હતો જેના માટે તડકાથી બચવાની કોઈ વ્યવસ્થા અમે કરી નથી.

૯૧. આ દશા હતી તેમની અને ઝુલ્કરનૈન પાસે જે કંઈ હતું, તે અમે જાણતા હતા.

૯૨. ફરી તેણે (એક કૂચની) તૈયારી કરી,

૯૩. ત્યાં સુધી કે જ્યારે બે પર્વતોની વચ્ચે પહોંચ્યો તો તેને તેના પાસે એક

કોમ મળી જે ભાગ્યે જ કોઈ વાત સમજતી હતી.

૯૪. તે લોકોએ કહ્યું, ''હે ઝુલ્કરનૈન ! યાજૂજ અને માજૂજ* આ ધરતી ઉપર ઉપદ્રવ અને ઉત્પાત કરે છે, તો શું અમે તને કોઈ ટેક્ષ આ કામ માટે આપીએ કે તું અમારા અને તેમના વચ્ચે એક દીવાલ બાંધી આપે ?''

૯૫. તેણે કહ્યું, ''જે કંઈ મારા રબે મને આપેલું છે, તે ઘણું છે. તમે બસ મહેનત દ્વારા મારી મદદ કરો, હું તમારા અને તેમના વચ્ચે એક બંધ બાંધી આપું છું.

૯૬. મને લોખંડની ચાદરો લાવી આપો.'' છેવટે જ્યારે બંને પર્વતો વચ્ચેની ખાલી જગ્યા તેણે પૂરી દીધી તો લોકોને કહ્યું કે હવે આગ સળગાવો, ત્યાં સુધી કે જ્યારે (આ લોખંડની દીવાલ) તદ્દન આગ જેવી લાલ થઈ ગઈ તો તેણે કહ્યું, ''લાવો, હવે હું તેના ઉપર ઓગાળેલું ત્રાંબુ રેડીશ.''

૯૭. (આ બંધ એવો હતો કે) યાજૂજ- માજૂજ તેના ઉપર ચઢીને પણ આવી શકતા ન હતા અને તેમાં બાકોરું પાડવું તેમના માટે તેનાથી પણ વધુ મુશ્કેલ હતું.

૯૮. ઝુલ્કરનૈને કહ્યું, ''આ મારા રબની કૃપા છે. પરંતુ જ્યારે મારા રબના વાયદાનો સમય આવશે તો તે તેને ધૂળ ભેગી કરી દેશે, અને મારા રબનો વાયદો સાચો છે.''

૯૯. અને તે દિવસે અમે લોકોને છૂટા કરી દઈશું કે (સમુદ્રના મોજાની જેમ) એક-બીજાથી બથ્થંમબથ્થા કરે અને સૂર (રણશિંગુ) ફૂંકવામાં આવશે અને અમે સૌ મનુષ્યોને એક સાથે ભેગા કરીશું

૧૦૦. અને તે દિવસ હશે જ્યારે જહન્નમને કાફિરો (ઇન્કાર કરનારાઓ) સામે લાવીશું,

૧૦૧. તે કાફિરો સામે જેઓ મારી શિખામણ તરફ આંધળા બનેલા હતા અને કશું સાંભળવા માટે તૈયાર જ ન હતા. (રુકૂઅ-૧૧)

૧૦૨. તો શું આ લોકો, જેમણે ઇન્કાર કર્યો છે, આ વિચાર રાખે છે કે મને છોડીને મારા બંદાઓને પોતાના કર્તા-હર્તા બનાવી લે ? અમે આવા કાફિરોની મહેમાનગતિ માટે જહન્નમ તૈયાર કરી રાખી છે.

૧૦૩. હે નબી ! આમને કહો, શું અમે તમને બતાવીએ કે પોતાના કર્મોમાં સૌથી વધુ નિષ્ફળ અને નિરાશ લોકો કોણ છે ?

૧૦૪. તેઓ કે દુનિયાના જીવનમાં જેમની બધી દોડધામ અને કોશિશો સીધા માર્ગથી ભટકેલી રહી અને તેઓ સમજતા રહ્યા કે તેઓ બધું જ બરાબર કરી રહ્યા છે.

૧૦૫. આ તે લોકો છે જેમણે પોતાના રબની આયતોને માનવાનો ઇન્કાર કર્યો અને તેની હજૂરમાં રજૂ થવાનો વિશ્વાસ ન કર્યો. તેથી તેમના

* યાજૂજ-માજૂજથી તાત્પર્ય એશિયાના ઉત્તર-પૂર્વ ક્ષેત્રની તે કોમો છે, જે પ્રાચીન કાળથી સુસભ્ય દેશો ઉપર લૂંટફાટ માટે હુમલાઓ કરતી રહેતી હતી અને જે સમયાતંરે એશિયા અને યૂરોપનું રૂખ કરતી હતી.



બધા જ કર્મો વ્યર્થ થઈ ગયા, કયામત (પુનરુજ્જીવન)ના દિવસે અમે તેમને કોઈ વજન નહીં આપીએ.

૧૦૬. તેમનો બદલો જહન્નમ (નર્ક) છે તે કુફ્ર (ઇન્કાર)ના બદલામાં જે તેમણે આચર્યું અને તે મજાકના બદલામાં જે તેઓ મારી આયતો અને મારા રસૂલો સાથે કરતા રહ્યા.

૧૦૭. અલબત્ત, તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા, તેમના આતિથ્ય માટે ફિરદૌસ*ના બાગો હશે,

૧૦૮. જેમાં તેઓ હંમેશાં રહેશે. અને ક્યારેય તે જગ્યાએથી નીકળીને કયાંય જવાનું તેમને મન નહીં થાય.

૧૦૯. હે નબી ! કહો કે જો સમુદ્ર મારા રબની વાતો લખવા માટે શાહી બની જાય તો તે સમાપ્ત થઈ જાય, પણ મારા રબની વાતો સમાપ્ત ન થાય, બલ્કે આટલી જ શાહી અમે બીજી લઈ આવીએ તો તે પણ પૂરી ન પડે.

૧૧૦. હે નબી ! કહો કે હું તો એક મનુષ્ય છું તમારા જ જેવો, મારા તરફ વહી મોકલવામાં આવે છે કે તમારો અલ્લાહ બસ એક જ અલ્લાહ છે, તેથી જે કોઈ પોતાના રબ (પ્રભુ)ની મુલાકાતનો ઉમેદવાર હોય તેણે ભલાં કાર્યો કરવા જોઈએ અને બંદગીમાં પોતાના રબ સાથે કોઈ બીજાને ભાગીદાર ન બનાવવો જોઈએ. (રુકૂઅ-૧૨)

* 'ફિરદૌસ' એ જન્નત માટે પ્રયોજાતો પ્રચલિત શબ્દ છે, જે મહદ્અંશે તમામ માનવીય ભાષાઓમાં જોવા મળે છે. સંસ્કૃતમાં પ્રદેશા, પ્રાચીન કલદાની ભાષામાં પ્રદેસા, પ્રાચીન ઇરાની-જિંદ ભાષામાં પેરીવાઇઝા, ઇબ્રાનીમાં પરદેસ, અરમનીમાં પરદીઝ, સુરયાનીમાં ફરદેસૂ, યૂનાનીમાં પારા દાઈસૂસ, લેટિનમાં પારા ડાઈસિસ અને અરબીમાં ફિરદૌસ. આ શબ્દ આ તમામ ભાષાઓમાં એક એવા બગીચા માટે બોલવામાં આવે છે, જેના ચોતરફ દીવાલ હોય, જે ફેલાયેલ હોય, માણસના રહેઠાણની જગ્યાથી મળતી આવતી હોય અને તેમાં દરેક પ્રકારના ફળ-ફૂલ, મુખ્ય રૂપે દ્રાક્ષ હોય. કુર્આનમાં આ વિભિન્ન બગીચાઓના સમૂહ માટે 'ફિરદૌસ' શબ્દ પ્રયુક્ત થાય છે. તેનાથી એવું લાગે છે કે ફિરદૌસ એક એવી જગ્યા છે, જેમાં ઘણા બગીચાઓ અને ઉદ્યાનો અને ફૂલવાડીઓ હોય.

# (૧૯) મરયમ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ આયત "વઝ્કુર ફિલ કિતાબિ મરયમ"માંથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આનો ઉતરાણકાળ હબશાની હિજરત પહેલાંનો છે. આધારભૂત કથનો ઉપરથી જણાય છે કે મુસલમાન હિજરતીઓને જ્યારે નજ્જાશીના દરબારમાં બોલાવવામાં આવ્યા હતા ત્યારે હઝરત જઅ્ફર (રદિ.)એ આ જ સૂરઃ ભરદરબારે પઢી હતી.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

જે તબક્કામાં આ સૂરઃ ઊતરી તે વખતે, કુરૈશના સરદારો જ્યારે ઠઠ્ઠા-મશ્કરી, પ્રલોભન, ડરાવવા-ધમકાવવા તથા જૂઠા આક્ષેપો દ્વારા ઇસ્લામી આંદોલનને દબાવવામાં સફળ થયા નહીં તો તેમણે અત્યાચાર, મારપીટ અને આર્થિક દબાણનાં શસ્ત્રો અજમાવવા શરૂ કર્યા. દરેક કબીલાના લોકોએ પોત-પોતાના કબીલાના નવમુસ્લિમોને હેરાન કરવા માંડ્યા અને વિવિધ રીતે પજવીને કેદમાં નાખીને, ભૂખતરસની પીડા દ્વારા છેવટે ભારે શારીરિક યાતનાઓ દ્વારા એમને ઇસ્લામ છોડી દેવા માટે મજબૂર કરવાનો પ્રયત્ન કર્યો. આ બાબતમાં ખાસ કરીને ગરીબો, ગુલામો અને તે લોકો જેઓ કુરૈશના વાલીપણા નીચે હતા તેમને ખૂબ જ પીડા આપવામાં આવી.

આ સ્થિતિ જ્યારે અસહ્ય બની ગઈ તો હાથીવાળા પ્રસંગના ૪૫મા વર્ષે રજ્જબ માસમાં (અર્થાત્ નબૂવ્વતના પાંચમા વરસમાં) પયગંબર (સલ્લ.)એ પોતાના સહાબીઓ (રદિ)ને કહ્યું, "સારૂં થશે, જો તમે નીકળીને હબશા જતા રહો. ત્યાં એક એવો બાદશાહ છે જેના રાજ્યમાં જુલ્મ થતો નથી અને તેઓ ભલાઈની ભૂમિમાં છે. જ્યાં સુધી અલ્લાહ તમારી મુસીબત દૂર કરવાનો કોઈ માર્ગ ન કાઢે ત્યાં સુધી તમે ત્યાં જ રોકાજો."

આ આદેશના કારણે સૌપ્રથમ ૧૧ પુરૂષો અને ૪ મહિલાઓ હબશા જવા નીકળ્યા. કુરૈશના લોકોએ કિનારા સુધી તેમનો પીછો કર્યો, પરંતુ સદ્ભાગ્યે શુઐબિયહના બંદર ઉપર તેમને હબશા જવા માટે સમયસર વહાણ મળી ગયું અને તેઓ કેદ પકડાતાં બચી ગયા. ત્યારપછી થોડા મહિનાના અંદર થોડા બીજા લોકોએ હિજરત કરી, અને હબશામાં ૮૩ પુરૂષો, ૧૧ મહિલાઓ અને ૭ બિનકુરૈશ મુસલમાનો એકત્ર થઈ ગયા અને મક્કામાં નબી (સલ્લ.) સાથે



માત્ર ૪૦ માણસો રહી ગયા.

આ હિજરતથી મક્કાના દરેક ઘરમાં હાહાકાર મચી ગયો હતો, કેમ કે કુરૈશના નાના-મોટા કોઈપણ કુટુંબમાંથી કોઈ એવું ન હતું જેનાં સગા-વહાલાં આ મુહાજિરોમાં સામેલ ન હોય. આથી જ કોઈ ઘર એવું ન હતું જે આ ઘટનાથી પ્રભાવિત ન થયું હોય. કેટલાક લોકો આ જ કારણે ઇસ્લામ-દુશ્મનીમાં અગાઉ કરતાં વધુ ઉગ્ર બની ગયા અને કેટલાકના હૃદયો ઉપર આની એવી અસર થઈ કે તેઓ છેવટે મુસલમાન બની ગયા. હઝરત ઉમર (રદિ.)ની ઇસ્લામ-દુશ્મની ઉપર પહેલો ઘા આ જ બનાવથી પડ્યો.

હિજરત પછી કુરૈશના સરદારો ભેગા થયા અને તેમણે નક્કી કર્યું કે અબ્દુલ્લાહ બિન અબી રબીઆ (અબૂ જહલની માતાનો પુત્ર) અને અમ્ર બિન આસને કિંમતી ભેટ-સોગાદ લઈને હબશા મોકલવામાં આવે અને આ લોકો ગમે તેમ કરીને નજ્જાશીને રાજી કરી લે, જેથી તે એ મુહાજિરોને મક્કા પાછા મોકલી આપે. ઉમ્મુલ મુ'મેનીન હઝરત ઉમ્મે સલમાએ (જે પોતે હબશાના મુહાજિરોમાં સામેલ હતાં) આ બનાવ ખુલાસાવાર વર્ણવ્યો છે. તેઓ કહે છે કે, કુરૈશના આ બંને નિષ્ણાંત રાજકારણી-એલચીઓ અમારા પાછળ હબશા પહોંચ્યા. પ્રથમ તેમણે નજ્જાશીના દરબારીઓને ખૂબ ભેટ-સોગાદો આપીને એ માટે રાજી કરી લીધાં કે તેઓ મુહાજિરોને પરત મોકલવા માટે નજ્જાશીને સર્વાનુમતે દબાણ કરશે. પછી નજ્જાશીને મળ્યા અને તેને કિંમતી ભેટો આપીને મુહાજિરોને પરત મોકલવા માંગણી કરી જેનું તેમના દરબારીઓએ સમર્થન કર્યું.

પરંતુ નજ્જાશીએ ગુસ્સે થઈને કહ્યું કે "આવી રીતે તો હું આ લોકોને સોંપીશ નહીં. જે લોકોએ પોતાના વતનને છોડીને મારા દેશ ઉપર ભરોસો કર્યો અને અહીં શરણ લેવા માટે આવ્યા તેમના સાથે હું વિશ્વાસઘાત કરી શકતો નથી. સૌપ્રથમ હું તેમને બોલાવીને તપાસ કરીશ કે આ લોકો તેમના વિષે જે કંઈ કહે છે તેની હકીકત શું છે." આમ નજ્જાશીએ અલ્લાહના રસૂલ (સલ્લ.)ના સાથીઓને પોતાના દરબારમાં તેડાવ્યા.

નજ્જાશીનો સંદેશ મળતાં મુહાજિરો એકઠા થયા અને તેમણે અંદરો-અંદર સલાહ કરી કે બાદશાહની સામે શું કહેવાનું છે. છેવટે સર્વાનુમતે આ નિર્ણય લીધો કે નબી (સલ્લ.)એ જે શિક્ષા આપણને આપી છે, તો તેને જ સહેજ પણ વધ-ઘટ વિના પ્રસ્તુત કરી દઈશું, ભલે નજ્જાશી આપણને કાઢી મૂકે. તેઓ દરબારમાં પહોંચ્યા કે તરત જ નજ્જાશીએ સવાલ કર્યો, "આ તમે શું કર્યું, તમારો આ નવો ધર્મ છે શું ?" મુહાજિરો તરફથી હઝરત જઅ્ફર (રદિ.) બિન અબી તાલિબે તરત જ એક પ્રવચન કર્યું, જેમાં પહેલાં આરબ અજ્ઞાનતાની ધાર્મિક, નૈતિક અને સામાજિક બૂરાઈઓનું વર્ણન કર્યું, પછી નબી

(સલ્લ.)ની પયગંબર તરીકે નિયુક્તિનો ઉલ્લેખ કરતા કહ્યું કે આપ (સલ્લ.) શું શિક્ષણ આપી રહ્યાં છે, પછી તે અત્યાચાર અને જુલ્મનું વર્ણન કર્યું જે આપ (સલ્લ.)ના અનુયાયીઓ ઉપર કુરૈશના લોકો કરી રહ્યા હતા, અને પોતાની વાત પૂરી કરતાં કહ્યું કે બીજા દેશોની જગ્યાએ આપના દેશની દિશા અમે એ અપેક્ષાએ કરી છે કે અહીં અમારા ઉપર જુલ્મ કરવામાં આવશે નહીં. નજ્જાશી આ પ્રવચન સાંભળી બોલ્યો કે મને તે વાણી તો સંભળાવો, જે તમે કહો છો કે અલ્લાહ તરફથી તમારા નબી ઉપર ઊતરી છે. હઝરત જઅ્ફરે જવાબમાં સૂરઃ મરયમનો તે શરૂઆતનો ભાગ સંભળાવ્યો જે હઝરત યાહ્યા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) અંગે છે. નજ્જાશી સાંભળતો ગયો અને રડતો રહ્યો, તેની દાઢી અશ્રુથી ભીંજાઈ ગઈ. જ્યારે હઝરત જઅ્ફરે તિલાવત પૂરી કરી તો તેણે કહ્યું, ''નિઃસંદેહ આ વાણી અને જે કંઈ ઈસા (અલૈ.) લાવ્યા હતા બંને એક જ સ્ત્રોતમાંથી નીકળ્યા છે. ખુદાના સોગંદ ! હું તમને આ લોકોને નહીં સોંપું.''

બીજા દિવસે અમ્ર બિન આસે નજ્જાશીને કહ્યું, ''આ લોકોને બોલાવીને જરા એ તો પૂછો કે ઈસા ઈબ્ને મરયમ વિષે આ લોકોની શું માન્યતા છે. આ લોકો તેમના વિષે એક મોટી (ભયાનક) વાત કહે છે.'' નજ્જાશીએ ફરીવાર મુહાજિરોને બોલાવ્યા. જ્યારે આ લોકો દરબારમાં ગયા અને નજ્જાશીએ અમ્ર બિન આસનો રજૂ કરેલો સવાલ તેમની સામે દોહરાવ્યો તો જઅ્ફર (રદિ.) બિન અબી તાલિબે ઊભા થઈને સહેજ પણ ખચકાટ વિના કહ્યું, ''તેઓ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે અને તેના તરફથી એક રૂહ અને એક નિશાની છે જે અલ્લાહે કુંવારી મરયમ ઉપર નાખી.'' નજ્જાશીએ સાંભળીને એક તણખલું જમીન ઉપરથી ઉપાડ્યું અને કહ્યું, ''ખુદાના સોગંદ ! જે કંઈ તમે કહ્યું છે, ઈસા તેનાથી આ તણખલા જેટલા વધારે ન હતા.'' આ પછી નજ્જાશીએ કુરૈશની મોકલેલી બધી ભેટ-સોગાદો પરત કરી દીધી કે હું લાંચ લેતો નથી અને મુહાજિરોને કહ્યું કે તમે શાંતિપૂર્વક રહો.

**વિષય :**

આ ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિને દૃષ્ટિ સમક્ષ રાખીને જ્યારે આપણે આ સૂરઃને જોઈએ છીએ તો આમાં પ્રથમ એ વાત આપણી સામે સ્પષ્ટ થાય છે કે, જો કે મુસલમાનો જુલ્મના ભોગ બનીને શરણાર્થી તરીકે પોતાનો દેશ છોડીને બીજા દેશમાં જઈ રહ્યા હતા, તેમ છતાં અલ્લાહે તેમને દીન (ધર્મ)ની બાબતમાં સહેજ પણ સમાધાન કરવાની તાલીમ ન આપી, બલ્કે જતી વખતે ભાથું પાથેય તરીકે આ સૂરઃ એમની સાથે કરી દીધી, જેથી ખ્રિસ્તીઓના દેશમાં ઈસા (અલૈ.)ની સાચી સ્થિતિ પ્રસ્તુત કરે અને એમના અલ્લાહના પુત્ર હોવાનો



સ્પષ્ટપણે ઇન્કાર કરી દે.

આયત-૧ થી ૪૦ સુધી હઝરત યાહ્યા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ના પ્રસંગો સંભળાવ્યા પછી ફરી આગળના અધ્યાયમાં પ્રવર્તમાન સંજોગોના સંદર્ભમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પ્રસંગ સંભળાવવામાં આવ્યો છે, કેમ કે આવી જ પરિસ્થિતિમાં તેઓ પણ પોતાના પિતા, કુટુંબ અને દેશવાસીઓના જુલ્મથી તંગ આવીને દેશ છોડી ગયા હતા. આના દ્વારા મક્કાના કાફિરોને એ બોધ આપવામાં આવ્યો છે કે આજે હિજરત કરનારા મુસલમાન હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સ્થિતિમાં છે અને તમે તે જાલિમોની ભૂમિકામાં છો, જેમણે તમારા પિતા અને વડવા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ઘરથી કાઢ્યા હતા. બીજી બાજુ મુહાજિરોને એ ખુશખબર આપવામાં આવી છે કે જેવી રીતે દેશ છોડીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) બરબાદ ન થયા, બલ્કે વધુ ઉન્નતિ પામ્યા, એવું જ શુભ પરિણામ તમારી રાહ જોઈ રહ્યું છે.

આ પછી બીજા નબીઓ (અલૈ.)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જેનો હેતુ એ દર્શાવવાનો છે કે બધા જ નબીઓ તે જ દીન લઈને આવ્યા હતા જે હઝરત મુહમ્મદ (સલ્લ.) લાવ્યા છે, પરંતુ નબીઓના ગયા પછી તેમના ઉત્તરાધિકારીઓ બગડતા રહ્યા છે અને આજે જુદા-જુદા જૂથોમાં જે પથભ્રષ્ટતા જોવામાં આવે છે તે તમામ આ જ બગાડનું જ પરિણામ છે.

આયત-૬૭થી અંત સુધી મક્કાના કાફિરોની પથભ્રષ્ટતાની કઠોર નિંદા કરવામાં આવી છે અને વાતનું સમાપન કરતાં ઈમાનવાળાઓને એ ખુશખબર આપવામાં આવી છે કે સત્યના દુશ્મનોના બધા જ પ્રયત્નો છતાં અંતે તમે જ લોકપ્રિય થઈને રહેશો.

# (૧૯) સૂરઃ મરયમ

(મક્કામાં અવતારિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૯૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. કાફ-હા-યા-ઐન-સાદ,

૨-૩. વર્ણન છે તે કૃપાનું જે તારા રબે (માલિક અને પાલનહારે) પોતાના બંદા ઝકરિય્યા ઉપર કરી હતી, જ્યારે તેણે પોતાના રબને ચુપચાપ પોકાર્યો.

૪. તેણે નિવેદન કર્યું, ''હે પાલનહાર ! મારા હાડકાં સુદ્ધાં ક્ષીણ થઈ ગયાં છે અને માથું વૃદ્ધત્વથી સફેદ થઈ ગયું છે. હે પાલનહાર ! હું ક્યારેય તારા પાસે દુઆ માગીને નિરાશ નથી થયો.

૫. મને મારા પાછળ મારા ભાઈ-બંધુઓની બૂરાઈઓનો ડર છે, અને મારી પત્ની વાંઝણી છે.

૬. તું મને પોતાની વિશિષ્ટ કૃપાથી એક ઉત્તરાધિકારી પ્રદાન કરી દે, જે મારો વારસ પણ હોય અને યાકૂબના ખાનદાનનો વારસો પણ મેળવે. અને હે પાલનહાર ! તેને એક પસંદગીપાત્ર મનુષ્ય બનાવ.''

૭. (જવાબ આપવામાં આવ્યો) ''હે ઝકરિય્યા ! અમે તને એક પુત્રની ખુશખબર આપીએ છીએ જેનું નામ યાહ્યા હશે. અમે આ નામનો કોઈ માણસ આ પહેલા પેદા કર્યો નથી.''

૮. કહ્યું, ''પાલનહાર ! મારે ત્યાં કેવી રીતે પુત્ર થશે જ્યારે મારી પત્ની વાંઝણી છે અને હું વૃદ્ધ થઈને દુર્બળ થઈ ગયો છુ ?''

૯. જવાબ મળ્યો, ''આવું જ થશે. તારો રબ ફરમાવે છે કે આ તો મારા માટે નાની સરખી વાત છે. આ પહેલાં તો હુ તને પેદા કરી ચૂક્યો છુ જ્યારે તું કંઈ જ ન હતો.''

૧૦-૧૧. ઝકરિય્યાએ કહ્યું, ''પાલનહાર ! મારા માટે કોઈ નિશાની નિશ્ચિત કરી દે.'' ફરમાવ્યું, ''તારા માટે નિશાની એ છે કે તું સતત ત્રણ દિવસ લોકો સાથે વાત નહીં કરી શકે.'' એટલે તે મેહરાબ (ઓરડા)માંથી નીકળીને પોતાની કોમના સામે આવ્યો અને તેણે ઇશારાથી તેમને સૂચના આપી કે સવાર-સાંજ (અલ્લાહની) પવિત્રતાનો જાપ કરો.

૧૨-૧૩. ''હે યાહ્યા ! અલ્લાહના ગ્રંથને મજબૂતીપૂર્વક પકડી લે.'' અમે તેને બાળપણમાં જ 'હુકમ'થી* નવાજ્યો, અને પોતાના તરફથી તેને નમ્રતા અને પવિત્રતા પ્રદાન કરી અને તે ખૂબ સંયમી

૧૪. અને પોતાના માતા-પિતાના હક્કોને ઓળખવાવાળો હતો, તે ઉદ્દંડ ન હતો અને ન અવજ્ઞાકારી.

* 'હુકમ' એટલે નિર્ણય કરવાની શક્તિ, સાચો ફેંસલો કરવાનું સામર્થ્ય, ધર્મની ઊંડી સમજ-બૂઝ, મામલાઓમાં સાચો અભિપ્રાય નિર્ધારિત કરવાની ક્ષમતા અને અલ્લાહ તરફથી મામલાઓમાં ફેંસલો આપવાનો અધિકાર.જ



૧૫. સલામ તેના ઉપર જે દિવસે કે તે જન્મ્યો અને જે દિવસે તે મૃત્યુ પામે અને જે દિવસે તેને જીવતો કરીને ઉઠાવવામાં આવે. (રુકૂઅ-૧)

૧૬. અને હે નબી ! આ ગ્રંથમાં મરયમની હાલત વર્ણવો, જ્યારે તે પોતાના લોકોથી અલગ થઈને પૂર્વની તરફ ખૂણો પકડીને બેસી હતી

૧૭. અને પડદો નાખીને તેમનાથી છૂપાઈ બેસી હતી. આ હાલતમાં અમે તેના પાસે પોતાની રૂહને (અર્થાત્ ફરિશ્તાને) મોકલ્યો અને તે તેના સામે એક સંપૂર્ણ મનુષ્યના રૂપમાં ઉપસ્થિત થઈ ગયો.

૧૮. મરયમ એકાએક બોલી ઊઠી કે, ''જો તું અલ્લાહનો ડર રાખનાર કોઈ માણસ હોય તો હું તારાથી દયાળુ અલ્લાહનું શરણ માંગુ છું''

૧૯. તેણે કહ્યું, ''હું તો તારા રબ (પ્રભુ)નો મોકલેલો છું અને એટલા માટે મોકલવામાં આવ્યો છું કે તને એક પવિત્ર છોકરો આપું.''

૨૦. મરયમે કહ્યું, ''મારે ત્યાં છોકરો કેવી રીતે થશે, જ્યારે કે મને કોઈ મનુષ્યએ સ્પર્શ સુદ્ધાં કર્યો નથી અને હું કોઈ કુકર્મી સ્ત્રી નથી.''

૨૧. ફરિશ્તાએ કહ્યું, ''આમ જ થશે, તારો રબ ફરમાવે છે કે મારા માટે આવું કરવું ખૂબ સરળ છે અને અમે આ એટલા માટે કરીશું કે તે છોકરાને લોકો માટે એક નિશાની બનાવીએ અને પોતાના તરફથી એક કૃપા, અને આ કામ થઈને રહેવાનું છે.''

૨૨. મરયમને તે બાળકનો ગર્ભ રહી ગયો અને તે એ ગર્ભને લઈને એક દૂરના સ્થળે ચાલી ગઈ.

૨૩. પછી પ્રસૂતિની પીડાએ તેને એક ખજૂરના વૃક્ષ નીચે પહોંચાડી દીધી. તે કહેવા લાગી, ''કદાચ, હું એ પહેલાં જ મરી જતી અને મારું નામ નિશાન ન રહેતું.''

૨૪-૨૫. ફરિશ્તાઓએ પંગાતથી તેને પોકારીને કહ્યું, ''દુઃખી ન થા, તારા રબે તારા નીચે એક ઝરણું વહેવડાવી દીધું છે અને તું સહેજ આ વૃક્ષના થડને હલાવ, તારા ઉપર તાજી ખજૂરો ટપકી પડશે.

૨૬. પછી તું ખા અને પી અને પોતાની આંખો ઠંડી કર. પછી જો કોઈ મનુષ્ય તને દેખાય તો તેને કહી દે કે મેં રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) માટે રોઝા (ઉપવાસ)ની માનતા રાખી છે, આથી આજે હું કોઈના સાથે નહીં બોલું.''

૨૭. પછી તે આ બાળકને લઈને પોતાની કોમમાં આવી. લોકો કહેવા લાગ્યા, ''હે મરયમ ! આ તો તેં ઘોર પાપ કરી નાખ્યું.

૨૮. હે હારૂનની બહેન ! ન તારો બાપ કોઈ ખરાબ માણસ હતો, અને ન તારી માતા જ દુરાચારી સ્ત્રી હતી.''

૨૯. મરયમે બાળક તરફ ઇશારો કરી દીધો. લોકોએ કહ્યું, ''અમે આનાથી શું વાત કરીએ જે પારણામાં પડેલું એક બાળક છે ?''

૩૦. બાળક બોલી ઉઠ્યો, ''હું અલ્લાહનો બંદો છું. તેણે મને ગ્રંથ આપ્યો અને નબી (પયગંબર) બનાવ્યો

૩૧. અને બરકતવાળો બનાવ્યો જ્યાં પણ હું રહું, અને નમાઝ અને ઝકાતની પાબંદીનો હુકમ આપ્યો જ્યાં સુધી હું જીવતો રહું

૩૨. અને પોતાની માતાના હકક અદા કરનાર બનાવ્યો, અને મને ઉદ્દંડ અને દુર્ભાગી નથી બનાવ્યો.

૩૩. સલામ છે મારા ઉપર જ્યારે કે હું જન્મ્યો અને જ્યારે કે હું મૃત્યુ પામું અને જ્યારે કે જીવતો કરીને ઉઠાડવામાં આવું.''

૩૪. આ છે મરયમનો પુત્ર ઈસા અને આ છે તેના વિષેની તે સાચી વાત જેમાં લોકો સંદેહ કરી રહ્યા છે.

૩૫. અલ્લાહનું આ કામ નથી કે કોઈને પુત્ર બનાવે. તે પવિત્ર હસ્તી છે. તે જ્યારે કોઈ વાતનો નિર્ણય કરે છે ત્યારે કહે છે કે 'થઈ જા' અને બસ, તે થઈ જાય છે.

૩૬. (અને ઈસાએ કહ્યું હતું કે) ''અલ્લાહ મારો રબ (પ્રભુ) પણ છે અને તમારો રબ (પ્રભુ) પણ, તો તમે તેની જ ઉપાસના કરો, આ જ સીધો માર્ગ છે.''

૩૭. પરંતુ પછી જુદા-જુદા જૂથો પરસ્પર મતભેદ કરવા લાગ્યા, તેથી જે લોકોએ કુફ (ઈન્કાર) કર્યું તેમના માટે તે સમય ભારે બરબાદીનો હશે જ્યારે તેઓ એક મોટો દિવસ જોશે.

૩૮. જ્યારે તેઓ અમારા સમક્ષ હાજર થશે, તે દિવસે તો તેમના કાન પણ બરાબર સાંભળી રહ્યા હશે અને તેમની આંખો પણ બરાબર જોતી હશે, પરંતુ આજે આ અત્યાચારીઓ ખુલ્લી પથભ્રષ્ટતામાં પડેલા છે.

૩૯. હે નબી ! આ હાલતમાં જ્યારે આ લોકો ગાફેલ છે અને ઈમાન નથી લાવી રહ્યા, એમને તે દિવસથી ડરાવી દો જ્યારે કે ફેંસલો કરી દેવામાં આવશે અને પસ્તાવા સિવાય કોઈ ઉપાય નહીં હોય.

૪૦. અંતે તો અમે જ ધરતી અને તેની સમગ્ર વસ્તુઓના વારસ થઈશું અને બધા અમારા તરફ જ પાછા ફેરવવામાં આવશે. (રુકૂઅ-૨)

૪૧. અને આ ગ્રંથમાં ઈબ્રાહીમનો પ્રસંગ વર્ણવો, નિઃશંક તે એક સત્યનિષ્ઠ મનુષ્ય અને એક પયગંબર હતો.

૪૨. (આમને જરા તે પ્રસંગની યાદ અપાવો) જ્યારે તેણે પોતાના પિતાને કહ્યું કે, ''પિતાજી ! તમે શા માટે તે વસ્તુઓની પૂજા કરો છો જે ન સાંભળે છે, ન જુએ છે અને ન તમારું કોઈ કામ પાર પાડી શકે છે ?

૪૩. પિતાજી ! મારા પાસે એક એવું જ્ઞાન આવ્યું છે જે તમારા પાસે નથી આવ્યું, તમે મારા પાછળ ચાલો, હું આપને સીધો માર્ગ બતાવીશ.

૪૪. પિતાજી ! તમે શેતાનની ઉપાસના ન કરો. શેતાન તો રહમાન (કૃપાળુ અલ્લાહ)નો અવજ્ઞાકારી છે.



૪૫. પિતાજી ! મને ડર છે કે ક્યાંક તમે રહમાનની યાતનામાં સપડાઈ ન જાઓ અને શેતાનના સાથી બનીને રહો.''

૪૬. પિતાએ કહ્યું, ''ઇબ્રાહીમ ! શું તું મારા ઉપાસ્યોથી વિમુખ થઈ ગયો છે ? જો તું આમ કરવાનું નહીં છોડે તો હું તને પથ્થરોથી મારી નાખીશ.

૪૭. બસ તું હંમેશ માટે મારાથી અલગ થઈ જા.'' ઇબ્રાહીમે કહ્યું, ''સલામ તમને, હું મારા રબ (પ્રભુ)ને દુઆ કરીશ કે તમને માફ કરી દે, મારો રબ મારા ઉપર ઘણો જ મહેરબાન છે.

૪૮. હું આપ લોકોને પણ છોડું છું અને તે હસ્તીઓને પણ, જેમને તમે લોકો અલ્લાહને છોડીને પોકારો છો. હું તો પોતાના રબને જ પોકારીશ, આશા છે કે હું પોતાના રબને પોકારીને નિષ્ફળ નહીં રહું.''

૪૯. પછી જ્યારે તે એ લોકોથી અને અલ્લાહ સિવાયના ઉપાસ્યોથી અલગ થઈ ગયો તો અમે તેને ઇસ્હાક અને યાકૂબ જેવી સંતાન આપી અને દરેકને પયગંબરબ નાવ્યો

૫૦. અને તેમને પોતાની કૃપા પ્રદાન કરી અને તેમને સાચી ખ્યાતિ પ્રદાન કરી. (રુકૂઅ-૩)

૫૧. અને આ ગ્રંથમાં મૂસાનું વર્ણન કરો. તે એક ચુનંદો મનુષ્ય હતો અને રસૂલ નબી (ઉચ્ચ પદાધિકારી પયગંબર અથવા અલ્લાહ તરફથી ખબર આપનાર કે ઈશમાર્ગ બતાવનાર પયગંબર) હતો.

૫૨. અમે તેને તૂર (પહાડ)ની જમણી બાજુથી બોલાવ્યો અને રહસ્યની વાતોથી તેને સામિપ્ય પ્રદાન કર્યું.

૫૩. અને પોતાની કૃપાથી તેના ભાઈ હારૂનને નબી બનાવીને તેને (સહાયક તરીકે) આપ્યો.

૫૪. અને આ ગ્રંથમાં ઇસ્માઈલનું વર્ણન કરો. તે વચનનો સાચો હતો અને રસૂલ નબી હતો.

૫૫. તે પોતાના કુટુંબીજનોને નમાઝ અને ઝકાતની આજ્ઞા કરતો હતો અને પોતાના રબની નજીક એક પસંદગી પામેલો મનુષ્ય હતો.

૫૬. અને આ ગ્રંથમાં ઇદ્રીસનું વર્ણન કરો. તે એક સત્યનિષ્ઠ મનુષ્ય અને એક નબી હતો

૫૭. અને અમે તેને ઉચ્ચ સ્થાને ઉઠાવ્યો હતો.

૫૮. આ તે પયગંબરો છે જેમને અલ્લાહે ઇનામથી નવાજ્યા આદમની સંતાનમાંથી, અને તે લોકોના વંશમાંથી જેમને અમે નૂહના સાથે નૌકામાં સવાર કર્યા હતા, અને ઇબ્રાહીમના વંશમાંથી અને

ઈસરાઈલના વંશમાંથી, અને આ તે લોકોમાંથી હતા જેમને અમે
માર્ગદર્શન પ્રદાન કર્યું અને ચૂંટી લીધા. તેમની સ્થિતિ એવી હતી કે
જ્યારે રહમાન (કૃપાળુ અલ્લાહ)ની આયતો તેમને સંભળાવવામાં
આવતી તો રડતાં-રડતાં સિજદામાં પડી જતાં હતા.
૫૯. ત્યાબાદ તેમના પછી તે બગડેલાં અને પતિત લોકો તેમના ઉત્તરાધિકારી
થયા જેમણે નમાઝને બરબાદ કરી નાખી અને મનેચ્છાઓના પાછળ
ચાલ્યા, તેથી હવે નજીક છે કે તેઓ ભટકવાનું પરિણામ ભોગવે,
૬૦. અલબત્ત જેઓ તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરી લે અને ઈમાન લઈ
આવે અને સદાચાર અપનાવે, તેઓ જન્નત (સ્વર્ગ)માં દાખલ થશે
અને રજભાર પણ તેમનો હક્ક માર્યો નહીં જાય.
૬૧. તેમના માટે હંમેશા રહેનારી જન્નતો છે જેમનો રહમાને પોતાના
બંદાઓ સાથે પરોક્ષ વાયદો કરેલો છે અને નિશ્ચિત રૂપે આ વાયદો
પૂરો થઈને જ રહેવાનો છે.
૬૨. ત્યાં તેઓ કોઈ બેહૂદી વાત નહીં સાંભળે, જે કંઈ સાંભળશે તે સારું જ
સાંભળશે અને તેમની રોજી તેમને બરાબર સવાર-સાંજ મળતી રહેશે.
૬૩. આ છે તે જન્નત જેનો વારસ અમે પોતાના બંદાઓમાંથી તેને
બનાવીશું, જે સંયમી બનીને રહ્યો છે.
૬૪. હે પયગંબર ! અમે તમારા રબની આજ્ઞા વિના ઉતરતા નથી. જે કંઈ
અમારા આગળ છે અને જે કંઈ પાછળ છે અને જે કંઈ તેના વચ્ચે છે,
દરેક વસ્તુનો માલિક તે જ છે, અને તમારો રબ ભૂલવાવાળો નથી.
૬૫. તે રબ છે આકાશોનો અને ધરતીનો અને તે તમામ વસ્તુઓનો જે આકાશો
અને ધરતીના વચ્ચે છે, તેથી તમે તેની બંદગી કરો અને તેની જ બંદગી ઉપર
દૃઢ રહો. શું છે કોઈ હસ્તી તમારી જાણમાં તેની સમોવડી ? (રુકૂઅ-૪)
૬૬. મનુષ્ય કહે છે કે શું વાસ્તવમાં જ્યારે હું મરી ગયો હોઈશ તો ફરીથી
જીવતો કરીને કાઢી લાવવામાં આવીશ ?
૬૭. શું મનુષ્યને યાદ નથી આવતું કે અમે અગાઉ તેને પેદા કરી ચૂકયા
છીએ, જ્યારે તે કંઈ જ ન હતો ?
૬૮. તારા રબના સોગંદ ! અમે અવશ્ય આ બધાને અને તેમના સાથે
શેતાનોને પણ ઘેરી લાવીશું, પછી જહન્નમ (નર્ક)ના ફરતે તેમને
ઘૂંટણીએ પાડી દઈશું.
૬૯. પછી પ્રત્યેક જૂથમાંથી દરેક તે માણસને જુદો કાઢી લઈશું જે રહમાનના
સામે વધુ વિદ્રોહી બનેલો હતો.
૭૦. પછી અમે એ જાણીએ છીએ કે તેમનામાંથી કોણ જહન્નમમાં ઝોકી
દેવાને સૌથી વધુ પાત્ર છે,
૭૧. તમારામાંથી કોઈ એવો નથી જેને જહન્નમ ઉપર પહોંચવાનું ન હોય. આ



તો એક નિર્ધારિત કરેલી વાત છે જેને પૂરી કરવી તારા રબના શિરે છે.
૭૨. પછી અમે તે લોકોને બચાવી લઈશું જેઓ (દુનિયામાં) તકવાવાળા
(અલ્લાહનો ડર રાખવાવાળા અને સંયમી) હતા અને અત્યાચારીઓને
તેમાં જ પડેલા છોડી દઈશું.
૭૩. આ લોકોને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે તો
ઈન્કાર કરનારાઓ ઈમાન લાવનારાઓને કહે છે, ''બતાવો,
આપણા બંને જૂથોમાંથી કોણ વધુ સારી સ્થિતિમાં છે અને કોની
સભાઓ વધુ શાનદાર છે ?''
૭૪. જો કે આમના પહેલાં અમે કેટલીય એવી કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ
જેઓ આમના કરતાં વધુ સાધન-સંપન્ન હતી અને બાહ્ય ઠાઠ-માઠમાં
આમનાથી ચઢિયાતી હતી.
૭૫. આમને કહો, જે માણસ પથભ્રષ્ટતામાં પડેલો હોય છે તેને રહમાન
ઢીલ આપતો હોય છે, ત્યાં સુધી કે જ્યારે આવા [illegible]
લે છે જેનો વાયદો તેમનાથી કરવામાં આવ્યો છે — ચાહે તે અલ્લાહની
યાતના હોય કે કયામત (પ્રલય)ની ઘડી — ત્યારે તેમને ખબર પડી
જાય છે કે કોની સ્થિતિ ખરાબ છે અને કોનું જૂથ નબળું.
૭૬. આનાથી વિપરીત જે લોકો સીધો માર્ગ અપનાવે છે, અલ્લાહ તેમને સીધા
માર્ગ ઉપર ચાલવામાં આગળ વધારે છે અને બાકી રહેનારા સદ્કાર્યો જ
તારા રબના સમીપ બદલા અને પરિણામની દૃષ્ટિએ ઉત્તમ છે.
૭૭. પછી તેં જોયો તે માણસને જે અમારી આયતોને માનવાનો ઈન્કાર કરે છે
અને કહે છે કે મને તો સંપત્તિ અને સંતતિ આપવામાં આવતી જ રહેશે ?
૭૮. શું તેને અદૃષ્યની જાણ થઈ ગઈ છે અથવા તેણે રહમાન પાસેથી કોઈ
વચન લઈ રાખ્યું છે ? —
૭૯. કદાપિ નહીં, જે કંઈ આ લવારો કરે છે તેને અમે લખી લઈશું અને
તેના માટે સજામાં ખૂબ વધારો કરીશું.
૮૦. જે સાધન-સંપત્તિ અને લાવલશ્કરની આ વાત કરી રહ્યો છે, તે બધું
અમારા પાસે રહી જશે અને આ એકલો અમારા સમક્ષ હાજર થશે.
૮૧. આ લોકોએ અલ્લાહને છોડીને પોતાના કેટલાક ખુદા બનાવી રાખ્યા
છે કે તેઓ તેમના મદદગાર થશે.
૮૨. કોઈ મદદગાર નહીં થાય, તે બધા તેમની બંદગીનો ઈન્કાર કરશે અને
ઊલ્ટાના તેમના વિરોધી બની જશે. (રુકૂઅ-૫)
૮૩. શું તમે જોતા નથી કે અમે સત્યના ઈન્કાર કરનારાઓ તરફ શેતાનો છોડી
રાખ્યા છે, જેઓ તેમને વધુને વધુ (સત્યના વિરોધ માટે) ઉશ્કેરી રહ્યા છે ?
૮૪. સારું, તું હવે તેમના ઉપર યાતનાના આગમન માટે પરેશાન ન થા.
અમે એમના દિવસ ગણી રહ્યા છીએ.

૮૫. તે દિવસ આવવાનો છે જયારે અલ્લાહથી ડરવાવાળા લોકોને અમે મહેમાનોની જેમ રહમાન સામે રજૂ કરીશું,

૮૬. અને અપરાધીઓને તરસ્યા જાનવરોની જેમ જહન્નમ (નર્ક) તરફ હંકારી જઈશું,

૮૭. તે વખતે લોકો કોઈ ભલામણ લાવવા માટે સમર્થ નહીં હોય, સિવાય તેના કે જેણે રહમાન (પરમ્ કૃપાળુ) તરફથી પરવાનગી મેળવી લીધી હોય.

૮૮. તેઓ કહે છે કે રહમાને કોઈને પુત્ર બનાવ્યો છે –

૮૯. ભારે બેહૂદી વાત છે જે તમે ઉપજાવી લાવ્યા છો.

૯૦-૯૧. નજીક છે કે આકાશ ફાટી જાય, ધરતી ચીરાઈ જાય અને પર્વતો ટુકડે-ટુકડા થઈ જાય તે વાત ઉપર કે લોકોએ રહમાન માટે સંતાન હોવાનો દાવો કર્યો.

૯૨. રહમાનની એ શાન નથી કે તે કોઈને પુત્ર બનાવે.

૯૩. આકાશો અને ધરતીના અંદર જે પણ છે તમામ તેના સમક્ષ બંદાની હેસિયતે રજૂ થવાના છે.

૯૪. બધા ઉપર તે છવાયેલો છે અને તેણે તેમને ગણી રાખ્યા છે.

૯૫. સૌ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે એક-એક કરીને તેના સમક્ષ હાજર થશે.

૯૬. નિશ્ચિતપણે જે લોકો ઈમાન લાવ્યા છે અને સદ્કાર્ય કરી રહ્યા છે, ખૂબ જલ્દી રહમાન તેમના માટે હૃદયોમાં પ્રેમ પેદા કરી દેશે.

૯૭. પછી હે પયગંબર ! આ કુર્આનને અમે સરળ બનાવીને તમારી ભાષામાં એટલા માટે ઉતાર્યું છે કે તમે પરહેજગારો (સંયમી લોકો)ને ખુશખબર આપી દો અને હઠધર્મી લોકોને ડરાવી દો.

૯૮. આમના પહેલાં અમે કેટલીય કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ, પછી આજે કયાંય તમે તેમનું ચિહ્ન જુઓ છો અથવા તેમનો ભણકારો પણ કયાંય સંભળાય છે ? (રુકૂઅ-૬)



# (૨૦) તા-હા

## પરિચય

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો ઉતરાણકાળ સૂરઃ મરયમની નજીકના જમાનાનો જ છે. શક્ય છે કે આ હબશાની હિજરતના જમાનામાં કે તે પછી ઊતરી હોય. ગમે તે હોય, એ વાત ચોક્કસ છે કે હઝરત ઉમર (રદિ.)એ ઈસ્લામ અંગીકાર કર્યો તે પહેલાં આ સૂરઃ ઊતરી ચૂકી હતી. કેમ કે તેમની બહેન ફાતિમા (રદિ.)ના ઘરે આ જ સૂરઃ પઢીને તેઓ મુસલમાન થયા હતા અને આ હબશાની હિજરતના થોડા સમય પછીની જ ઘટના છે.

**ચર્ચાના વિષયો :**

સૂરઃની શરૂઆત આ રીતે થાય છે કે, હે મુહમ્મદ ! આ કુર્આન તમારા ઉપર કંઈ એટલા માટે ઉતારવામાં આવ્યું નથી કે વિના કારણે તમને તકલીફમાં મૂકી દેવામાં આવે. તમારા પાસેથી હઠાગ્રહી લોકોના હૃદયમાં ઈમાન પેદા કરી દેખાડવા માટે તકાદો નથી કરતા. આ તો ફકત એક શિખામણ અને અનુસ્મરણ છે જેથી હૃદયમાં અલ્લાહનો ડર રાખનાર અને તેની પકડથી બચવા માગતી વ્યક્તિઓ તે સાંભળીને સુધરી જાય.

આ પૂર્વભૂમિકા પછી અચાનક હઝરત મૂસા (અલૈ.)નો પ્રસંગ શરૂ થાય છે. જે પરિસ્થિતિમાં આ પ્રસંગ સંભળાવવામાં આવ્યો છે તેના સાથે મળીને આ પ્રસંગ મક્કાવાસીઓને બીજી જ વાતો કરતો દેખાય છે જે તેના શબ્દોથી છતી થતી નથી, બલ્કે તેમાં ગર્ભિત છે. તે વાતોની સ્પષ્ટતા કરવામાં આવે તે પહેલાં આટલી વાત સારી રીતે સમજી લો કે આરબપ્રદેશમાં યહૂદીઓની મોટી સંખ્યા અને આરબો ઉપર યહૂદીઓની વિદ્યાકીય અને માનસિક સરસાઈ અને હબશાના ખ્રિસ્તી રાજ્યના પ્રભાવના કારણે પણ હઝરત મૂસા (અલૈ.)ને સામાન્ય આરબો અલ્લાહના નબી તરીકે માનતા હતા. આ હકીકતને દૃષ્ટિ સમક્ષ રાખી જુઓ કે તે કઈ વાતો છે જે આ કિસ્સામાં મક્કાવાસીઓને ગર્ભિત રીતે દર્શાવવામાં આવી છે :

(૧) અલ્લાહ વિધિવત્ અમુક વ્યક્તિને પોતાના પયગંબર નીમવાની જાહેરાત કરીને કોઈને નબૂવ્વત આપતો નથી. તેણે જેને પણ નબૂવ્વત આપી છે એ જ રીતે ગુપ્તપણે આપી છે જેમ હઝરત મૂસા (અલૈ.)ને આપી હતી. હવે જો હઝરત મુહમ્મદ (સલ્લ.) એકાએક નબી બનીને તમારા સામે આવી ગયા છે તો તમને આશ્ચર્ય શા માટે થાય છે ? અગાઉ નબીઓની નિમણૂક વખતે આવી જાહેરાતો કયાં થઈ હતી કે હવે થાય ?

(૨) જે વાત આજે હઝરત મુહમ્મદ (સલ્લ.) પ્રસ્તુત કરી રહ્યાં છે,

(અર્થાત્ તૌહીદ અને આખિરત) તદ્દન એ જ વાત અલ્લાહે હઝરત મૂસા (અલૈ.)ને નબૂવ્વતના પદ ઉપર તેમને નીમતી વખતે શીખવાડી હતી.

(૩) વળી આજે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને જે રીતે કોઈ સાધન-સામગ્રી અને લશ્કર વિના એકલા જ કુરૈશના સામે સત્ય આમંત્રણના ધ્વજવાહક બનાવીને ઊભા કરી દેવામાં આવ્યા છે, તદ્દન આવી જ રીતે હઝરત મૂસા (અલૈ.)ની પણ એકાએક આટલા મોટા કામ માટે નિમણૂક કરી દેવામાં આવી હતી કે ફિરઔન જેવા જાલિમ બાદશાહને વિદ્રોહ ત્યજી દેવાની શિખામણ આપે. તેમના સાથે કોઈ લશ્કર મોકલવામાં આવ્યું ન હતું.

(૫) અંતે બની ઈસરાઈલના ઇતિહાસમાંથી એક દાખલો રજૂ કરીને એ પણ દર્શાવવામાં આવ્યું છે કે દેવતાઓ અને ઉપાસ્યો ઘડી કાઢવાની શરૂઆત કેટલી હાસ્યાસ્પદ રીતે થાય છે, અને અલ્લાહના નબીઓ આ ધૃણાસ્પદ વસ્તુનું નામનિશાન સુદ્ધાં બાકી રહે તે સાંખી લેતા નથી. તો આજે આ શિર્ક અને મૂર્તિપૂજાનો જે વિરોધ હઝરત મુહમ્મદ (સલ્લ.) કરી રહ્યાં છે તે નબૂવ્વતના ઇતિહાસમાં કોઈ પહેલો પ્રસંગ નથી.

આમ હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સાઓ સંભળાવીને તે તમામ બાબતો સ્પષ્ટ કરી દેવામાં આવી છે જે તેમના અને નબી (સલ્લ.) વચ્ચેના સંઘર્ષ સાથે સંબંધ ધરાવતી હતી. ત્યારપછી એક ટૂંકો ઉપદેશ આપવામાં આવ્યો છે કે આ કુર્આન એક ઉપદેશ અને અનુસ્મરણ છે, જે તમારી પોતાની ભાષામાં તમારા બોધ માટે મોકલવામાં આવ્યું છે. આને સાંભળી લેશો તો તમે પોતાનું જ ભલું કરશો, જો નહીં માનો તો તમે પોતે જ માઠાં પરિણામ ભોગવશો.

ત્યારપછી હઝરત આદમ (અલૈ.)નો પ્રસંગે વર્ણવીને એ વાત સમજાવવામાં આવી છે કે જે માર્ગ ઉપર તમે ચાલી રહ્યાં છો તે વાસ્તવમાં શેતાનનું અનુસરણ છે. ભૂલ અને તેનો આગ્રહ અને વારંવાર શિખામણ આપવા છતાં ભૂલ કર્યે જવી, પોતાના પગ ઉપર કુહાડી મારવા સમાન છે, જેનું નુકસાન વ્યક્તિને પોતાને ભોગવવું પડશે, બીજાનું કશું બગડશે નહીં. અંતે નબી (સલ્લ.) અને મુસલમાનોને સમજાવવામાં આવ્યા છે કે સત્યના આ ઇન્કારીઓ અંગે ઉતાવળ ન કરો અને અધીરાઈ ન દાખવો. અલ્લાહનો એ નિયમ છે કે તે કોઈ કોમને તેના ઇન્કાર માટે તરત જ ઝડપી લેતો નથી, બલ્કે તેને સુધરવાની પૂરતી તક આપે છે. આથી તમે ગભરાયા વિના ધૈર્યપૂર્વક આ લોકોના અત્યાચારો સહન કર્યે જાઓ અને ઉપદેશ આપવાની ફરજ બજાવતા રહો.

આ જ અનુસંધાનમાં નમાઝની તાકીદ કરવામાં આવી છે, જેથી ઈમાનવાળાઓમાં ધૈર્ય, સહનશક્તિ, સંતોષ, અલ્લાહની ઇચ્છાને તાબે થઈ રહેવાની ભાવના અને પોતાનો હિસાબ લેવાના તે ગુણો પેદા થાય, જે સત્યના આમંત્રણની સેવા માટે અપેક્ષિત છે.



# (૨૦) સૂરઃ તા-હા

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૮ • આયતો : ૧૩૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧-૨. તા-હા ! અમે આ કુર્આન તમારા ઉપર એટલા માટે નથી ઉતાર્યું કે તમે મુસીબતમાં મૂકાઈ જાઓ.

૩. આ તો એક સ્મરણ કરાવનાર (ગ્રંથ) છે પ્રત્યેક તે વ્યક્તિ માટે જે ડરે.

૪. અવતરિત કરવામાં આવ્યું છે તે હસ્તી તરફથી જેણે સર્જન કર્યું છે ધરતીનું અને ઉચ્ચ આકાશોનું.

૫. તે પરમ્ કૃપાળુ (સૃષ્ટિના) રાજ-સિંહાસન ઉપર બિરાજમાન છે.

૬. માલિક છે તે બધી વસ્તુઓનો જે આકાશો અને ધરતીમાં છે અને જે ધરતી અને આકાશના વચ્ચે છે અને જે માટીના નીચે છે.

૭. તમે ચાહે તમારી વાતો પોકારીને કહો, તે તો ચુપકેથી કહેલી વાત, બલ્કે તેનાથી વધુ છૂપી વાત પણ જાણે છે.

૮. તે અલ્લાહ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેના માટે સર્વોત્તમ નામો છે.

૯. અને તમને મૂસાની કોઈ ખબર પણ પહોંચી છે ?

૧૦. જ્યારે કે તેણે એક આગ જોઈ અને પોતાના ઘરના લોકોને કહ્યું, ''સહેજ થોભો, મેં એક આગ જોઈ છે, કદાચ તમારા માટે એકાદ અંગારો લઈ આવું અથવા આ આગ વડે મને (રસ્તા વિષે) કોઈ માર્ગદર્શન મળી જાય.''

૧૧-૧૨. ત્યાં પહોંચ્યો તો પોકારવામાં આવ્યો, ''હે મૂસા ! હું જ તારો રબ (માલિક અને પાલનહાર) છું, પગરખાં ઉતારી નાખ. તું પવિત્ર ખીણ તુવામાં છે

૧૩. અને મેં તને ચૂંટી લીધો છે. સાંભળ, જે કંઈ વહી કરવામાં આવે છે.

૧૪. હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈ ઉપાસ્ય નથી, તો તું મારી જ બંદગી કર અને મારા સ્મરણ માટે નમાઝ કાયમ કર.

૧૫. કયામત (પુનરુજ્જીવન)ની ઘડી અવશ્ય આવવાની છે. હું તેનો સમય ગુપ્ત રાખવા માગું છું, જેથી દરેક મનુષ્ય પોતાના પ્રયત્નો મુજબ બદલો મેળવે.

૧૬. તેથી કોઈ એવો માણસ જે તેના ઉપર ઈમાન નથી લાવતો અને પોતાની મનેચ્છાઓનો બંદો બની ગયો છે, તને તે ક્ષણની ચિંતાથી ન રોકી દે, નહીં તો તું વિનાશમાં પડી જઈશ –

૧૭. અને હે મૂસા ! આ તારા હાથમાં શું છે ?''

૧૮. મૂસાએ જવાબ આપ્યો, ''આ મારી લાઠી છે, તેનો ટેકો લઈને હું ચાલું છું, આનાથી પોતાની બકરીઓ માટે પાંદડાં ખેરવું છું, બીજા પણ ઘણા કામ છે જે આનાથી લઉં છું.''

૧૯. ફરમાવ્યું, ''ફેંકી દે આને મૂસા.''

૨૦. તેણે ફેંકી દીધી અને એકાએક તે એક સાપ હતો જે દોડી રહ્યો હતો.
૨૧. ફરમાવ્યું, "પકડી લે એને અને ડર નહીં, અમે એને ફરી એવી જ કરી દઈશું જેવી એ હતી.
૨૨-૨૩. અને જરા તારો હાથ બગલમાં દબાવ, ચળકતો નીકળશે, કોઈ તકલીફ વગર. આ બીજી નિશાની છે. કેમ કે અમે તને અમારી મોટી નિશાનીઓ દેખાડવાના છીએ.
૨૪. હવે તું ફિરઔન પાસે જા, તે વિદ્રોહી થઈ ગયો છે." (રુકૂઅ-૧)
૨૫. મૂસાએ કહ્યું, "પાલનહાર ! મારી છાતી ખોલી દે.*
૨૬. અને મારા કામને મારા માટે સરળ બનાવી દે.
૨૭-૨૮. અને મારી જીભની ગાંઠ ઉકેલી દે, જેથી લોકો મારી વાત સમજી શકે,
૨૯. અને મારા માટે મારા પોતાના કુટુંબમાંથી એક વજીર નિયુક્ત કરી દે.
૩૦-૩૧. હારૂન, જે મારો ભાઈ છે, તેના વડે મારા હાથ મજબૂત કર
૩૨. અને તેને મારા કામમાં સાથીદાર બનાવી દે,
૩૩-૩૪. જેથી અમે ખૂબ તારી પવિત્રતા વર્ણવીએ અને તારી ખૂબ જ ચર્ચા કરીએ.
૩૫. તું હંમેશાં અમારા ઉપર દેખરેખ રાખતો રહ્યો છે."
૩૬. ફરમાવ્યું, "આપી દેવામાં આવ્યું જે તેં માગ્યું, હે મૂસા !
૩૭. અમે ફરી એકવાર તારા ઉપર ઉપકાર કર્યો.
૩૮. યાદ કરો તે સમય જ્યારે અમે તારી માતાને ઇશારો કર્યો,
૩૯. એવો ઇશારો કે જે વહી (ઇશ્વરીય સંકેત) દ્વારા જ કરવામાં આવે છે કે આ બાળકને સંદૂકમાં મૂકી દે અને સંદૂકને નદીમાં છોડી દે. નદી તેને કાંઠા ઉપર ફેંકી દેશે અને તેને મારો દુશ્મન અને આ બાળકનો દુશ્મન ઉઠાવી લેશે." "મેં મારા તરફથી તારા ઉપર પ્રેમ નાખી દીધો અને એવો પ્રબંધ કર્યો કે તું મારી દેખરેખ હેઠળ ઉછેર પામે.
૪૦. યાદ કર જ્યારે કે તારી બહેન ચાલી રહી હતી, પછી જઈને કહે છે, હું તમને તેનું ઠેકાણું બતાવું જે આ બાળકનું પાલન-પોષણ સારી રીતે કરે ? આ રીતે અમે તને ફરીથી તારી માતા પાસે પહોંચાડી દીધો જેથી તેની આંખ ઠરે અને તે દુઃખી ન થાય. અને (આ પણ યાદ કર કે) તેં એક માણસની હત્યા કરી નાખી હતી, અમે તને તે મુસીબતમાંથી બહાર કાઢ્યો અને તને વિભિન્ન પરીક્ષાઓમાંથી પસાર કર્યો અને તું મદયનના લોકો વચ્ચે ઘણાં વર્ષો સુધી રોકાયો. પછી હવે તું પોતાના યોગ્ય સમયે આવી ગયો છે, હે મૂસા !
૪૧. મેં તને મારા કામનો બનાવી લીધો છે.
૪૨. જા, તું અને તારો ભાઈ મારી નિશાનીઓ સાથે. અને જુઓ, તમે મારી યાદમાં સહેજપણ ગફલત ન કરજો.

* અર્થાત્ મારા મનમાં આ મહાન પદને સંભાળવાનું સાહસ પેદા કરી દે અને મારૂં મનોબળ વધારી દે



૪૩. જાઓ તમે બંને ફિરઔન પાસે કેમ કે તે વિદ્રોહી થઈ ગયો છે.
૪૪. તેના સાથે નરમાશથી વાત કરજો, કદાચ તે શિખામણ સ્વીકારે અથવા ડરી જાય."
૪૫. બંનેએ અરજ કરી, "પાલનહાર ! અમને આશંકા છે કે તે અમારા સાથે અતિરેક કરશે અથવા મારવા ઉપર ઊતરી આવશે."
૪૬. ફરમાવ્યું, "ડરો નહીં, હું તમારા સાથે છું, બધું જ સાંભળી અને જોઈ રહ્યો છું.
૪૭. જાઓ તેના પાસે અને કહો કે અમે તારા રબના મોકલેલા છીએ. બની ઇસરાઈલ (ઇસરાઈલની સંતાન)ને અમારા સાથે આવવા માટે છોડી દે અને તેમને તકલીફ ન પહોંચાડ. અમે તારા પાસે તારા રબની નિશાની લઈને આવ્યા છીએ અને સલામતી છે તેના માટે જે સીધા માર્ગને અનુસરે.
૪૮. અમને વહી દ્વારા બતાવવામાં આવ્યું છે કે યાતના છે તેના માટે જે ઇન્કાર કરે અને મોઢું ફેરવે."
૪૯. ફિરઔને કહ્યું, "સારૂં, તો પછી તમારા બંનેનો રબ (પ્રભુ) કોણ છે, હે મૂસા ?"
૫૦. મૂસાએ જવાબ આપ્યો, "અમારો રબ (પ્રભુ) તે છે જેણે દરેક વસ્તુની રચના કરી, પછી તેને માર્ગ દેખાડ્યો."
૫૧. ફિરઔન બોલ્યો, "અને પહેલાં જે પેઢીઓ થઈ ચૂકી છે, પછી તેમની શું સ્થિતિ હતી ?"
૫૨. મૂસાએ કહ્યું, "તેનું જ્ઞાન મારા રબ પાસે એક લખાણમાં સુરક્ષિત છે. મારો રબ ન ચૂકે છે, ન ભૂલે છે."—
૫૩. તે જ જેણે તમારા માટે ધરતીનું પાથરણું પાથર્યું અને તેમાં તમારા ચાલવા માટે રસ્તાઓ બનાવ્યા અને ઉપરથી પાણી વરસાવ્યું, પછી તેના દ્વારા જુદા-જુદા પ્રકારની પેદાશો કાઢી.
૫૪. ખાઓ અને પોતાના પશુઓને પણ ચરાવો. નિઃશંક આમાં ઘણી નિશાનીઓ છે બુદ્ધિ રાખનારાઓ માટે. (રુકૂઅ-૨)
૫૫. આ જ ધરતીથી અમે તમારૂં સર્જન કર્યું છે, આમાં જ તમને પાછા લઈ જઈશું અને આમાંથી જ તમને ફરીવાર કાઢીશું.
૫૬. અમે ફિરઔનને અમારી બધી જ નિશાનીઓ દેખાડી, પરંતુ તે ખોટું ઠેરવતો ગયો અને ન માન્યો.
૫૭. કહેવા લાગ્યો, "હે મૂસા ! શું તું અમારા પાસે એટલા માટે આવ્યો છે કે પોતાના જાદુના જોરે અમને અમારા દેશમાંથી કાઢી મૂકે ?
૫૮. સારૂં, અમે પણ તારા મુકાબલા માટે એવો જ જાદુ લાવીએ છીએ. નક્કી કરી લે ક્યારે અને ક્યાં મુકાબલો કરવો છે. ન અમે આ પ્રસ્તાવથી ફરી જઈશું, ન તું ફરજે, ખુલ્લા મેદાનમાં સામે આવી જા."

૫૯. મૂસાએ કહ્યું, ''ઉત્સવનો દિવસ નક્કી રહ્યો અને દિવસ ચઢતા લોકો એકઠા થાય.''

૬૦. ફિરઔને પાછા ફરીને પોતાના બધા દાવ-પેચ એકઠા કર્યા અને મુકાબલામાં આવી ગયો.

૬૧. મૂસાએ (યોગ્ય સમયે હરીફ જૂથને સંબોધીને) કહ્યું, ''ભાગ્યના ફૂટેલાઓ ! જૂઠા આરોપો ન મૂકો અલ્લાહ ઉપર, નહીં તો તે એક સખત યાતનાથી તમારૂં સત્યાનાશ વાળી દેશે. જેણે પણ જૂઠ ઘડ્યું, તે નિષ્ફળ થયો.''

૬૨. આ સાંભળી તેમના અંદર વિવાદ પડ્યો અને તેઓ ચુપકે ચુપકે અંદરોઅંદર મસલત કરવા લાગ્યા.

૬૩. અંતમાં કેટલાક લોકોએ કહ્યું, ''આ બંને તો માત્ર જાદુગરો છે. એમનો આશય તો એ છે કે પોતાના જાદુના જોરે તમને તમારી ધરતીમાં બેદખલ કરી દે અને તમારી આદર્શ જીવનપદ્ધતિને નાબૂદ કરી દે.

૬૪. પોતાની બધી યુક્તિઓ આજે ભેગી કરી લો અને એક બનીને મેદાનમાં આવો. બસ એમ સમજી લો કે આજે જેને વર્ચસ્વ મળ્યું તે જ જીતી ગયો.''

૬૫. જાદુગરો બોલ્યા, ''મૂસા ! તમે ફેંકો છો કે પહેલાં અમે ફેંકીએ ?''

૬૬. મૂસાએ કહ્યું, ''ના, તમે જ ફેંકો.'' એકાએક તેમના દોરડાં અને તેમની લાઠીઓ તેમના જાદુના જોરે મૂસાને દોડતા લાગવા માંડ્યા.

૬૭. અને મૂસા પોતાના મનમાં ડરી ગયો.

૬૮. અમે કહ્યું, ''ડર નહીં, તું જ વિજયી રહીશ.

૬૯. ફેંક, જે કંઈ તારા હાથમાં છે. હમણાં જ આમની બધી બનાવટી વસ્તુઓને ગળી જશે. આ જે કંઈ બનાવીને લાવ્યા છે તે તો જાદુગરનો ફરેબ છે, અને જાદુગર કદી સફળ થઈ શકતા નથી, ભલે તે ગમે તે શાનથી આવે.

૭૦. છેવટે આ જ થયું કે બધા જ જાદૂગરોને સિજદામાં નાખી દેવામાં આવ્યા. અને પોકારી ઉઠ્યા, ''માની લીધો અમે હારૂન અને મૂસાના રબ (પ્રભુ)ને.''

૭૧. ફિરઔને કહ્યું, ''તમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા, એનાથી પહેલા કે હું તમને તેની પરવાનગી આપતો ? ખબર પડી ગઈ કે આ તમારો ગુરુ છે, જેણે તમને જાદુ-વિદ્યા શીખવાડી હતી. સારું, હવે હું તમારા હાથ-પગ વિપરીત બાજુઓથી કપાવડાવું છું. અને ખજૂરીના થડો



ઉપર તમને શૂળી આપું છું. પછી તમને જણાઈ જશે કે અમારા બંનેમાંથી કોની યાતના વધુ કઠોર અને વધુ મુદ્દત સુધી રહેનારી છે (અર્થાત્ હું તમને વધુ કઠોર સજા આપી શકું છું કે મૂસા).

૭૨. જાદુગરોએ જવાબ આપ્યો, ''સોગંદ છે તે હસ્તીના જેણે અમને પેદા કર્યા છે, આ કદાપિ નહીં થઈ શકે કે અમે સ્પષ્ટ નિશાનીઓ સામે આવી જાય પછી પણ (સત્ય ઉપર) તને પસંદગી આપીએ. તું જે કંઈ કરવા ચાહે કરી લે. તું વધુમાં વધુ બસ આ જ દુનિયાની જિંદગીનો ફેંસલો કરી શકે છે.

૭૩. અમે તો અમારા રબ ઉપર ઈમાન લઈ આવ્યા, જેથી તે અમારી ભૂલો માફ કરી દે અને આ જાદુ-વિદ્યાથી, જેના માટે તેં અમને મજબૂર કર્યા હતા, દરગુજર ફરમાવે. અલ્લાહ જ સારો છે અને તે જ બાકી રહેવાવાળો છે.'' —

૭૪. હકીકત એ છે કે જે ગુનેગાર બનીને પોતાના રબ સમક્ષ હાજર થશે તેના માટે જહન્નમ છે જેમાં તે ન જીવશે, ન મરશે.

૭૫. અને જે તેના સમક્ષ ઈમાનવાળાની હેસિયતે હાજર થશે, જેણે સત્કાર્યો કર્યા હશે, એવા સૌ લોકો માટે ઉચ્ચ દરજ્જાઓ છે,

૭૬. સદાબહાર બગીચાઓ છે, જેમના નીચે નહેરો વહી રહી હશે. તેમાં તેઓ હંમેશાં રહેશે. આ બદલો છે તે માણસનો જે પવિત્રતા અપનાવે. (રુકૂઅ-૩)

૭૭. અમે મૂસા ઉપર વહી મોકલી કે હવે રાતોરાત મારા બંદાઓને લઈને ચાલી નીકળ અને તેમના માટે સમુદ્રમાંથી સૂકો રસ્તો બનાવી લે, તને કોઈના પીછો કરવાનો સહેજ પણ ડર ન હોય અને ન તો (સમુદ્ર વચ્ચેથી પસાર થતી વખતે) ડર લાગે.

૭૮. પાછળથી ફિરઔન પોતાનું લશ્કર લઈને પહોંચ્યો અને પછી સમુદ્ર તેમના ઉપર છવાઈ ગયો જેવી રીતે છવાઈ જવાનું આવશ્યક હતું.

૭૯. ફિરઔને પોતાની કોમને પથભ્રષ્ટ જ કરી હતી, કોઈ સાચું માર્ગદર્શન કર્યું ન હતું.

૮૦. હે બની ઈસરાઈલ ! અમે તમને તમારા દુશ્મનથી મુક્તિ અપાવી અને તૂરની જમણી બાજુએ તમારા હાજર થવા માટે સમય નિશ્ચિત કર્યો અને તમારા ઉપર મન અને સલ્વા ઉતાર્યા —

૮૧. ખાઓ અમારી આપેલી શુદ્ધ અને પવિત્ર રોજી અને તેને ખાઈને વિદ્રોહી ન બનો, નહીં તો તમારા ઉપર મારો પ્રકોપ તૂટી પડશે. અને જેના ઉપર મારો પ્રકોપ તૂટી પડ્યો, તે પછી નાશ પામીને જ રહ્યો.

૮૨. અલબત્ત, જે તૌબા કરી લે અને ઈમાન લાવે અને ભલાં કાર્યો કરે, પછી સીધો ચાલતો રહે, તેના માટે હું ઘણો દરગુજર કરવાવાળો છું.

૮૩. અને કઈ વસ્તુ તમને પોતાની કોમથી પહેલા લઈ આવી, હે મૂસા ?

૮૪. તેણે અરજ કરી, ''તેઓ બસ મારા પાછળ આવી જ રહ્યા છે. હું ઉતાવળ કરીને તારી હજૂરમાં આવી ગયો છું હે મારા રબ ! જેથી તું મારાથી પ્રસન્ન થઈ જાય.''

૮૫. ફરમાવ્યું, ''ભલે, તો સાંભળો, અમે તમારા પાછળ તમારી કોમને અજમાયશમાં મૂકી દીધી અને સામરીએ તમને ભટકાવી દીધી ?''*

૮૬. મૂસા સખત ગુસ્સા અને દુઃખની હાલતમાં પોતાની કોમ તરફ પાછો ફર્યો. જઈને તેણે કહ્યું, ''હે મારી કોમના લોકો ! શું તમારા રબે તમારા સાથે સારાં વાયદાઓ નહોતા કર્યા ? શું તમને લાંબી મુદત વીતી ગઈ છે ? કે પછી તમે પોતાના રબનો પ્રકોપ જ પોતાના ઉપર લાવવા ચાહતા હતા કે તમે મારા સાથે વચનભંગ કર્યો ?'

૮૭. તેમણે જવાબ આપ્યો, ''અમે આપના સાથે વચન-ભંગ કંઈ અમારી મરજીથી નથી કર્યો, વાત એમ હતી કે લોકોના ઘરેણાંના બોજથી અમે લદાઈ ગયા હતા અને અમે બસ તેમને ફેંકી દીધા હતા''—

૮૮. પછી આવી જ રીતે સામરીએ પણ કંઈક નાખ્યું અને તેમના માટે વાછરડાની એક મૂર્તિ બનાવીને કાઢી લાવ્યો, જેમાંથી બળદ જેવો અવાજ નીકળતો હતો. લોકો પોકારી ઉઠ્યા, ''આ જ છે તમારો ખુદા અને મૂસાનો ખુદા, મૂસા આને ભૂલી ગયો.''

૮૯. શું તેઓ જોતા ન હતા કે ન તે તેમની વાતનો જવાબ આપે છે અને ન તેમના નફા-નુકસાનનો કોઈ અધિકાર ધરાવે છે ?(રુકૂઅ-૪)

૯૦. હારૂન (મૂસાના આગમન) પહેલાં જ તેમને કહી ચૂક્યો હતો કે, ''લોકો ! તમે આના કારણે અજમાયશમાં પડી ગયા છો, તમારો રબ (પ્રભુ) તો અત્યંત કૃપાળુ છે, તેથી તમે મારું અનુસરણ કરો અને મારી વાત માનો.''

૯૧. પરંતુ તેમણે તેને કહી દીધું કે, ''અમે તો આની જ પૂજા કરતાં રહીશું જ્યાં સુધી મૂસા અમારા પાસે પાછો ન આવી જાય.''

૯૨-૯૩. મૂસા (કોમને ઠપકો આપ્યા પછી હારૂનના તરફ ફર્યો અને) બોલ્યો, ''હારૂન ! તમે જ્યારે જોયું હતું કે આ લોકો પથભ્રષ્ટ થઈ રહ્યા છે તો કઈ વસ્તુએ તમને રોક્યા હતા કે મારી પદ્ધતિ ઉપર અમલ ન કરો ?

* આ કોઈ વ્યક્તિનું નામ નથી, બલ્કે કોઈ સંબંધ કે નિસ્બત જ છે. સામરી શબ્દ અરબી ભાષામાં નિસ્બત અને સંબંધ માટે પ્રયોજાય છે. તેનાથી તાત્પર્ય ચાહે કોઈ કબીલા સાથે હોય કે વંશ સાથે કે પછી જગ્યાના સદર્ભે હોય. ઉપરાંત કુર્આનમાં 'અસ્-સામરી' કહીને ઉલ્લેખ કરેલો છે, તેનાથી એવું પ્રતીત થાય છે કે તે વખતે સામરી કબીલા કે વંશ કે જગ્યાના લોકો મોજૂદ હતા, જેમાંથી એક વિશેષ સામરી તે માણસ હતો, જેણે બની ઇસરાઈલમાં સુવર્ણ વાછરડાંની પૂજા પ્રચલિત કરી હતી. આ જ ખરી અજમાયશ હતી, જેનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો છે.



શું તમે મારા આદેશનું ઉલ્લંઘન કર્યું ?''

૯૪. હારૂને જવાબ આપ્યો, ''હે મારા માડીજાયા ! મારી દાઢી ન પકડ, ન મારા માથાના વાળ ખેંચ, મને આ વાતનો ડર હતો કે તું આવીને કહીશ કે તમે બની ઇસરાઈલમાં ફાટફૂટ પડાવી અને મારી વાતનો ખ્યાલ ન કર્યો.''

૯૫. મૂસાએ કહ્યું, ''અને સામરી ! તારો શું મામલો છે ?''

૯૬. તેણે જવાબ આપ્યો, ''મેં તે વસ્તુ જોઈ જે આ લોકોને ન દેખાઈ, તેથી મેં રસૂલના પદ-ચિહ્નોથી એક મુઠ્ઠી માટી ઉઠાવી લીધી અને તેને નાખી દીધી. મને મારા મને કંઈક આવું જ સુઝાડ્યું.''

૯૭. મૂસાએ કહ્યું, ''સારું, હવે તું જા, હવે જીવનભર તારે આ જ બોલતા રહેવાનું છે કે મને અડકશો નહીં.'' અને તારા માટે પૂછપરછનો એક સમય નિશ્ચિત છે જે તારા ઉપરથી ક્યારેય નહીં ટળે અને જો, પોતાના આ ખુદાને જેના ઉપર તું મોહિત થયેલો હતો, હવે અમે તેને બાળી મૂકીશું અને ટુકડે-ટુકડા કરીને નદીમાં વહાવી દઈશું.

૯૮. લોકો ! તમારો ઉપાસ્ય તો બસ એક જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બીજો ઉપાસ્ય નથી, તેનું જ્ઞાન દરેક વસ્તુને આવરી લે છે.''

૯૯. હે નબી ! આવી રીતે અમે અગાઉ વીતી ગયેલી ઘટનાઓની ખબરો તમને સંભળાવીએ છીએ, અને અમે ખાસ અમારા ત્યાંથી તમને એક ''ઝિક્ર'' (શિખામણનો સબક) પ્રદાન કરેલ છે.

૧૦૦. જે કોઈ તેનાથી મોઢું ફેરવશે, તે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે ગુનાનો ભારે બોજ ઉઠાવશે,

૧૦૧. અને એવા સૌ લોકો હંમેશા તેની મુસીબતમાં સપડાયેલા રહેશે અને કયામતના દિવસે તેમના માટે (આ ગુનાની જવાબદારીનો બોજ) ઘણો જ તકલીફ આપનાર બોજ હશે.

૧૦૨. તે દિવસે જ્યારે રણશિંગું ફૂંકવામાં આવશે અને અમે ગુનેગારોને એ હાલતમાં ઘેરીને લાવીશું કે તેમની આંખો (દહેશતના કારણે) પથરાઈ ગઈ હશે,

૧૦૩. એકબીજાને ચુપકે ચુપકે કહેશે કે, ''દુનિયામાં માંડ તમે કંઈ દસ દિવસ વીતાવ્યા હશે'' —

૧૦૪. અમને બરાબર ખબર છે કે તેઓ શું વાતો કરી રહ્યા હશે. (અમે એ પણ જાણીએ છીએ કે) તે વખતે તેમનામાંથી જે વધારે સાવચેતીથી અનુમાન કરનાર હશે તે કહેશે કે નહીં, તમારું દુનિયાનું જીવન બસ, માત્ર એક દિવસનું હતું. (રુકૂઅ-૫)

૧૦૫. આ લોકો તમને પૂછે છે કે છેવટે તે દિવસે આ પર્વતો ક્યાં ચાલ્યા જશે ? કહો કે મારો રબ તેમને ધૂળ બનાવીને ઉડાવી દેશે.

૧૦૬. અને ધરતીને એવું સપાટ મેદાન બનાવી દેશે

૧૦૭. કે તેમાં તમે કોઈ વળ અને કરચલી નહીં જુઓ —

૧૦૮. તે દિવસે સૌ લોકો પોકારનારની પોકાર સાંભળી સીધા ચાલ્યા આવશે, કોઈ સહેજ પણ અકડાઈ દાખવી શકશે નહીં, અવાજો પરમ્ કૃપાળુ સામે દબાઈ જશે, એક સરસર અવાજ સિવાય તમે કશું નહીં સાંભળો.

૧૦૯. તે દિવસે ભલામણ ઉપયોગી નહીં થાય, સિવાય કે પરમ્ કૃપાળુ આ માટે કોઈને પરવાનગી આપે અને તેની વાત સાંભળવી પસંદ કરે —

૧૧૦. તે લોકોના આગળ-પાછળની બધી જ હકીકત જાણે છે અને બીજાઓને તેનું પૂરૂં જ્ઞાન નથી —

૧૧૧. લોકોના માથાં તે જીવંત અને કાયમ રહેવાવાળા સામે ઝૂકી જશે. નિરાશ થશે, જેણે તે વખતે કોઈ અત્યાચારના ગુનાનો બોજ ઉઠાવેલો હશે

૧૧૨. અને કોઈ અન્યાય કે હક્ક માર્યા જવાનો સહેજ પણ ભય નહીં હોય તે માણસને જે સદ્કાર્ય કરે અને તેના સાથે તે ઈમાનવાળો પણ હોય.

૧૧૩. અને હે નબી ! આ જ રીતે અમે આને અરબી કુર્આન બનાવીને અવતરિત કર્યું છે અને આમાં વિભિન્ન રીતે ચેતવણીઓ આપી છે, કદાચ આ લોકો અવળા રસ્તે ચાલવાથી બચે અથવા તેમનામાં કંઈક સભાનતાના લક્ષણો આના કારણે પેદા થાય.

૧૧૪. પછી સર્વોચ્ચ છે અલ્લાહ, વાસ્તવિક સમ્રાટ, અને જુઓ, કુર્આન પઢવામાં ઉતાવળ ન કરો, જ્યાં સુધી તમારા તરફ તેની વહી સંપૂર્ણ ન થઈ જાય અને દુઆ કરો કે હે પાલનહાર ! મને વધુ જ્ઞાન પ્રદાન કર.

૧૧૫. અમે આ પહેલાં આદમને એક આદેશ આપ્યો હતો, પરંતુ તે ભૂલી ગયો અને અમે તેનામાં સંકલ્પ ન જોયો. (રુકૂઅ-૬)

૧૧૬. યાદ કરો તે સમય જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું હતું કે આદમને સિજદો કરો. તેઓ બધાએ તો સિજદો કર્યો, પરંતુ એક ઈબ્લીસ હતો કે ઈન્કાર કરી બેસ્યો.

૧૧૭. આથી અમે આદમને કહ્યું, ''જુઓ, આ તમારો અને તમારી પત્નીનો શત્રુ છે, એવું ન બને કે આ તમને જન્નતમાંથી કઢાવી મૂકે અને તમે મુસીબતમાં મૂકાઈ જાઓ.

૧૧૮૧૧૯. અહીં તો તમને આ સુખ-સુવિધાઓ પ્રાપ્ત છે કે ન ભૂખ્યા રહો છો ન તો નગ્ન, ન તરસ અને તડકો તમને સતાવે છે.''

૧૨૦. પરંતુ શેતાને તેને ફોસલાવ્યો, કહેવા લાગ્યો, ''આદમ ! બતાવું તમને તે વૃક્ષ જેનાથી શાશ્વત જીવન અને અવિનાશી રાજ્ય પ્રાપ્ત



થાય છે ?''

૧૨૧. અંતે બંને (પતિ-પત્ની) તે વૃક્ષનું ફળ ખાઈ ગયા. પરિણામ એ આવ્યું કે તરત જ તેમના ગુપ્ત ભાગો એક-બીજા સામે ખુલી ગયા અને બંને પોતાને જન્નતના પાંદડાઓથી ઢાંકવા લાગ્યા. આદમે પોતાના રબની અવજ્ઞા કરી અને સીધા માર્ગથી ભટકી ગયો.

૧૨૨. પછી તેના રબે તેને ચૂંટી લીધો અને તેની તૌબા (ક્ષમા) સ્વીકારી લીધી અને તેને માર્ગદર્શન પ્રદાન કર્યું.

૧૨૩. અને ફરમાવ્યું, ''તમે બંને (પક્ષો, અર્થાત્ મનુષ્ય અને શેતાન) અહીંથી ઉતરી જાઓ. તમે એક-બીજાના દુશ્મન રહેશો. હવે જો મારા તરફથી તમને કોઈ માર્ગદર્શન મળે તો જે કોઈ મારા આ માર્ગદર્શનનું અનુસરણ કરશે, તે ન ભટકશે, ન દુર્ભાગ્યનો ભોગ બનશે.

૧૨૪. અને જે મારા 'ઝિક્ર' (શિખામણના પાઠ)થી મોઢું ફેરવશે, તેના માટે દુનિયામાં જીવન તંગ હશે અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે અમે તેને આંધળો ઉઠાવીશુ'' —

૧૨૫. તે કહેશે, ''પાલનહાર ! દુનિયામાં તો હું આંખોવાળો હતો, અહીં મને આંધળો શા માટે ઉઠાવ્યો ?''

૧૨૬. અલ્લાહ ફરમાવશે, ''હા, આવી જ રીતે તેં અમારી આયતોને, જ્યારે તે તારા પાસે આવી હતી, ભુલાવી દીધી હતી, તેવી જ રીતે આજે તું ભુલાવવામાં આવી રહ્યો છે.'' —

૧૨૭. આવી રીતે અમે હદથી આગળ વધી જનારાઓ અને પોતાના રબની આયતોને ન માનનારાઓને (દુનિયામાં) બદલો આપીએ છીએ, અને આખિરતની યાતના વધુ સખત અને અધિક સ્થાયી છે.

૧૨૮. પછી શું આ લોકોને (ઈતિહાસના આ બોધપાઠમાંથી) કોઈ માર્ગદર્શન ન મળ્યું કે આમના પહેલાં કેટલીય કોમોને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ, જેમની (વેરાન) વસ્તીઓમાં આજે આ લોકો હરેફરે છે ? હકીકતમાં આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ સદ્બુદ્ધિ ધરાવે છે. (રુકૂઅ-૭)

૧૨૯. જો તારા રબ તરફથી અગાઉ એક વાત નિશ્ચિત કરી દેવામાં ન આવી હોત અને મહેતલ માટે એક મુદ્દત ઠેરવી દેવામાં ન આવી હોત તો જરૂરથી તેમનો પણ ફેંસલો ચૂકાવી દેવાયો હોત.

૧૩૦. તેથી હે નબી ! જે વાતો આ લોકો બનાવે છે, તેના ઉપર ધૈર્યથી કામ લો અને પોતાના રબની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં, અને રાતની ઘડીઓમાં પણ તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો અને દિવસના કિનારાઓ ઉપર પણ, કદાચ તમે ખુશ થઈ જાઓ.

૧૩૧. અને આંખ ઉઠાવીને પણ ન જુઓ દુનિયાના જીવનના તે ઠાઠ-માઠને

જે અમે આમાંથી વિવિધ પ્રકારના લોકોને આપી રાખ્યો છે. તે તો અમે તેમની પરીક્ષા કરવા માટે આપ્યો છે, અને તારા રબની આપેલી હલાલ (વૈધ) રોજી જ વધુ સારી અને બાકી રહેનારી છે.

૧૩૨. પોતાના કુટુંબીજનોને નમાઝની તાકીદ કરો અને પોતે પણ તેના પાબંદ રહો. અમે તમારાથી કોઈ રોજી નથી ચાહતા, રોજી તો અમે જ તમને આપી રહ્યા છીએ અને પરિણામની ભલાઈ તો તકવા (ધર્મ-પરાયણતા) માટે જ છે.

૧૩૩. તેઓ કહે છે કે આ માણસ પોતાના રબ તરફથી કોઈ નિશાની (ચમત્કાર) કેમ નથી લાવતો ? અને શું તેમના પાસે અગાઉના સહીફાઓ (પુસ્તિકાઓ)ની તમામ શિક્ષાઓનું સ્પષ્ટ વર્ણન નથી આવી ગયું ?

૧૩૪. જો અમે તેના આગમન પહેલાં આમને કોઈ યાતનાથી નષ્ટ કરી દીધા હોત તો પછી આ જ લોકો કહેતા કે હે અમારા પાલનહાર ! તેં અમારા પાસે કોઈ રસૂલ (ઈશદૂત) શા માટે ન મોકલ્યો કે અપમાનિત અને તિરસ્કૃત થતાં પહેલાં જ અમે તારી આયતોનું અનુસરણ અપનાવી લેતા ?

૧૩૫. હે પયગંબર ! આમને કહો, પ્રત્યેક પરિણામની રાહ જોઈ રહ્યો છે, તો હવે રાહ જુઓ, ટૂંક સમયમાં તમને જણાઈ જશે કે કોણ સીધા માર્ગ ઉપર ચાલનારા છે અને કોણ માર્ગદર્શન પામેલા છે.(રુકૂઅ-૮)



# (૨૧) અલ-અંબિયા

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ કોઈ ખાસ આયત પરથી લેવામાં નથી આવ્યું. પરંતુ આમાં ઘણાં પરયગંબરો (અલૈ.)નો સતત ઉલ્લેખ થયો છે, આથી આનું નામ 'અલ-અંબિયા' રાખવામાં આવ્યું. વિષયની દૃષ્ટિએ આ પણ સૂરઃનું શીર્ષક નથી, બલ્કે ફકત સૂરઃને ઓળખવાનું પ્રતીક છે.

**ઉતરાણકાળ :**

વિષય અને વર્ણન-શૈલી બંને ઉપરથી એ જ જણાય છે કે આનું ઉતરાણ મક્કાના મધ્યવર્તી તબક્કામાં અર્થાત્ કાળ વહેંચણી પ્રમાણે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મક્કી જીવનના ત્રીજા તબક્કામાં થયું છે.

**વિષય :**

આ સૂરઃમાં પયગંબર (સલ્લ.) અને કુરૈશના સરદારો વચ્ચેના સંઘર્ષ અંગે ચર્ચા કરવામાં આવી છે. તેઓ આપ (સલ્લ.)ના પયગંબર હોવાના દાવા અને આપ દ્વારા તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ના સંદેશ અંગે જે સંદેહો અને વાંધાઓ પ્રસ્તુત કરતા હતા, તેનો જવાબ આપવામાં આવ્યો છે, તેઓ આપ (સલ્લ.)ના વિરોધમાં જે યુક્તિઓ અજમાવી રહ્યા હતા, તે બદલ ધમકી આપવામાં આવી છે અને આ કૃત્યોનાં માઠાં પરિણામો અંગે ચેતવણી પણ આપવામાં આવી છે. અંતે તેમને એ ભાન કરાવવામાં આવ્યું છે કે જે વ્યક્તિને તમે પોતાના માટે તકલીફ અને અવરોધ માની રહ્યાં છો તે વાસ્તવમાં તમારા માટે કૃપા બનીને આવી છે.

પ્રવચન દરમ્યાન ખાસ કરીને જે બાબતો ચર્ચવામાં આવી છે તે આ છે :

(૧) મક્કાના વિધર્મીઓની તે ગેરસમજ કે મનુષ્ય કદાપી પયગંબર નથી હોઈ શકતો અને આ જ કારણે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પયગંબર માનવાના તેમના ઈન્કારને વિસ્તૃત રદિયો આપવામાં આવ્યો છે.

(૨) તેમના દ્વારા આપ (સલ્લ.) અને કુર્આન અંગે વિવિધ અને વિરોધાભાસી વાંધાઓ ઉઠાવવા અને કોઈ એક વાતને વળગી ન રહેવા માટે સંક્ષિપ્ત છતાં ખૂબ જોરદાર અને અર્થસભર રીતે પકડ કરવામાં આવી છે.

(૩) તેમના આ ખ્યાલને (Concept) કે, 'જીવન એક રમત માત્ર છે, જે થોડાક દિવસની રમત પછી આમ જ ખતમ થઈ જશે, તેનું કોઈ પરિણામ આવવાનું નથી, કોઈ હિસાબ-કિતાબ અને બદલો અને સજા થવાની નથી' ખૂબ જ અસરકારક શૈલીમાં રદિયો આપવમાં આવ્યો છે.

(૪) શિર્ક (અનેકેશ્વરવાદ) ઉપર તેમના આગ્રહ અને તૌહીદ એકેશ્વરવાદ) વિરૂદ્ધ તેમના અજ્ઞાનતાપૂર્ણ પૂર્વગ્રહની સુધારણા માટે શિર્ક વિરૂદ્ધ અને તૌહીદના સમર્થનમાં ખૂબ જ ટૂંકી છતાં પ્રભાવક અને હૃદયગમ્ય દલીલો આપવામાં આવી છે.

(૫) તેમની તે ગેરસમજનું કે નબી (ઈશદૂત)ને વારંવાર ખોટા ઠેરવવા છતાં જો તેમના ઉપર આફત નથી આવતી તો ચોક્કસપણે પયગંબર જ જૂઠો છે અને અલ્લાહની આપત્તિની જે ધમકીઓ રસૂલ અમને અલ્લાહ વતી સંભળાવે છે તે પોકળ ધમકીઓ જ છે, આ ગેરસમજનું દલીલ અને બોધપાઠ બંને દ્વારા નિવારણ કરવામાં આવ્યું છે.

ત્યારપછી પયગંબરોની જીવન-ચર્યાના મુખ્ય બનાવોમાંથી કેટલાક ઉદાહરણો રજૂ કરવામાં આવ્યા છે, જેનો આશય એ સમજાવવાનો છે કે માનવ-ઈતિહાસમાં અલ્લાહ તરફથી આવેલા તમામ પયગંબરો મનુષ્ય હતા અને નબૂવ્વત (ઈશદૂતત્વ)ના વિશિષ્ટ ગુણને બાદ કરતાં બીજા ગુણોમાં તેઓ દુનિયાના બીજા મનુષ્યોની જેમ જ મનુષ્ય હતા. તેમનામાં અલ્લાહના ગુણો કે ખુદાઈ (ઈશ્વરત્વ)નું રજભાર પણ મિશ્રણ ન હતું, બલ્કે તેઓ પોતાની દરેક જરૂરિયાત માટે સ્વયં અલ્લાહ સમક્ષ હાથ ફેલાવતા હતા. તેમના ઉપર જાત-જાતની મુસીબતો અને સંકટો આવ્યા છે અને તેમના વિરોધીઓએ પણ તેમને બરબાદ કરવાના પ્રયત્નો કર્યા છે, પરંતુ છેવટે અલ્લાહ દ્વારા અસાધારણ રીતે તેમની મદદ કરાવામાં આવી છે. બીજું એ કે તમામ પયગંબરોનો દીન (ધર્મ) એક જ હતો અને તે એ જ દીન હતો, જેને હઝરત મુહમ્મદ (સલ્લ.) પ્રસ્તુત કરી રહ્યાં છે. માનવ-જાતનો મૂળ ધર્મ આ જ છે અને દુનિયામાં શેષ જેટલાં ધર્મો બન્યા છે, તે કેવળ પથભ્રષ્ટ મનુષ્યોએ ઊભા કરેલા વિભાજનો છે.

અંતે દર્શાવવામાં આવ્યું છે કે માનવની મુક્તિનો આધાર આ જ દીનનું અનુસરણ અપનાવવા ઉપર છે. જે લોકો તેને સ્વીકારી લેશે તેઓ જ અલ્લાહની અંતિમ અદાલતમાં સફળ નીવડશે અને ધરતીના વારસ થશે અને જે લોકો તેને ઠુકરાવી દેશે તેમને આખિરત (પરલોક)માં સૌથી ખરાબ પરિણામ ભોગવવું પડશે.



# (૨૧) સૂરઃ અલ-અંબિયા

(મક્કામાં અવતરિત થઈ • રૂકૂઅ : ૭ • આયતો : ૧૧૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. નજીક આવી ગયો છે લોકોના હિસાબનો સમય અને તેઓ છે કે ગફલતમાં પડીને વિમુખ બનેલા છે.

૨. તેમના પાસે જે નવીન ઉપદેશ પણ તેમના રબ (પ્રભુ) તરફથી આવે છે તેને અનિચ્છાએ સાંભળે છે અને રમતમાં પડ્યા રહે છે,

૩. હૃદય એમના (બીજી જ ચિંતાઓમાં) ડૂબેલા છે. અને જાલિમો એક-બીજા સાથે ગુસપુસ કરે છે કે ''આ માણસ છેવટે તમારા જેવો જ એક મનુષ્ય તો છે, પછી શું તમે દેખતી આંખે જાદુના ફંદામાં ફસાઈ જશો ?''

૪. રસૂલે કહ્યું, ''મારો રબ તે દરેક વાતને જાણે છે જે આકાશ અને ધરતીમાં કરવામાં આવે, તે સાંભળનાર અને જાણનાર છે.''

૫. તેઓ કહે છે, ''બલ્કે આ અસંબદ્ધ સ્વપ્નો છે, બલ્કે આ તેનું ઉપજાવી કાઢેલું છે, બલ્કે આ માણસ કવિ છે, નહીં તો આ લાવે કોઈ નિશાની જેવી રીતે પુરાણા જમાનાના રસૂલો (સંદેશવાહકો) નિશાનીઓ સાથે મોકલવામાં આવ્યા હતા.''

૬. જો કે આમનાથી પહેલાં કોઈ વસ્તી પણ, જેને અમે નષ્ટ કરી, ઈમાન ન લાવી. હવે શું આ લોકો ઈમાન લાવશે ?

૭. અને હે પયગંબર ! તમારા પહેલાં પણ અમે મનુષ્યોને જ રસૂલ બનાવીને મોકલ્યા હતા, જેમના ઉપર અમે વહી (દિવ્ય પ્રકાશના) મોકલતા હતા. તમે લોકો જો જ્ઞાન ધરાવતા ન હોય તો ગ્રંથવાળાઓને પૂછી લો.

૮. તે રસૂલોને અમે કોઈ એવા શરીર આપ્યા ન હતા કે તેઓ ભોજન ન લેતા હોય અને ન તેઓ હંમેશાં જીવંત રહેનારા હતા.

૯. પછી જોઈ લો કે અંતે અમે તેમના સાથે પોતાના વાયદા પૂરા કર્યા અને તેમને તથા જેને-જેને અમે ઈચ્છ્યું, બચાવી લીધા અને હદથી વધી જનારાઓને નષ્ટ કરી દીધા.

૧૦. લોકો ! અમે તમારા તરફ એક એવો ગ્રંથ મોકલ્યો છે જેમાં તમારું જ વર્ણન છે, શું તમે સમજતા નથી ? (રૂકૂઅ-૧)

૧૧. કેટલીય અત્યાચારી વસ્તીઓ છે જેમને અમે બરબાદ કરી મૂકી અને તેમના પછી બીજી કોઈ કોમને ઉઠાવી.

૧૨. જ્યારે તેમને અમારી યાતનાનો અનુભવ થયો તો લાગ્યા

ત્યાંથી ભાગવા.

૧૩. (કહેવામાં આવ્યું), ''ભાગો નહીં, જાઓ પોતાના તે જ ઘરો અને વૈભવ-વિલાસના સાધનોમાં જ્યાં તમે મોજ-મજા કરી રહ્યા હતા, કદાચ તમને પૂછવામાં આવે.''

૧૪. કહેવા લાગ્યા, ''હાય અમારું દુર્ભાગ્ય ! નિઃશંક અમે દોષિત હતા.''

૧૫. અને તેઓ આ જ પોકારતા રહ્યા, ત્યાં સુધી કે અમે તેમને વાઢેલા ખેતર બનાવી દીધા, જીવનની એક ચિંગારી સુદ્ધાં તેમનામાં ન રહી.

૧૬. અમે આ આકાશ અને ધરતીને અને જે કંઈ તેમાં છે, કંઈ રમત માટે નથી બનાવ્યું.

૧૭. જો અમે કોઈ રમકડું બનાવવા ચાહતા અને માત્ર એ જ કંઈક અમારે કરવું હોત તો પોતાના પાસેથી જ કરી લેતા.

૧૮. પરંતુ અમે તો અસત્ય ઉપર સત્યનો ફટકો લગાવીએ છીએ જે તેનું માથું ભાંગી નાખે છે અને તે જોત-જોતામાં નાશ પામે છે અને તમારા માટે વિનાશ છે તે વાતોના કારણે જે તમે બનાવો છો.

૧૯. ધરતી અને આકાશોમાં જે કોઈ મખ્લૂક (સર્જનો) છે તે અલ્લાહની છે. અને જે (ફરિશ્તાઓ) તેના પાસે છે, તેઓ ન પોતાને મોટા સમજીને તેની બંદગીથી મોઢું ફેરવે છે અને ન ખિન્ન થાય છે.

૨૦. રાત અને દિવસ તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરતા રહે છે, થાકતા નથી.

૨૧. શું આ લોકોના બનાવેલા દુનિયાના ઉપાસ્યો એવા છે કે (નિર્જીવને સજીવ કરી) ઉઠાવીને ઊભો કરતા હોય ?

૨૨. જો આકાશ અને ધરતીમાં એક અલ્લાહ સિવાય બીજા ઉપાસ્યો પણ હોત તો (ધરતી અને આકાશ) બંનેનું વ્યવસ્થા-તંત્ર બગડી જતું. તો પવિત્ર અને ઉચ્ચ છે અલ્લાહ, અર્શ (રાજ-સિંહાસન)નો માલિક, તે વાતોથી જે આ લોકો બનાવી રહ્યા છે.

૨૩. તે પોતાના કાર્યો માટે (કોઈના સામે) ઉત્તરદાયી નથી અને સૌ ઉત્તરદાયી છે.

૨૪. શું તેને છોડીને આ લોકોએ બીજા ઉપાસ્યો બનાવી લીધા છે ? હે પયગંબર ! આમને કહો કે ''લાવો પોતાની દલીલ, આ ગ્રંથ પણ મોજૂદ છે જેમાં મારા જમાનાના લોકો માટે ઉપદેશ છે અને તે ગ્રંથો પણ મોજૂદ છે જેમાં મારા પહેલાના લોકો માટે ઉપદેશ હતો.'' પરંતુ આમાંથી મોટા ભાગના લોકો વાસ્તવિકતાથી અનભિજ્ઞ છે, તેથી વિમુખ થયેલા છે.

૨૫. અમે તમારા પહેલાં જે રસૂલ (સંદેશવાહક) પણ મોકલ્યો છે, તેને આ જ વહી મોકલી છે કે મારા સિવાય કોઈ ઉપાસ્ય નથી, પછી તમે લોકો



મારી જ ઉપાસના કરો.

૨૬. આ લોકો કહે છે, ''રહમાન (પરમ કૃપાળુ) સંતાન ધરાવે છે.'' પવિત્ર અને ઉચ્ચ છે અલ્લાહ, તેઓ (અર્થાત્ ફરિશ્તાઓ) તો બંદાઓ છે જેમને આદર-સન્માન આપવામાં આવ્યા છે.

૨૭. તેના હુજૂર આગળ વધીને બોલતા નથી અને માત્ર તેના આદેશ ઉપર અમલ કરે છે.

૨૮. જે કંઈ તેમના સામે છે તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમનાથી છૂપાયેલું છે તેની પણ તે ખબર રાખે છે. તેઓ કોઈની ભલામણ કરતા નથી સિવાય તેના, જેના માટે ભલામણ સાંભળવા માટે અલ્લાહ રાજી હોય, અને તેઓ તેના ભયથી ડરતા રહે છે.

૨૯. અને જો તેમના પૈકી કોઈ કહી દે કે અલ્લાહ ઉપરાંત હું પણ એક ઉપાસ્ય છું, તો તેને અમે જહન્નમ (નર્ક)ની સજા આપીએ, અમારે ત્યાં અત્યાચારીઓ માટે આ જ બદલો છે. (રુકૂઅ-૨)

૩૦. શું તે લોકો, જેમણે (પયગંબરની વાત માનવાનો) ઇન્કાર કરી દીધો છે, વિચાર કરતા નથી કે આ બધા આકાશો અને ધરતી એક બીજા સાથે જોડાયેલા હતા, પછી અમે તેમને અલગ કર્યા, અને પાણી વડે દરેક સજીવ વસ્તુ પેદા કરી ? શું તેઓ (અમારી આ સર્જન-શક્તિનો) સ્વીકાર કરતા નથી ?

૩૧. અને અમે ધરતીમાં પર્વતો જમાવી દીધા જેથી તે તેમને લઈને ગબડી ન પડે, અને તેમાં પહોળા રસ્તાઓ બનાવી દીધા, કદાચ લોકો પોતાનો રસ્તો જાણી લે

૩૨. અને અમે આકાશને એક સુરક્ષિત છત બનાવી દીધુ, પરંતુ આ લોકો છે કે સૃષ્ટિની નિશાનીઓ તરફ ધ્યાન જ આપતા નથી.

૩૩. અને તે અલ્લાહ જ છે જેણે રાત અને દિવસ બનાવ્યા અને સૂર્ય અને ચંદ્રને પેદા કર્યા. સૌ અલગ-અલગ કક્ષામાં તરી રહ્યા છે.

૩૪. અને હે પયગંબર ! અમરત્વ તો અમે તમારા પહેલાં પણ કોઈ મનુષ્ય માટે નથી રાખ્યું. જો તમે મરી ગયા તો શું આ લોકો સદૈવ જીવતા રહેવાના છે ?

૩૫. દરેક સજીવે મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે. અને અમે સારી અને ખરાબ પરિસ્થિતિઓમાં મૂકીને તમારા સૌની પરીક્ષા કરી રહ્યા છીએ. છેવટે તમારે અમારા જ તરફ પાછા ફરવાનું છે.

૩૬. આ સત્યનો ઇન્કાર કરનારાઓ જ્યારે તમને જુએ છે તો તમારી મજાક બનાવી લે છે. કહે છે, ''શું આ છે તે વ્યક્તિ જે તમારા ઉપાસ્યોની

ચર્ચા કર્યા કરે છે ?'' અને તેમની પોતાની દશા એ છે કે રહમાન (પરમ્ કૃપાળુ)નું નામ લેવાનો ઈન્કાર કરનારા છે.

૩૭. મનુષ્ય ઉતાવળો પેદા કરવામાં આવ્યો છે. હમણાં જ હું તમને પોતાની નિશાનીઓ દેખાડી દઉં છું, મારા સાથે ઉતાવળ ન કરો.

૩૮. — આ લોકો કહે છે, ''છેવટે આ ધમકી ક્યારે પૂરી થશે જો તમે સાચા છો ?''

૩૯. કદાચ, આ કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને તે સમયનું કંઈ જ્ઞાન હોતું કે જ્યારે તેઓ ન પોતાના મોઢાં આગથી બચાવી શકશે, ન પોતાની પીઠો અને ન એમને ક્યાંયથી મદદ પહોંચશે.

૪૦. તે આફત અચાનક આવશે અને તેમને એવી રીતે એકાએક ઝડપી લેશે કે તેઓ એને ન દૂર કરી શકશે અને ન એમને ક્ષણભર મહેતલ જ મળી શકશે.

૪૧. હાંસી તો તમારા પહેલાં પણ રસૂલોની ઉડાવાઈ ચૂકી છે, પરંતુ તેમની હાંસી ઉડાવનારા તે જ વસ્તુમાં ઘેરાઈને રહ્યા જેની તેઓ હાંસી ઉડાવી રહ્યા હતા. (રુકૂઅ-૩)

૪૨. હે પયગંબર ! આમને કહો, ''કોણ છે જે રાત્રે કે દિવસે તમને રહમાનથી બચાવી શકતો હોય ?'' પરંતુ આ લોકો પોતાના રબની શિખામણથી મોઢું ફેરવી રહ્યા છે.

૪૩. શું આ લોકો કંઈક એવા ઉપાસ્યો ધરાવે છે જે અમારા મુકાબલામાં તેમનું સમર્થન કરે ? તેઓ તો ન પોતાની મદદ કરી શકે છે અને ન અમારું સમર્થન તેમને પ્રાપ્ત છે.

૪૪. મૂળ વાત એ છે કે આ લોકોને અને એમના બાપ-દાદાઓને અમે જીવન સામગ્રી આપતા ગયા ત્યાં સુધી કે ઘણો લાંબો કાળ વીતી ગયો. પરંતુ શું તેમને દેખાતું નથી કે અમે ધરતીને જુદી-જુદી દિશાઓથી ઘટાડતા આવી રહ્યા છીએ ? પછી શું આ લોકો વિજયી થઈ જશે ?

૪૫. એમને કહી દો કે ''હું તો વહી (દિવ્ય પ્રકાશના)ના આધારે તમને ચેતવી રહ્યો છું'' — પરંતુ બહેરાઓ પોકાર સાંભળતા નથી, જ્યારે કે તેમને સાવધાન કરવામાં આવે.

૪૬. અને જો તારા રબની યાતના સહેજ પણ એમને સ્પર્શ કરી જાય તો તરત જ ચીસ પાડી ઊઠે કે હાય અમારું દુર્ભાગ્ય ! નિઃશંક અમે દોષિત હતા.

૪૭. ક્યામત (પુનરુજ્જીવન)ના દિવસે અમે સાચેસાચું વજન કરનાર ત્રાજવાં



મૂકી દઈશું. પછી કોઈ વ્યક્તિ ઉપર અણુ બરાબર પણ અત્યાચાર નહીં થાય. જે કોઈનું રાઈના દાણા બરાબર પણ કંઈ કર્યું-કરાવ્યું હશે તેને અમે સામે લઈ આવીશું અને હિસાબ કરવા માટે અમે પૂરતા છીએ.

૪૮. પહેલાં અમે મૂસા અને હારૂનને 'ફુરકાન' (સત્ય અને અસત્યનો ભેદ દર્શાવતી કસોટી) અને 'પ્રકાશ' (સીધો માર્ગ દર્શાવનાર) અને 'ઝિક્ર' (ભૂલેલો સબક યાદ દેવડાનાર શિખામણ) પ્રદાન કરી ચૂક્યા છીએ, તે અલ્લાહનો ડર રાખવાવાળા લોકોની ભલાઈ માટે

૪૯. જેઓ જોયા વિના પોતાના રબથી ડરે અને જેમને (હિસાબની) તે ઘડીનો ખટકો લાગેલો છે.

૫૦. અને હવે આ મુબારક 'ઝિક્ર' અમે (તમારા માટે) ઉતાર્યું છે, પછી શું તમે આનો સ્વીકાર કરવાથી ઈન્કાર કરો છો ?(રુકૂઅ-૪)

૫૧. તેના પણ પહેલાં અમે ઇબ્રાહીમને તેની વિવેકબુદ્ધિ પ્રદાન કરી હતી અને અમે તેને સારી રીતે જાણતા હતા.

૫૨. યાદ કરો તે પ્રસંગ જ્યારે તેણે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું હતું, ''આ મૂર્તિઓ કેવી છે જેના તમે મોહિત થઈ રહ્યા છો ?''

૫૩. તેમણે જવાબ આપ્યો, ''અમે અમારા બાપ-દાદાઓને તેમની પૂજા કરતા જોયા છે.''

૫૪. તેણે કહ્યું, ''તમે પણ પથભ્રષ્ટ છો અને તમારા બાપ-દાદાઓ પણ સ્પષ્ટપણે પથભ્રષ્ટ હતા.''

૫૫. તેમણે કહ્યું, ''શું તું અમારા સમક્ષ પોતાના અસલી વિચારો દર્શાવી રહ્યો છે કે મજાક કરે છે ?''

૫૬. તેણે જવાબ આપ્યો, ''નહીં, બલ્કે વાસ્તવમાં તમારો રબ તે જ છે જે ધરતી અને આકાશોનો રબ અને તેમને પેદા કરવાવાળો છે. આના ઉપર હું તમારા સમક્ષ સાક્ષી આપું છું.

૫૭. અને અલ્લાહના સોગંદ ! હું તમારી ગેરહાજરીમાં ચોક્કસ તમારી મૂર્તિઓને જોઈ લઈશ.''

૫૮. આથી તેણે તેમના ટુકડે-ટુકડા કરી નાખ્યા અને માત્ર તેમની મોટી મૂર્તિને છોડી દીધી જેથી કદાચ તેઓ તેના સમક્ષ રજૂ થાય.

૫૯. (તેમણે આવીને મૂર્તિઓની આ દશા જોઈ તો) કહેવા લાગ્યા, ''અમારા ખુદાઓની આ દશા કોણે કરી નાખી ? ખૂબ જ જાલિમ હતો તે.''

૬૦. (કેટલાક લોકો) બોલ્યા, ''અમે એક નવયુવાનને તેમની ચર્ચા કરતો જોયો હતો જેનું નામ ઇબ્રાહીમ છે.''

૬૧. તેમણે કહ્યું, ''તો પકડી લાવો તેને સૌના સામે જેથી લોકો જોઈ લે (કે તેની કેવી ખબર લેવામાં આવે છે.)''

૬૨. (ઈબ્રાહીમના આવી ગયા પછી) તેમણે પૂછ્યું, ''કેમ ઈબ્રાહીમ ! તેં અમારા ખુદાઓ સાથે આ કૃત્ય કર્યું છે ?''

૬૩. તેણે જવાબ આપ્યો, ''બલ્કે આ બધું તો તેમના આ સરદારે કર્યું છે, એમને જ પૂછી જુઓ જો તેઓ બોલતા હોય.''

૬૪. આ સાંભળીને તેઓ પોતાની અંતરાત્મા તરફ વળ્યા અને (મનોમન) કહેવા લાગ્યા, ''વાસ્તવમાં તમે પોતે જ જાલિમ છો.''

૬૫. પરંતુ ફરી તેમની મતિ ફરી ગઈ અને બોલ્યા, ''તું જાણે છે કે આ બોલતા નથી.''

૬૬. ઈબ્રાહીમે કહ્યું, ''પછી શું તમે અલ્લાહને છોડીને તે વસ્તુઓને પૂજી રહ્યા છો જે ન તમને લાભ પહોંચાડવા સમર્થ છે, ન નુકસાન ?

૬૭. ધિક્કાર છે તમારા ઉપર અને તમારા આ ઉપાસ્યો ઉપર જેમની તમે અલ્લાહને છોડીને પૂજા કરી રહ્યા છો. શું તમે સહેજ પણ બુદ્ધિ ધરાવતા નથી ?''

૬૮. તેમણે કહ્યું, ''બાળી મૂકો આને અને મદદ કરો પોતાના આ ઉપાસ્યોની જો તમારે કંઈ કરવું હોય.''

૬૯. અમે કહ્યું, ''હે આગ ! ઠંડી થઈ જા અને સલામતી બની જા ઈબ્રાહીમ ઉપર.''

૭૦. તેઓ ચાહતા હતા કે ઈબ્રાહીમ સાથે બૂરાઈ કરે, પરંતુ અમે તેમને ઘણી ખરાબ રીતે નિષ્ફળ બનાવી દીધા.

૭૧. અને અમે તેને અને લૂતને બચાવીને તે ભૂમિ તરફ કાઢીને લઈ ગયા જેમાં અમે જગત-નિવાસીઓ માટે બરકતો (સમૃદ્ધિ અને ઉન્નતિ) રાખી છે.

૭૨. અને અમે તેને ઈસ્હાક પ્રદાન કર્યો અને આ ઉપરાંત યાકૂબ તેના ઉપર વધારામાં, અને દરેકને સદાચારી બનાવ્યો.

૭૩. અને અમે તેમને ઈમામ (નાયક) બનાવી દીધા જેઓ અમારા આદેશો અનુસાર માર્ગદર્શન કરતા હતા, અને અમે તેમને વહી દ્વારા સદ્‌કાર્યો કરવાનો અને નમાઝ કાયમ કરવાનો અને ઝકાત આપવાનો આદેશ આપ્યો, અને તેઓ અમારી બંદગી કરનારા હતા.

૭૪. અને લૂતને અમે હુકમ ('હુકમ'નો અર્થ તત્ત્વદર્શિતા પણ છે, નિર્ણય કરવાની સાચી શક્તિ પણ છે અને અલ્લાહ તરફથી સત્તા પ્રાપ્ત થવી પણ છે.) અને ઈલ્મ (જ્ઞાન, તેનાથી તાત્પર્ય સત્યનું તે જ્ઞાન છે, જે વહી દ્વારા પ્રદાન કરવામાં આવે.) પ્રદાન કર્યા અને તેને તે વસ્તીમાંથી બચાવીને કાઢી લાવ્યા જે કુકર્મો કરતી હતી — હકીકતમાં તે ઘણી જ દુષ્ટ, અવજ્ઞાકારી કોમ હતી —

૭૫. અને લૂતને અમે પોતાની કૃપામાં દાખલ કર્યો, તે સદાચારી લોકો પૈકી હતો. (રુકૂઅ-૫)



૭૬. અને આ જ કૃપા અમે નૂહને પ્રદાન કરી. યાદ કરો જ્યારે કે આ બધા પહેલાં તેણે અમને પોકાર્યા હતા. અમે તેની દુઆ કબૂલ કરી અને તેને અને તેના કુટુંબીજનોને મોટી પીડામાંથી છુટકારો અપાવ્યો

૭૭. અને તે કોમના મુકાબલામાં તેની મદદ કરી જેણે અમારી આયતોને જૂઠી ઠેરવી હતી. તેઓ ઘણાં દુષ્ટ લોકો હતા, તેથી અમે તેમને સૌને ડુબાડી દીધા.

૭૮. અને આ જ કૃપા વડે અમે દાઊદ અને સુલેમાનને નવાજ્યા. યાદ કરો તે પ્રસંગ જ્યારે કે તે બંને એક ખેતરના મુકદ્દમામાં ફેસલો કરી રહ્યા હતા, જેમાં રાતના સમયે બીજા લોકોના બકરાં પેસી ગયા હતા, અને અમે તેમની અદાલત પોતે જોઈ રહ્યા હતા.

૭૯. ત્યારે અમે સાચો ફેંસલો સુલેમાનને સમજાવી દીધો, જો કે તત્ત્વદર્શિતા અને જ્ઞાન અમે બંનેને આપ્યા હતા. દાઊદના સાથે અમે પર્વતો અને પક્ષીઓને કામે લગાડી દીધા હતા જેઓ તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરતા હતા. આ કામને કરવાવાળા અમે જ હતા.

૮૦. અને અમે તેને તમારા ફાયદા માટે બખ્તર બનાવવાનો હુન્નર શીખવાડી દીધો હતો, જેથી તમને એક-બીજાના પ્રહાર સામે રક્ષણ આપે, પછી શું તમે કૃતજ્ઞ છો ?

૮૧. અને સુલેમાન માટે અમે તેજ હવાને કામે લગાડી દીધી હતી જે તેના આદેશથી તે ભૂમિ તરફ વહેતી હતી જેમાં અમે બરકતો મૂકી છે, અમે દરેક વસ્તુનું જ્ઞાન ધરાવતા હતા.

૮૨. અને શેતાનોમાંથી અમે એવા ઘણાંને તેના આધીન કરી દીધા હતા જેઓ તેના માટે ડૂબકી મારતા અને તે ઉપરાંત બીજા કાર્ય કરતા હતા. આ બધાની દેખભાળ રાખનાર અમે જ હતા.

૮૩. અને આ જ (વિવેકબુદ્ધિ તથા તત્ત્વદર્શિતા અને જ્ઞાનની કૃપા) અમે ઐયૂબને આપી હતી. યાદ કરો જ્યારે કે તેણે પોતાના રબને પોકાર્યો, ''મને બીમારી લાગુ પડી છે અને તું દયાળુઓમાં સૌથી વધીને દયાળુ છે.''

૮૪. અમે તેની દુઆ કબૂલ કરી અને તેને જે તકલીફ હતી તેને દૂર કરી દીધી, અને ન માત્ર તેના કુટુંબીજનો જ તેને આપ્યા, બલ્કે તેમના સાથે એટલાં જ બીજા પણ આપ્યા, પોતાની વિશેષ કૃપા રૂપે અને એટલા માટે કે આ એક બોધપાઠ હોય બંદગી કરનારાઓ માટે.

૮૫. અને આ જ કૃપા ઈસ્માઈલ અને ઈદરીસ અને ઝુલકિફ્લને આપી કે આ બધા ધૈર્યવાન લોકો હતા,

૮૬. અને તેમને અમે પોતાની કૃપામાં દાખલ કર્યા કેમ કે તેઓ સદાચારીઓમાંથી હતા.

૮૭. અને માછલીવાળા (પયગંબર હઝરત યૂનુસ અલૈ.)ને પણ અમે પ્રતિષ્ઠા પ્રદાન કરી. યાદ કરો જ્યારે કે તે નારાજ થઈને જતો રહ્યો હતો અને સમજ્યો હતો કે અમે આ માટે તેની પકડ કરીશું નહીં. છેવટે તેણે અંધારાઓમાંથી પોકાર કર્યો, ''નથી કોઈ અલ્લાહ પણ તું, પવિત્ર અને ઉચ્ચ છે તારી હસ્તી, નિઃશંક મેં ભૂલ કરી.''

૮૮. ત્યારે અમે તેની દુઆ સ્વીકારી અને દુઃખમાંથી તેને છોડાવ્યો અને આ જ રીતે અમે ઈમાનવાળાઓને બચાવી લઈએ છીએ.

૮૯. અને ઝકરિય્યાને, જ્યારે કે તેણે પોતાના રબને પોકાર્યો કે ''હે પાલનહાર ! મને એકલો ન છોડી દે, અને ઉત્તમ વારસદાર તો તું જ છે.''

૯૦. પછી અમે તેની દુઆ સ્વીકારી અને તેને યાહ્યા પ્રદાન કર્યો અને તેની પત્નીને તેના માટે લાયક કરી દીધી. આ લોકો સદ્કાર્યોમાં દોડધામ કરતા હતા અને અમને પ્રેમ અને ડર સાથે પોકારતા હતા, અને અમારા સામે ઝૂકેલા હતા.

૯૧. અને તે મહિલા જેણે પોતાના સતીત્વની રક્ષા કરી હતી, અમે તેના ભીતર પોતાની રૂહથી ફૂંક્યુ અને તેને અને તેના પુત્રને સમગ્ર દુનિયા માટે નિશાની બનાવી દીધા.

૯૨. આ તમારો સમુદાય (ઉમ્મત) હકીકતમાં એક જ સમુદાય છે અને હું તમારો રબ (પ્રભુ) છું, તો તમે મારી બંદગી કરો.

૯૩. પરંતુ (આ લોકોની ચાલાકીઓ છે કે) તેમણે પરસ્પર પોતાના દીન (ધર્મ)ને ટુકડે ટુકડા કરી નાખ્યો – બધાને અમારા તરફ પાછા ફરવાનું છે. (રુકૂઅ ૬)

૯૪. પછી જે સદ્કાર્ય કરશે, એ સ્થિતિમાં કે તે ઈમાનવાળો હોય, તો તેના કામની ઉપેક્ષા નહીં થાય અને અમે તેને લખી રહ્યા છીએ.

૯૫. અને શક્ય નથી કે જે વસ્તીને અમે નષ્ટ કરી દીધી હોય, તે ફરી પલટી શકે.

૯૬. ત્યાં સુધી કે જ્યારે યાજૂજ અને માજૂજને ખોલી દેવામાં આવશે અને દરેક ઊંચી જગ્યાએથી તેઓ નીકળી પડશે

૯૭. અને સાચા વાયદાના પૂરા થવાનો સમય નજીક આવી પહોંચશે તો એકાએક તેમની આંખો ભયથી ફાટેલી રહી જશે જેમણે કુફ્ર કર્યું હતું.



કહેશે, ''રે અમારું દુર્ભાગ્ય ! અમે આ વસ્તુ તરફ બેદરકાર રહ્યા હતા, બલ્કે અમે દોષિત હતા.''

૯૮. નિઃસંદેહ, તમે અને તમારા તે ઉપાસ્યો જેમને તમે અલ્લાહને છોડીને પૂજો છો, જહન્નમ (નર્ક)નું ઈંધણ છે, ત્યાં જ તમારે જવાનું છે.

૯૯. જો હકીકતમાં તેઓ ઉપાસ્ય હોત તો ત્યાં ન જતા. હવે સૌને હંમેશાં તેમાં જ રહેવાનું છે.

૧૦૦. ત્યાં તેઓ હાંફતા હશે અને પરિસ્થિતિ એ હશે કે ઘોંઘાટને કારણે કાનથી કોઈ અવાજ પણ નહીં સંભળાય.

૧૦૧. રહ્યા તે લોકો જેમના માટે અમારા તરફથી ભલાઈનો નિર્ણય પહેલાંથી જ થઈ ગયો હશે, તો ચોક્કસ તેમને તેનાથી દૂર રાખવામાં આવશે.

૧૦૨. તેનો કોઈ સર-સર અવાજ પણ નહીં સાંભળે અને તેઓ હંમેશાં-હંમેશાં મનગમતી વસ્તુઓ વચ્ચે રહેશે.

૧૦૩. તે અત્યંત ગભરાટનો સમય તેમને સહેજ પણ પરેશાન નહીં કરે અને ફરિશ્તાઓ આગળ વધીને તેમનું સ્વાગત કરશે કે ''આ તમારો તે જ દિવસ છે જેનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો.''

૧૦૪. તે દિવસે જ્યારે કે આકાશને અમે તે રીતે લપેટીને મૂકી દઈશું જે રીતે તુમારના પાનાં લપેટી દેવામાં આવે છે. જે રીતે અમે પહેલાં સર્જનનો આરંભ કર્યો હતો, તે જ રીતે અમે ફરી તેનું પુનરાવર્તન કરીશું. આ એક વાયદો છે અમારા શિરે અને આ કામ અમારે ચોક્કસપણે કરવાનું જ છે,

૧૦૫. અને ઝબૂર (પયગંબર હઝરત દાઊદ અલૈ. ઉપર અવતરિત ઈશગ્રંથ)માં શિખામણ પછી અમે લખી ચૂક્યા છીએ કે ધરતીના ઉત્તરાધિકારી અમારા સત્કર્મી બંદાઓ હશે,

૧૦૬. આમાં એક મોટી ખબર છે બંદગી કરનારાઓ માટે.

૧૦૭. હે પયગંબર ! અમે તો તમને દુનિયાવાળાઓ માટે રહમત (દયા અને કૃપા) બનાવીને મોકલ્યા છે.

૧૦૮. એમને કહો, ''મારા પાસે જે વહી આવે છે, તે એ છે કે તમારો ઉપાસ્ય (પૂજ્ય) માત્ર એક જ અલ્લાહ છે, પછી શું તમે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવો છો ?''

૧૦૯. જો તેઓ વિમુખ થાય તો કહી દો કે ''મેં જાહેરમાં તમને ચેતવી દીધા છે. હવે તે હું નથી જાણતો કે તે વસ્તુ જેનો વાયદો તમારા સાથે કરવામાં આવી રહ્યો છે નજીક છે કે દૂર.

૧૧૦. અલ્લાહ તે વાતો પણ જાણે છે જે ઊંચા અવાજથી કહેવામાં આવે છે અને તે પણ જે તમે છૂપાવીને કરો છો.

૧૧૧. હું તો એ સમજું છું કે કદાચ આ (વિલંબ) તમારા માટે એક પરીક્ષા છે અને તમને એક ખાસ મુદ્દત સુધી મોજ કરવાની તક આપવામાં આવી રહી છે.''

૧૧૨. (છેવટે) રસૂલે કહ્યુ કે ''હે મારા રબ ! સત્યપૂર્વક ફેંસલો કરી દે, અને લોકો ! તમે જે વાતો બનાવો છો તેના મુકાબલામાં અમારો કૃપાળુ માલિક અને પાલનહાર (રબ) જ અમારા માટે મદદનો આશરો છે.'' (રુકૂઅ ૭)



# (૨૨) અલ-હજ્જ

## પરિચય

**નામ :**

આ સૂરની ૨૭મી આયત ''વઅઝ્ઝિન ફિન્નાસિ બિલ હજ્જિ'' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃમાં મક્કા અને મદીનામાં અવતરિત થયેલ બંને પ્રકારની સૂરઃઓની વિશેષતાઓ જોવા મળે છે. આથી જ વિવરણકર્તાઓમાં આ અંગે મતભેદ પ્રવર્તે છે કે આ સૂરઃ મક્કી છે કે મદની. પરંતુ મારા મતે આના વિષયો અને વર્ણન-શૈલીની આ છટા-ઢબનું કારણ એ છે કે આનો એક ભાગ મક્કી યુગના અંતે અને બીજો ભાગ મદની યુગના આરંભમાં ઊતર્યો છે. આથી આમાં બંને યુગની વિશેષતાઓ એકઠી થઈ ગઈ છે.

આરંભિક ભાગનો વિષય અને તેની વર્ણન-શૈલી સ્પષ્ટપણે દર્શાવે છે કે આ મક્કામાં અવતરિત થયેલ છે અને વધારે શક્યતા એ છે કે મક્કી જીવનના અંતિમ ભાગમાં હિજરતના થોડાંક સમય પહેલાં અવતરિત થઈ હોય. આ ભાગ આયત-૨૪ ''અર્થાત્ તેમને પવિત્ર વાત સ્વીકાર કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું'' ઉપર સમાપ્ત થાય છે.

ત્યારપછી ''ઇન્નલ્લઝીન કફરૂ વ યસુદ્દુન અન્ સબીલિલ્લાહ''થી અચાનક વિષયની ઢબ બદલાય છે અને અહીંથી અંત સુધીનો ભાગ મદીનામાં ઊતર્યો છે તેવું સ્પષ્ટ જણાય છે. શક્ય છે કે હિજરત પછી પહેલા જ વર્ષે ઝિલહજ્જમાં અવતરિત થયો હોય, કેમ કે આયત-૨૫ થી ૪૧ સુધીનો વિષય આ જ વાતનો નિર્દેશ કરે છે અને આયત ૩૯-૪૦નો ઉતરાણકાળ પણ આને સમર્થન આપે છે. તે સમયે હિજરત કરનારાઓ હમણાં-હમણાં જ પોતાના ઘરબાર છોડીને મદીનામાં આવ્યા હતા. હજ્જના જમાનામાં તેમને પોતાના શહેર અને હજ્જના ઇજતેમાઅ (સંમેલન)ની યાદ આવતી હશે અને ત્યારે તેમને તે વાત ખૂબ ખૂંચતી હશે કે કુરૈશી મુશ્રિકોએ તેમના માટે મસ્જિદે-હરામ (મક્કામાં આવેલ પ્રતિષ્ઠિત મસ્જિદ) સુદ્ધાંનો માર્ગ બંધ કરી દીધો છે. તે જમાનામાં તેઓ પણ એ વાતની પ્રતીક્ષા કરી રહ્યાં હશે કે જે અત્યાચારીઓએ તેમને ઘરોમાંથી કાઢી મૂક્યા, મસ્જિદે-હરામની ઝ્યારત (દર્શન)થી વંચિત કર્યા અને અલ્લાહનો માર્ગ અપનાવવા બદલ તેમનું જીવન સુદ્ધાં મુશ્કેલ બનાવી દીધું, તેમના વિરૂદ્ધ યુદ્ધ કરવાની પરવાનગી મળી જાય. આ આયતોના

ઉતરાણનો આ જ મનોવૈજ્ઞાનિક પ્રસંગ હતો. આમાં પહેલાં તો હજ્જનો ઉલ્લેખ કરીને એ બતાવવામાં આવ્યું છે કે આ મસ્જિદે-હરામનું નિર્માણ અને હજ્જની પ્રણાલી એટલા માટે શરૂ કરવામાં આવી હતી કે દુનિયામાં એક માત્ર અલ્લાહની બંદગી કરવામાં આવે પરંતુ આજે ત્યાં શિર્કનું આચરણ થઈ રહ્યું છે અને એક અલ્લાહની બંદગી કરનારાઓ માટે તેના દ્વાર બંધ કરી દેવામાં આવ્યા છે. ત્યારપછી મુસલમાનોને છૂટ આપી દેવામાં આવી છે કે તેઓ આ અત્યાચારીઓ વિરૂદ્ધ યુદ્ધ કરે અને તેમને ત્યાંથી બેદખલ કરીને દેશમાં તે કલ્યાણકારી વ્યવસ્થાની સ્થાપના કરે જેમાં બૂરાઈઓ નામશેષ થઈ જાય અને ભલાઈઓને પ્રોત્સાહન મળે. ઈબ્ને અબ્બાસ, મુજાહિદ, ઉર્વહ બિન ઝુબૈર, ઝૈદ બિન અસ્લમ, મુકાતિલ બિન હૈયાન, કતાદા અને બીજા અગ્રણી વિવરણકર્તાઓ કહે છે કે આ પ્રથમ આયત છે જેમાં મુસલમાનોને યુદ્ધની પરવાનગી આપવામાં આવી અને હદીસ (પયગંબર સલ્લ.ના કથનો) તથા સીરત (પયગંબર સલ્લ.નું જીવન-ચરિત્ર)ના પુસ્તકોથી એ પુરવાર થયેલું છે કે આ પરવાનગી પછી તરત જ કુરૈશ વિરૂદ્ધ વ્યવહારૂ પગલાઓ લેવાનું શરૂ કરી દેવામાં આવ્યું અને પહેલી ચઢાઈ હિ.સ. ૦૨ના સફર મહિનામાં રાતા સમુદ્રના કિનારા તરફ રવાના કરવામાં આવી, જે વદાનની લડાઈ અને અબવાની લડાઈના નામે પ્રખ્યાત છે.

**વિષય :**

આ સૂરઃમાં ત્રણ સમૂહોને સંબોધન કરવામાં આવ્યું છે :

મક્કાના મુશ્‍રિકો (બહુદેવવાદીઓ), દ્વિધામાં મૂકાયેલા મુસલમાનો અને સાચા ઈમાનવાળાઓ (મોમિનો).

મુશ્‍રિકોને સંબોધનની શરૂઆત મક્કામાં કરવામાં આવી અને મદીનામાં તેનો ક્રમ પૂરો કરવામાં આવ્યો. આ સંબોધનમાં તેમને ભારપૂર્વક ચેતવવામાં આવ્યા છે કે તમે જીદ અને હઠાગ્રહપૂર્વક પોતાના પાયાવિહીન અજ્ઞાનતાપૂર્ણ વિચારોનો આગ્રહ રાખ્યો, અલ્લાહને છોડીને તે ઉપાસ્યો ઉપર વિશ્વાસ મૂકયો જેમના પાસે કોઈ તાકાત નથી, અને અલ્લાહના રસૂલ (પયગંબર)ને ખોટાં ઠેરવી દીધા. હવે તમારો અંજામ એ જ આવશે જે આ અગાઉ આ માર્ગે ચાલનારાઓનો આવી ચૂક્યો છે. પયગંબરને ખોટા ઠેરવીને અને પોતાની કોમનાં સૌથી સદાચારી માણસોને અત્યાચારનું લક્ષ્ય બનાવીને તમે પોતાનું જ નુકસાન કર્યું છે. આના પરિણામે તમારા ઉપર અલ્લાહનો જે પ્રકોપ ઊતરશે તેનાથી તમારા કૃત્રિમ ઉપાસ્યો તમને નહીં બચાવી શકે. આ ચેતવણી અને ધમકી સાથે શિખામણનું પાસુ પણ રહેલું છે. સમગ્ર સૂરઃમાં ઠેર-ઠેર અનુસ્મરણ અને ઉપદેશ પણ છે અને શિર્ક વિરૂદ્ધ તથા તૌહીદ અને આખિરતની તરફેણમાં અસરકારક દલીલો પ્રસ્તુત કરવામાં આવી છે.



દ્વિધામાં મૂકાયેલા મુસલમાનો જેમણે અલ્લાહની બંદગી તો અપનાવી લીધી હતી, પરંતુ તેના માર્ગમાં કોઈ જોખમ વેઠવા તૈયાર ન હતા તેમને સંબોધન કરતા ભારે ઠપકો આપવામાં આવ્યો છે. તેમને કહેવામાં આવ્યું કે, આ તમારું કેવું ઈમાન છે કે રાહત, ખુશી અને ઐશ-આરામ મળે તો ખુદા તમારો ખુદા અને તમે તેના બંદા, પરંતુ જેવી જ અલ્લાહના માર્ગમાં મુસીબતો આવે અને મુશ્કેલીઓ સહન કરવી પડે તો, ન તો ખુદા તમારો ખુદા અને ન તમે તેના બંદા. જો કે તમે પોતાના આ વર્તનથી કોઈ એવી મુસીબત, નુકસાન કે દુઃખને ટાળી શકતા નથી, જે અલ્લાહે તમારા ભાગ્યમાં લખી દીધા હોય.

ઈમાનવાળાઓને બે રીતે સંબોધવામાં આવ્યા છે : એક સંબોધનમાં તો તેઓ પોતે અને આરબ પ્રદેશના લોકોને પણ સંબોધન છે અને બીજા સંબોધનમાં ફક્ત ઈમાનવાળાઓને જ સંબોધવામાં આવ્યા છે.

પહેલા સંબોધનમાં મક્કાના મુશ્‍રિકોની તે વર્તન બદલ પકડ કરવામાં આવી છે કે તેમણે મુસલમાનો માટે મસ્જિદે-હરામ (પ્રતિષ્ઠિત મસ્જિદ)નો માર્ગ બંધ કરી દીધો છે, જો કે મસ્જિદે-હરામ તેમની અંગત મિલ્કત નથી અને તેમને કોઈ વ્યક્તિને હજ્જથી રોકવાનો અધિકાર નથી. આ વાંધો પોતાના સ્થાને ન માત્ર વાજબી હતો, બલ્કે રાજકીય દૃષ્ટિએ આ કુરૈશ વિરૂદ્ધ ઘણું મોટું શસ્ત્ર હતું. આના દ્વારા આરબના બીજા તમામ કબીલાઓના માણસોમાં એ પ્રશ્ન ઊભો કરવામાં આવ્યો કે કુરૈશ હરમ (પ્રતિષ્ઠિત મસ્જિદ)ના સેવક છે કે તેના માલિક ? જો આજે તેમણે પોતાના અંગત વૈમનસ્યના કારણે કોઈ જૂથને હજ્જ કરતાં અટકાવી દીધું છે અને તેને સાંખી લેવામાં આવશે તો ભવિષ્યમાં જેના સાથે પણ તેમનાં સંબંધો બગડશે તેને તેઓ હરમની હદમાં દાખલ થતાં અટકાવી દેશે અને તેના માટે હજ્જ અને ઉમરા બંધ કરી દે તે અસંભવ નથી. આ જ અનુસંધાનમાં મસ્જિદે હરામના ઇતિહાસનું વર્ણન કરીને એક તરફ એ બતાવવામાં આવ્યું છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જ્યારે અલ્લાહના આદેશથી આનું નિર્માણ કર્યું હતુ તો સૌ લોકોને હજ્જની જાહેર પરવાનગી આપી હતી અને ત્યાં પહેલાં દિવસથી સ્થાનિક નાગરિકો અને બહારથી આવનારાઓના હક્કો સમાન ઠેરવવામાં આવ્યા હતા. બીજી બાજુ એ બતાવવામાં આવ્યું છે કે આ ઘરનું નિર્માણ અસંખ્ય દેવોની ઉપાસના માટે નહીં, બલ્કે એક માત્ર અલ્લાહની બંદગી માટે કરવામાં આવ્યું હતું. આ કેવો અત્યાચાર છે કે ત્યાં એક અલ્લાહની બંદગી ઉપર તો પ્રતિબંધ હોય અને મૂર્તિઓની પૂજા માટે પૂરેપૂરી આઝાદી.

બીજા સંબોધનમાં મુસલમાનોને કુરૈશના અત્યાચારનો જવાબ બળથી આપવાની પરવાનગી આપવામાં આવી છે, અને તે સાથે તેમને એ પણ કહેવામાં

આવ્યું છે કે જ્યારે તમને સત્તા પ્રાપ્ત થાય ત્યારે તમારૂં વર્તન કેવું હોવું જોઈએ અને પોતાના રાજ્યમાં તમારે કયા હેતુ માટે કાર્ય કરવું જોઈએ. આ વિષય સૂરઃના વચ્ચે પણ છે અને અંતે પણ. છેવટે ઈમાનવાળાઓના જૂથ માટે 'મુસ્લિમ' નામની વિધિવત્ જાહેરાત કરીને કહેવામાં આવ્યું છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સાચા ઉત્તરાધિકારી તમે છો, તમને દુનિયામાં લોકો સામે સાક્ષી આપવાના પદ ઉપર નિયુક્ત કરવામાં આવ્યા છે. હવે તમારે નમાઝની અને ઝકાતની સ્થાપના અને દાનના કાર્યો દ્વારા પોતાનું જીવન નમૂનારૂપ બનાવવું જોઈએ અને અલ્લાહના ભરોસે અલ્લાહનો 'કલ્મો' બુલંદ કરવા માટે જિહાદ (સંઘર્ષ) કરવો જોઈએ.

અહીં જો સૂરઃ બકરહ અને સૂરઃ અન્ફાલની પ્રસ્તાવના ઉપર પણ જો દૃષ્ટિપાત કરી લેવામાં આવે તો સમજવામાં સરળતા રહેશે.



# (૨૨) સૂરઃ અલ-હજ્જ

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૦ • આયતો : ૭૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. લોકો ! પોતાના માલિક અને પાલનહાર (રબ)ના પ્રકોપથી બચો. હકીકત એ છે કે કયામત (પ્રલય)નો ધરતીકંપ ખૂબ (ભયંકર) વસ્તુ છે.

૨. જે દિવસે તમે તેને જોશો, સ્થિતિ એ હશે કે દરેક દૂધ પીવડાવનારી પોતાના દૂધ પીતાં બાળકથી ગાફેલ થઈ જશે, દરેક ગર્ભવતીનો ગર્ભ પડી જશે અને લોકો તમને ઉન્મત્ત દેખાશે, જો કે તેઓ નશામાં નહીં હોય, બલ્કે અલ્લાહની યાતના (અઝાબ) જ એવી સખત હશે.

૩. કેટલાક લોકો એવા છે જેઓ જ્ઞાન વિના અલ્લાહ વિષે વાદ-વિવાદ કરે છે અને દરેક વિદ્રોહી શેતાનનું અનુસરણ કરવા લાગે છે,

૪. જો કે તેના તો ભાગ્યમાં જ આ લખેલું છે કે જે તેને મિત્ર બનાવશે તેને તે પથભ્રષ્ટ કરીને જ રહેશે અને જહન્નમ (નર્ક)ની યાતનાનો રસ્તો દેખાડશે.

૫. લોકો ! જો તમને મૃત્યુ પછીના જીવન વિષે કોઈ સંદેહ છે તો તમને જાણ થાય કે અમે તમને માટીથી પેદા કર્યો છે, પછી વીર્યબિંદુથી, પછી ગંઠાયેલા લોહીથી, પછી માંસના ટુકડાથી જે આકારવાળો પણ હોય છે અને આકારવિહીન પણ. (આ અમે એટલા માટે બતાવી રહ્યા છીએ) જેથી તમારા ઉપર હકીકતો સ્પષ્ટ કરીએ. અમે જે (વીર્યબિંદુ)ને ઇચ્છીએ છીએ એક નિશ્ચિત સમય સુધી ગર્ભાશયોમાં રોકી રાખીએ છીએ, પછી તમને એક બાળકના સ્વરૂપમાં કાઢી લાવીએ છીએ (પછી તમારૂં પાલન-પોષણ કરીએ છીએ) જેથી તમે પોતાની યુવાવસ્થાએ પહોંચો, અને તમારામાંથી કોઈને પહેલાં જ પાછો બોલાવી લેવામાં આવે છે અને કોઈને સૌથી ખરાબ વય તરફ વાળી દેવામાં આવે છે, જેથી બધું જાણ્યા પછી પણ કંઈ ન જાણે, અને તમે જુઓ છો કે ધરતી સૂકાયેલી પડી છે, પછી જેવો અમે તેના ઉપર મેઘ વરસાવ્યો કે તે એકાએક ખીલી ઊઠી અને ફૂલીફાલી ગઈ અને તેણે દરેક જાતની સુંદર વનસ્પતિઓ બહાર ફેંકવાનું શરૂ કરી દીધું.

૬. આ બધું એ કારણે છે કે અલ્લાહ જ સત્ય છે અને તે મડદાંઓને જીવતા કરે છે અને તેને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૭. અને આ (તે વાતનું પ્રમાણ છે) કે ક્યામત (પુનરુજ્જીવન)ની ઘડી આવીને રહેશે. એમાં કોઈ શંકાને અવકાશ નથી, અને અલ્લાહ ચોક્કસ તે લોકોને ઉઠાવશે જેઓ કબરોમાં પહોંચી ચૂક્યા છે.

૮. બીજા કેટલાક લોકો એવા છે જેઓ કોઈ જ્ઞાન અને માર્ગદર્શન અને પ્રકાશ આપનાર ગ્રંથ વિના ગરદન અક્કડ રાખીને, અલ્લાહ વિષે ઝઘડે છે,

૯. જેથી લોકોને અલ્લાહના માર્ગથી ભટકાવી મૂકે. આવા માણસ માટે દુનિયામાં બદનામી છે અને ક્યામતના દિવસે તેને અમે આગની યાતનાની મજા ચખાડીશું

૧૦. — આ છે તારું તે (ભવિષ્ય) જે તારા પોતાના હાથોએ તારા માટે તૈયાર કર્યું છે, નહીં તો અલ્લાહ પોતાના બંદાઓ ઉપર અત્યાચાર કરવાવાળો નથી. (રુકૂઅ-૧)

૧૧. અને લોકોમાં કોઈ એવો છે જે કિનારા ઉપર રહીને અલ્લાહની બંદગી કરે છે, જો ફાયદો થયો તો સંતુષ્ટ થઈ ગયો અને જો કોઈ આફત આવી ગઈ તો પાછો ફરી ગયો. તેની દુનિયા પણ ગઈ અને આખિરત પણ. આ છે ચોખ્ખું નુકસાન !

૧૨. પછી તે અલ્લાહને છોડીને તેમને પોકારે છે જેઓ ન તેને નુકસાન પહોંચાડી શકે છે અને ન લાભ. આ છે પથભ્રષ્ટતાની ચરમસીમા !

૧૩. તે તેમને પોકારે છે જેમનું નુકસાન તેમના લાભ કરતાં વધુ નજીક છે. દુષ્ટતમ છે તેનો સ્વામી અને દુષ્ટતમ છે તેનો સાથી.

૧૪. (આનાથી વિપરીત) અલ્લાહ તે લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્ય કર્યા, નિશ્ચિતપણે એવી જન્નતોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહી રહી હશે. અલ્લાહ કરે છે, જે કંઈ ઇચ્છે છે.

૧૫. જે માણસ એમ સમજતો હોય કે અલ્લાહ દુનિયા અને આખિરતમાં તેની કોઈ મદદ નહીં કરે, તે એક રસ્સા વડે આકાશ સુધી પહોંચીને



કાણું પાડે, પછી જોઈ લે કે શું તેની યુક્તિ કોઈ એવી વસ્તુને રદ કરી શકે છે જે તેને અપ્રિય છે ?

૧૬. આવી જ સ્પષ્ટ વાતો સાથે અમે આ કુર્આનને અવતરિત કર્યું છે, અને માર્ગદર્શન અલ્લાહ જેને ચાહે છે આપે છે.

૧૭. જે લોકો ઈમાન લાવ્યા, અને જેઓ યહૂદી થયા, અને સાબઈ*, અને ખ્રિસ્તી, અને મજૂસ (ઈરાનના અગ્નિપૂજક, જેઓ પ્રકાશ અને અંધકારના બે ઉપાસ્યો માનતા હતા.), અને જેમણે શિર્ક કર્યું (અર્થાત્ અનેકેશ્વરવાદીઓ), આ સૌના વચ્ચે અલ્લાહ ક્યામત (પુનરુજ્જીવન)ના દિવસે ફેંસલો કરી દેશે. દરેક વસ્તુ અલ્લાહની નજરમાં છે.

૧૮ શું તમે જોતા નથી કે અલ્લાહના આગળ સિજદો કરી રહ્યા છે જેઓ આકાશોમાં છે અને જેઓ ધરતીમાં છે, સૂર્ય અને ચંદ્ર અને તારાઓ અને પર્વતો અને વૃક્ષો અને જાનવરો અને ઘણાં મનુષ્યો અને ઘણાં એવા લોકો પણ જેઓ અઝાબ (યાતના)ને પાત્ર થઈ ચૂક્યા છે ? અને જેને અલ્લાહ અપમાનિત અને તિરસ્કૃત કરી દે, પછી તેને પ્રતિષ્ઠા આપનાર કોઈ નથી, અલ્લાહ કરે છે જે કંઈ ચાહે છે.

૧૯-૨૦. આ બે પક્ષો છે જેમના વચ્ચે પોતાના રબ વિષે ઝઘડો છે. એમાંથી તે લોકો જેમણે ઇન્કાર (કુફ્ર) કર્યો, તેમના માટે આગના પોશાક વેતરી નાખવામાં આવ્યા છે, તેમના માથાઓ ઉપર ઉકળતું પાણી રેડવામાં આવશે જેનાથી તેમની ચામડી જ નહીં, પેટના અંદરના ભાગો પણ ગળી જશે,

૨૧. અને તેમની ખબર લઈ નાખવા માટે લોખંડની ગદાઓ હશે.

૨૨. જ્યારે પણ તેઓ ગભરાઈને જહન્નમ (નર્ક)માંથી નીકળવાનો પ્રયત્ન કરશે, ફરી તેમાં જ ધકેલી દેવામાં આવશે કે ચાખો હવે બળવાની સજાની મજા. (રુકૂઅ-૨)

૨૩ (બીજી તરફ) જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા, તેમને અલ્લાહ એવી જન્નતોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહી રહી હશે. ત્યાં તેમને સુવર્ણ કંગનો અને મોતીઓથી આભૂષિત કરવામાં આવશે, અને તેમના પોશાકો રેશમના હશે.

* સાબઈ નામથી બે સમુદાયો હતા. એક તો પયગંબર હઝરત યાહ્યા અલૈ.ના અનુયાયીઓ હતા, જેઓ ઈરાકના ઉપરના વિસ્તારમાં સ્થિત હતા અને બીજા તારાઓની પૂજા કરતા હતા, જેઓ પોતાને હઝરત શીશ અલૈ. અને હઝરત ઈદ્રીસ અલૈ.થી સંબંધિત બતાવતા હતા અને તત્વો ઉપર ગ્રહોના અને ગ્રહો ઉપર ફરિશ્તાઓના શાસનને સ્વીકારતા હતા. તેમનું કેન્દ્ર હર્રાન હતું અને ઈરાકના વિભિન્ન પ્રદેશોમાં તેમની આબાદીઓ હતી. જો કે અહીં તાત્પર્ય પ્રથમ સમુદાયનું છે. કેમ કે કુર્આનના ઉતરાણ વખતે બીજો સમુદાય સંભવત: આ નામથી પ્રચલિત ન હતો.

૨૪. તેમને પવિત્ર વાત (અર્થાત્ કલિમાએ તૌયિબાહ અને સાચી આસ્થા, જેને અપનાવવાને કારણે તેઓ ઈમાનવાળા બન્યા) સ્વીકારવાનું માર્ગદર્શન પ્રદાન કરવામાં આવ્યું અને તેમને પ્રશંસનીય ગુણોથી વિભૂષિત અલ્લાહનો માર્ગ દેખાડવામાં આવ્યો.

૨૫. જે લોકોએ કુફ્ર કર્યું અને જેઓ (આજે) અલ્લાહના માર્ગથી રોકી રહ્યા છે અને તે પ્રતિષ્ઠિત મસ્જિદ (મસ્જિદે હરામ)ની ઝિયારત (યાત્રા અને દર્શન)માં અવરોધરૂપ છે જેને અમે સૌ લોકો માટે બનાવી છે, જેમાં સ્થાનિક નિવાસીઓ અને બહારથી આવનારાઓના અધિકારો સમાન છે, (તેમનું વર્તન નિશ્ચિતપણે સજાને પાત્ર છે). આ (મસ્જિદે હરામ)માં જે પણ સચ્ચાઈથી હટીને ઝુલ્મની રીત અપનાવશે તેને અમે પીડાકારી યાતનાની મજા ચખાડીશું. (રુકૂઅ-૩)

૨૬. યાદ કરો તે સમય જ્યારે અમે ઇબ્રાહીમ માટે આ ઘર (ખાનએ કા'બા)નું સ્થળ સૂચવ્યું હતું (આ આદેશ સાથે) કે મારા સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન બનાવો, અને મારા ઘરને તવાફ (પરિક્રમા) કરનારાઓ અને કયામ (બંદગી માટે ઊભા રહેવું) અને રૂકૂઅ (ઝુકવું) અને સિજદો કરનારાઓ માટે પવિત્ર રાખો,

૨૭. અને લોકોને હજ્જ માટે જાહેર ઘોષણા કરી દો કે તેઓ તમારા પાસે દરેક દૂર-સુદૂરના સ્થળોએથી પગપાળા અને ઊંટો ઉપર સવાર થઈને આવે.

૨૮. જેથી તેઓ ફાયદાઓ જુએ જે અહીં તેમના માટે રાખવામાં આવ્યા છે, અને કેટલાક નિશ્ચિત દિવસોમાં તે જાનવરો ઉપર અલ્લાહનું નામ લે જે તેણે તેમને આપ્યા છે, પોતે પણ ખાય અને ગરીબ મોહતાજને પણ આપે.

૨૯. પછી પોતાની અસ્વચ્છતાઓ અને ગંદકીને દૂર કરે અને પોતાની માનતાઓ પૂરી કરે અને આ પ્રાચીન ઘરનો તવાફ કરે.

૩૦. આ હતો (કા'બાના નિર્માણનો આશય) અને જે કોઈ અલ્લાહે નિર્ધારિત કરેલ પ્રતિબંધોનો આદર કરે, તો આ તેના રબ (માલિક)ના સમીપ સ્વયં તેના જ માટે વધુ સારું છે.

અને તમારા માટે ઢોર હલાલ (વૈધ) કરવામાં આવ્યા, એ વસ્તુઓ સિવાય જે તમને બતાવી દેવામાં આવી છે. તો મૂર્તિઓની ગંદકીથી બચો*, જૂઠી વાતોથી બચો,

૩૧. એકાગ્રચિત્ત થઈને અલ્લાહના બંદા બનો, તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો. અને જે કોઈ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર બનાવે જાણે

* અર્થાત્ મૂર્તિઓની પૂજાથી એ રીતે બચો જે રીતે ગંદકીથી માણસ ઘૃણા અને સૂગ કરે છે અને તેનાથી દૂર ખસી જાય છે, જાણે તે ગંદકી અને અસ્વચ્છતાઓથી ભરેલ છે અને તેના નજીક જતા જ તેનાથી અપવિત્ર અને અસ્વચ્છ થઈ જશે.



તે આકાશમાંથી પડી ગયો, હવે કાં તો પક્ષીઓ તેને ઉપાડી લઈ જશે અથવા હવા તેને એવી જગ્યાએ લઈ જઈને ફેંકી દેશે જ્યાં તેના ફુરચેફુરચાં ઊડી જશે.

૩૨. આ છે ખરો મામલો (આને સમજી લો), અને જે અલ્લાહે નિશ્ચિત કરેલા 'શઆઈર' (પ્રતીકો, ચિહ્નો)નો આદર કરે તો આ હૃદયોમાં રહેલ તકવા (ધર્મપરાયણતા, સંયમ)ના કારણે છે.

૩૩. તમને એક નિશ્ચિત સમય સુધી તે (કુરબાનીના જાનવરો)થી લાભ ઉઠાવવાનો હક્ક છે, પછી તેમને (કુરબાન કરવાની) જગ્યા તે જ પ્રાચીન ઘરના પાસે છે. (રુકૂઅ-૪)

૩૪. દરેક ઉમ્મત (સમુદાય) માટે અમે કુરબાનીની એક પદ્ધતિ નક્કી કરી દીધી છે, જેથી (તે ઉમ્મતના) લોકો તે પશુઓ ઉપર અલ્લાહનું નામ લે જે તેણે તેમને આપ્યા છે. (આ જુદી-જુદી પદ્ધતિઓમાં હેતુ એક જ છે) તો પછી તમારો ઉપાસ્ય એક જ ઉપાસ્ય છે અને તેના જ તમે આજ્ઞાંકિત બનો. અને હે નબી ! ખુશખબર આપી દો વિનમ્રતા અપનાવનારાઓને,

૩૫. જેમની સ્થિતિ એ છે કે અલ્લાહનું વર્ણન સાંભળે છે તો તેમના હૃદયો ધ્રુજી ઉઠે છે, જે આપત્તિ પણ તેમના ઉપર આવે છે તેના ઉપર ધૈર્ય રાખે છે, નમાઝ કાયમ કરે છે અને જે કંઈ રોજી અમે તેમને આપી છે, તેમાંથી ખર્ચ કરે છે.

૩૬. અને (કુરબાનીના) ઊંટોને અમે તમારા માટે અલ્લાહના પ્રતીકોમાં સામેલ કર્યા છે, તમારા માટે તેમાં ભલાઈ છે. તેથી તેમને ઊભા રાખીને તેમના ઉપર અલ્લાહનું નામ લો, અને જ્યારે (કુરબાની થઈ ગયા પછી) તેમના પડખાઓ જમીન ઉપર ટેકવાઈ જાય (અર્થાત્ જમીન ઉપર પડીને હલન-ચલન અને તરફડવાનું બંધ કરી દે અને જીવ પૂરેપૂરો નીકળી જાય.), તો તેમાંથી પોતે પણ ખાઓ અને તેમને પણ ખવડાવો જેઓ સંતોષ રાખી બેઠા છે અને તેમને પણ જેઓ તેની જરૂરત દર્શાવે. આ જાનવરોને અમે એ રીતે તમારા માટે વશમાં કર્યા છે, જેથી તમે આભાર દર્શાવો.

૩૭. ન તેમનું માંસ અલ્લાહને પહોંચે છે, ન લોહી, પરંતુ તેને તમારો તકવા (ઈશ-પરાયણતા) જ પહોંચે છે. તેણે એમને તમારા માટે એવી રીતે આધીન કર્યા છે જેથી તેણે પ્રદાન કરેલા માર્ગદર્શન માટે તમે તેની મહાનતાનું વર્ણન કરો અને હે નબી ! ખુશખબર આપી દો સદ્કાર્ય કરનારાઓને.

૩૮. નિઃશંક અલ્લાહ પ્રતિરક્ષા કરે છે એ લોકો તરફથી જેઓ ઈમાન લાવ્યા છે. નિઃશંક અલ્લાહ કોઈ વિશ્વાસઘાતી, કૃતઘ્નને પસંદ નથી કરતો. (રુકૂઅ-૫)

૩૯. પરવાનગી આપી દેવામાં આવી તે લોકોને જેમના વિરૂદ્ધ યુદ્ધ કરવામાં આવી રહ્યું છે, કેમ કે તેઓ મજલૂમ (ઉત્પિડીત) છે. અને અલ્લાહ ચોક્કસ તેમની મદદ કરવાનું સામર્થ્ય ધરાવે છે.

૪૦. આ તે લોકો છે જેમને પોતાના ઘરોમાંથી નાહક કાઢી મૂકવામાં આવ્યા, માત્ર એ કસૂર માટે કે તેઓ કહેતા હતા, ''અમારો રબ (પ્રભુ) અલ્લાહ છે.'' જો અલ્લાહ લોકોને એક બીજા દ્વારા હટાવતો ન રહે તો ખાનકાહો-મઠો, ગિરજાઘરો અને યહૂદીઓના ઉપાસનાગૃહો અને મસ્જિદો, જેમાં અલ્લાહનું નામ પુષ્કળ લેવામાં આવે છે, તમામ ધ્વસ્ત કરી દેવામાં આવે. અલ્લાહ અવશ્ય તે લોકોની મદદ કરશે જેઓ તેની મદદ કરશે. અલ્લાહ અત્યંત શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે.

૪૧. આ તે લોકો છે જેમને જો અમે ધરતી ઉપર સત્તા પ્રદાન કરીએ તો તેઓ નમાઝ કાયમ કરશે, ઝકાત આપશે, ભલાઈની આજ્ઞા કરશે અને બૂરાઈથી રોકશે, અને બધા મામલાઓમાં પરિણામ અલ્લાહના હાથમાં છે.

૪૨. હે નબી ! જો તેઓ (અર્થાત્ કાફિરો, અધર્મીઓ) તમને ખોટા ઠેરવે છે તો તેમના પહેલાં નૂહ અને આદ અને સમૂદની કોમો

૪૩. અને ઇબ્રાહીમની કોમ અને લૂતની કોમ

૪૪. અને મદયનના લોકો પણ ખોટા ઠેરવી ચૂક્યા છે અને મૂસા પણ ખોટા ઠેરવવામાં આવી ચૂક્યા છે. આ સૌ સત્યનો ઇન્કાર કરનારાઓને મેં પહેલા મહેતલ આપી, પછી ઝડપી લીધા. હવે જોઈ લો કે મારી સજા કેવી હતી.

૪૫. કેટલીય ગુનેગાર વસ્તીઓ છે જે અમે નષ્ટ કરી છે અને આજે તે બધી પોતાની છતો ઉપર ઊંધી પડી છે, કેટલાય કૂવાઓ અવાવરાં અને કેટલાય મહેલો ખંડેર બનેલા છે.

૪૬. શું આ લોકો ધરતી ઉપર હર્યાફર્યા નથી કે તેમના હૃદય સમજનારા અને તેમના કાન સાંભળનારા હોત ? હકીકત એ છે કે આંખો આંધળી



નથી હોતી, પરંતુ તે હૃદય આંધળા બની જાય છે જે છાતીઓમાં છે.

૪૭. આ લોકો યાતના માટે ઉતાવળ કરી રહ્યા છે. અલ્લાહ કદાપિ પોતાના વાયદા વિરૂદ્ધ વર્તશે નહીં, પરંતુ તારા રબ (પ્રભુ)ના ત્યાંનો એક દિવસ તમારી ગણત્રીના હજાર વર્ષના બરાબર હોય છે.

૪૮. કેટલીય વસ્તીઓ છે જે અત્યાચારી હતી, મેં તેમને પહેલાં મહેતલ આપી, પછી ઝડપી લીધી, અને સૌને પાછા તો મારા જ પાસે આવવાનું છે. (રુકૂઅ-૬)

૪૯. હે નબી ! કહી દો કે ''લોકો ! હું તો તમારા માટે માત્ર તે વ્યક્તિ છું જે (ખરાબ સમયના આગમન પહેલા) સ્પષ્ટપણે સાવધાન કરી દેનાર હોય.''

૫૦. પછી જેઓ ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે, તેમના માટે ક્ષમા છે અને પ્રતિષ્ઠિત રોઝી.

૫૧. અને જેઓ અમારી આયતોને નીચું દેખાડવાનો પ્રયત્ન કરશે, તેઓ જહન્નમ (નર્ક)ના સાથી છે.

૫૨. અને હે નબી ! તમારા પહેલાં અમે ન કોઈ રસૂલ (ઈશદૂત) એવો મોકલ્યો છે, ન પયગંબર (જેના સાથે આ મામલો ન બન્યો હોય કે) જ્યારે તેણે ઈચ્છા કરી, શેતાને તેની ઈચ્છામાં ખલેલ પહોંચાડી. આ રીતે શેતાન જે અડચણો નાખે છે, અલ્લાહ તેને નષ્ટ કરી નાખે છે અને પોતાની આયતોને મજબૂત બનાવી દે છે, અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૫૩. (તે એટલા માટે આવું થવા દે છે કે) જેથી શેતાને નાખેલી ખરાબીને અજમાયશ બનાવી દે તે લોકો માટે જેમના હૃદયોને (નિફાકનો અર્થાત્ દંભનો) રોગ લાગેલો છે અને જેમના હૃદય ખોટાં પડી ગયા છે — હકીકત એ છે કે આ જાલિમ લોકો શત્રુતામાં ઘણાં દૂર નીકળી ગયા છે —

૫૪. અને જ્ઞાની લોકો જાણી લે કે આ સત્ય છે તારા રબ (પ્રભુ) તરફથી અને તેઓ આના ઉપર ઈમાન લઈ આવે અને તેમના હૃદય તેના આગળ ઝૂકી જાય, નિઃશંક અલ્લાહ ઈમાન લાવનારાઓને હંમેશાં સીધો માર્ગ દેખાડી દે છે.

૫૫. ઈન્કાર કરનારાઓ તો તેના તરફથી શંકામાં પડ્યા રહેશે, ત્યાં સુધી કે કાં તો તેમના ઉપર કયામતની ઘડી અચાનક આવી જાય અથવા એક અશુભ દિવસની યાતના આવી જાય.

૫૬. તે દિવસે બાદશાહી અલ્લાહની હશે અને તે તેમના વચ્ચે ફેંસલો કરી દેશે. જેઓ ઈમાન રાખવાવાળા અને સત્કર્મો કરનારા હશે, તેઓ નેઅ્મતો (કૃપાઓ)થી ભરપૂર જન્નતોમાં જશે

૫૭. અને જેમણે કુફ્ર (ઇન્કાર) કર્યું હશે અને અમારી આયતોને ખોટી ઠેરવી હશે, તેમના માટે અપમાનજનક યાતના હશે. (રુકૂઅ-૭)

૫૮. અને જે લોકોએ અલ્લાહની રાહમાં હિજરત કરી, પછી કતલ કરી દેવામાં આવ્યાં કે મૃત્યુ પામ્યા, અલ્લાહ તેમને સારી રોજી આપશે, અને નિઃશંક અલ્લાહ સૌથી શ્રેષ્ઠ રોજી આપનાર છે.

૫૯. તે તેમને એવી જગ્યાએ પહોંચાડશે જેનાથી તેઓ પ્રસન્ન થઈ જશે, નિઃસંદેહ અલ્લાહ સર્વજ્ઞ અને સહનશીલ છે.

૬૦. આ તો છે તેમનો અંજામ, અને જે કોઈ બદલો લે, એવી જ રીતે જેવી રીતે તેના સાથે કરવામાં આવ્યું, અને પછી તેના ઉપર અતિરેક પણ કરવામાં આવ્યો હોય, તો અલ્લાહ તેની મદદ જરૂર કરશે. અલ્લાહ ક્ષમા કરવાવાળો અને દરગુજર કરવાવાળો છે.

૬૧. આ એટલા માટે કે રાતમાંથી દિવસ અને દિવસમાંથી રાત કાઢનાર અલ્લાહ જ છે, અને તે સાંભળનાર અને જોનાર છે.

૬૨. આ એટલા માટે કે અલ્લાહ જ સત્ય છે અને તેઓ બધા અસત્ય છે જેમને અલ્લાહને છોડીને આ લોકો પોકારે છે, અને અલ્લાહ જ સર્વોપરી અને મહાન છે.

૬૩. શું તમે જોતા નથી કે અલ્લાહ આકાશમાંથી પાણી વરસાવે છે અને તેના કારણે ધરતી લીલીછમ થઈ જાય છે ? હકીકત આ છે કે તે સૂક્ષ્મદર્શી અને ખબર રાખવાવાળો છે.

૬૪. તેનું જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, નિઃશંક તે નિરપેક્ષ અને પ્રશંસિત છે. (રુકૂઅ-૮)



૬૫. શું તમે નથી જોતા કે તેણે તે બધું તમારા માટે આધીન કરી રાખ્યું છે જે ધરતીમાં છે, અને તેણે જ હોડીને નિયમની પાબંદ બનાવી છે કે તેના હુકમથી તે સમુદ્રમાં ચાલે છે અને તેણે જ આકાશને એવી રીતે ટેકવી રાખ્યું છે કે તે તેના હુકમ વિના ધરતી ઉપર પડી નથી શકતું ? હકીકત એ છે કે અલ્લાહ લોકો પ્રત્યે અત્યંત માયાળુ અને દયાળુ છે.

૬૬. તે જ છે જેણે તમને જીવન પ્રદાન કર્યું છે, તે જ તમને મૃત્યુ આપે છે અને તે જ ફરીથી તમને જીવતા કરશે. હકીકત એ છે કે મનુષ્ય સત્યનો મોટો ઇન્કાર કરનાર છે.

૬૭. પ્રત્યેક સમુદાય માટે અમે બંદગી (ઉપાસના)ની એક પદ્ધતિ નક્કી કરી છે જેનું તે અનુસરણ કરે છે. પછી હે નબી ! તેઓ હવે આ બાબતમાં તમારા સાથે વિવાદ ન કરે તમે પોતાના રબ (પ્રભુ) તરફ આમંત્રણ આપો. નિઃશંક તમે સીધા રસ્તા ઉપર છો.

૬૮. અને જો તેઓ તમારા સાથે વિવાદ કરે તો કહી દો કે ''જે કંઈ તમે કરી રહ્યા છો અલ્લાહને તેની પૂરેપૂરી ખબર છે,

૬૯. અલ્લાહ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તમારા વચ્ચે તે બધી વાતોનો ફેંસલો કરી દેશે જેમાં તમે મતભેદ કરતા રહ્યા છો.''

૭૦. શું તમે નથી જાણતા કે આકાશ અને ધરતીની પ્રત્યેક વસ્તુ અલ્લાહની જાણમાં છે ? બધું જ એક પુસ્તકમાં અંકિત છે. અલ્લાહ માટે આ સહેજ પણ મુશ્કેલ નથી.

૭૧. આ લોકો અલ્લાહને છોડી તેમની ઉપાસના કરી રહ્યા છે જેમના માટે તેણે ન તો કોઈ સનદ ઉતારી છે અને ન તો આ લોકો પોતે તેમના વિષે કોઈ જ્ઞાન ધરાવે છે. આ જાલિમો માટે કોઈ સહાયક નથી.

૭૨. અને જ્યારે એમને અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે તો તમે જુઓ છો કે સત્યનો ઇન્કાર કરનારાઓના મોઢાં બગડવા લાગે છે અને એવું લાગે છે કે હમણાં જ તેઓ તે લોકો ઉપર તૂટી પડશે જેઓ તેમને અમારી આયતો સંભળાવે છે. તેમને કહો, ''હું બતાવું તમને કે આનાથી વધુ ખરાબ વસ્તુ કઈ છે ? આગ, અલ્લાહે તેનો જ વાયદો તેમના માટે કરેલો છે જેઓ સત્યનો સ્વીકાર કરવાનો ઇન્કાર કરે, અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.'' (રુકૂઅ-૯)

૭૩. લોકો ! એક દૃષ્ટાંત આપવામાં આવે છે, ધ્યાનથી સાંભળો. જે ઉપાસ્યોને તમે અલ્લાહને છોડીને પોકારો છો, તેઓ સૌ ભેગા મળીને એક માખી પણ પેદા કરવા ચાહે તો નથી કરી શકતા. બલ્કે જો માખી તેમના પાસેથી કોઈ વસ્તુ ઝૂટવીને લઈ જાય તો તેઓ તેને છોડાવી પણ નથી શકતા. મદદ માગનારા પણ નિર્બળ અને જેમનાથી મદદ માગવામાં આવે છે, તેઓ પણ નિર્બળ.

૭૪. આ લોકોએ અલ્લાહની કદર જ ન જાણી, જેવી રીતે તેને જાણવાનો હક છે. વાસ્તવિકતા એ છે કે શક્તિશાળી અને ઇજ્જતવાળો તો અલ્લાહ જ છે.

૭૫. હકીકત એ છે કે અલ્લાહ (પોતાના આદેશો પહોંચાડવા માટે) ફરિશ્તાઓમાંથી પણ સંદેશવાહકો પસંદ કરી લે છે અને મનુષ્યોમાંથી પણ. તે સાંભળનાર અને જોનાર છે.

૭૬. જે કંઈ લોકોના સામે છે તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમનાથી ઓઝલ છે તેનાથી પણ તે વાકેફ છે, અને બધા જ મામલાઓ તેના જ તરફ રજૂ થાય છે.

૭૭. હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! રુકૂઅ (ઝુકો) અને સિજદો કરો, પોતાના રબ (પ્રભુ)ની બંદગી કરો અને સદ્‌કાર્ય કરો, એનાથી જ અપેક્ષા રાખી શકાય છે કે તમને સફળતા પ્રાપ્ત થાય.

૭૮. અલ્લાહના માર્ગમાં તનતોડ પ્રયાસ (જિહાદ) કરો, જેવી રીતે જિહાદ કરવાનો હક છે. તેણે તમને પોતાના કામ માટે ચૂંટી લીધા છે, અને દીન (ધર્મ)માં તમારા ઉપર કોઈ તંગી નથી રાખી. કાયમ થઈ જાઓ પોતાના પિતા ઇબ્રાહીમની મિલ્લત (પંથ) ઉપર. અલ્લાહે પહેલાં પણ તમારું નામ 'મુસ્લિમ' (આજ્ઞાંકિત) રાખ્યું હતું અને આ (કુર્આન)માં પણ (તમારું નામ આ જ છે), જેથી રસૂલ તમારા ઉપર સાક્ષી રહે અને તમે લોકો ઉપર સાક્ષી રહો. તો નમાઝ કાયમ કરો, ઝકાત આપો અને અલ્લાહથી જોડાઈ જાઓ. તે છે તમારો સંરક્ષક, ખૂબ જ સારો છે તે સંરક્ષક અને ખૂબ જ સારો છે તે સહાયક ! (રુકૂઅ-૧૦)



# (૨૩) અલ-મુ'મિનૂન

## પરિચય

**નામ :**

પહેલી આયત 'કદ અફલહલ્ મુઅ્મિનુન'થી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વર્ણન-શૈલી અને વિષયો બંને ઉપરથી એમ જણાય છે કે આ સૂરઃ મક્કાના મધ્ય-કાળમાં ઊતરી છે. આયત ૭૫-૭૬થી સ્પષ્ટપણે એ પુરાવો મળે છે કે આ મક્કાના તે કારમા દુષ્કાળના જમાનામાં ઊતરી છે જે પ્રમાણભૂત કથનો અનુસાર આ જ વચગાળાના સમયમાં પડ્યો હતો.

**વિષય :**

આ સૂરઃનો કેન્દ્રીય વિષય પયગંબરના અનુસરણનું આમંત્રણ છે અને સમગ્ર પ્રવચન આ જ ધરીની આસપાસ ફરે છે. વાતની શરૂઆત એમ થાય છે કે જે લોકોએ આ પયગંબરની વાત માની લીધી છે તેમનામાં વિશેષ પ્રકારના ગુણો પેદા થઈ રહ્યા છે અને નિઃશંક આવા જ લોકો દુનિયા (આલોક) અને આખિરત (પરલોક)માં સફળતાને વરશે.

ત્યારપછી મનુષ્ય તેમજ આકાશ અને ધરતીના, વનસ્પતિ અને પશુ-પક્ષીઓના સર્જન અને સૃષ્ટિની બીજી નિશાનીઓ તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. આનો ઉદ્દેશ્ય તે વાત હૃદયમાં ઉતારવાનો છે કે પયગંબર તમને તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની જે હકીકતને માનવાનું કહે છે તેના સત્ય હોવા અંગે તમારૂં પોતાનું અસ્તિત્વ અને આ સમગ્ર સૃષ્ટિનું તંત્ર સાક્ષી છે.

પછી અગાઉના પયગંબરો અને તેમની ઉમ્મતોના વૃત્તાંતોનું વર્ણન છે. જેના દ્વારા કેટલીક વાતો શ્રોતાઓને સમજાવવામાં આવી છે.

પ્રથમ વાત એ છે કે આજે તમે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આમંત્રણ અંગે જે સંદેહો કરી રહ્યા છો અને વાંધાઓ ઉઠાવી રહ્યાં છો તે કંઈ નવા નથી. અગાઉ પણ દુનિયામાં જે નબીઓ આવ્યા હતા અને જેમને તમે પોતે પણ અલ્લાહના મોકલેલા માનો છો, તે સૌના સામે પણ તેમના જમાનાના અજ્ઞાની લોકોએ આવું જ વલણ અપનાવ્યું હતું. હવે જોઈ લો કે ઇતિહાસનો બોધ શું દર્શાવે છે. વાંધાઓ ઉઠાવનારાઓ સત્ય ઉપર હતા કે પયગંબરો.

બીજી એ કે આખિરત વિશે પયગંબર (સલ્લ.) જે શિક્ષણ આપી રહ્યાં છે એ જ શિક્ષણ દરેક યુગના પયગંબરોએ આપ્યું છે. આજે કોઈ નિરાળી વાત રજૂ કરવામાં નથી આવી રહી, જે દુનિયાએ અગાઉ કદી ન સાંભળી હોય.

ત્રીજી એ કે જે જાતિઓએ પયગંબરોની વાત જ ન સાંભળી અને

તેમનો વિરોધ જ કરતાં રહ્યા છેવટે તેમનો નાશ થઈને રહ્યો.

ચોથી એ કે અલ્લાહ તરફથી દરકે યુગમાં એક જ દીન (ધર્મ) આવતો રહ્યો છે અને તમામ પયગંબરો એક જ સમુદાય (ઉમ્મત)ના લોકો હતા. તે એક માત્ર દીન સિવાય દુનિયામાં જે વિવિધ પંથો, સંપ્રદાયો અને ધર્મો તમે જોઈ રહ્યાં છો તે તમામ લોકોએ ઘડી કાઢ્યાં છે. તેમાંથી કોઈ પણ અલ્લાહ તરફથી નથી. આ પ્રસંગો પછી લોકોને એ બતાવવામાં આવ્યું છે કે અલ્લાહને ત્યાં પ્રિય કે ક્રોધપાત્ર હોવાનો મૂળ આધાર જે વસ્તુઓ ઉપર છે તે વ્યક્તિનું ઈમાન, અલ્લાહનો ડર અને પ્રમાણિકતા છે. આ વાતો એટલા માટે કહેવામાં આવી છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આમંત્રણનો જે પ્રતિકાર થઈ રહ્યો હતો તેના ધ્વજવાહકો મક્કાના મોટા-મોટા આગેવાનો અને ધનિકો હતા. તેમને પોતાને પણ એ વાતનો ઘમંડ હતો અને તેમની અસર હેઠળના લોકો પણ એ ગેરસમજથી પીડાતા હતા કે જે લોકો ઉપર કૃપાની વર્ષા થઈ રહી છે તેમના ઉપર ચોક્કસ ખુદા અને દેવતાઓની મહેરબાની છે, બાકી રહ્યા તે નિર્ધન લોકો જેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાથે છે તેમની સ્થિતિ સ્વયં જ એ દર્શાવી રહી છે કે ખુદા તેમના સાથે નથી અને દેવતાઓનો ફિટકાર જ તેમના ઉપર પડ્યો છે.

આ પછી મક્કાવાસીઓને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પયગંબર હોવા અંગે વિભિન્ન રીતે સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પછી તેમને બતાવવામાં આવ્યું કે તમારા ઉપર આ જે દુષ્કાળ પડ્યો છે તે એક ચેતવણી છે. તેને જોઈને તમે સુધરી જાઓ અને સન્માર્ગે આવી જાઓ તો સારૂં છે.

ત્યારપછી નવેસરથી તે નિશાનીઓ તરફ તેમનું ધ્યાન દોરવામાં આવ્યું છે જે સૃષ્ટિ અને સ્વયં તેમના અસ્તિત્વમાં મોજૂદ છે. કહેવાનો હેતુ એ છે કે આંખો ખોલીને જુઓ કે તૌહીદ અને મૃત્યુ પછીના જીવનની જે હકીકતો અંગે આ પયગંબર તમને સચેત કરી રહ્યો છે તેની સાક્ષી આપતી નિશાનીઓના સાચા અને ખરા હોવાનો પુરાવો તમારી બુદ્ધિ અને પ્રકૃતિ નથી આપતાં ? ત્યાર પછી નબી-એ-અકરમ (સલ્લ.)ને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે આ લોકો તમારા વિરૂદ્ધ ગમે તેટલું ખરાબ વલણ અપનાવે, તમે પોતાની સુરક્ષા ન્યાયી રીતે જ કરજો. શેતાન ક્યારેય તમને બૂરાઈનો જવાબ બૂરાઈથી આપવા ઉત્તજીત ન કરે.

અંતે, સત્યના વિરોધીઓને આખિરતની પૂછપરછથી ડરાવીને ચેતવણી આપવામાં આવી છે કે સત્યના આમંત્રણ અને તેના અનુયાયીઓ સાથે તમે જે કંઈ કરી રહ્યાં છો તેનો સખત હિસાબ તમારા પાસેથી લેવામાં આવશે.



# (૨૩) સૂરઃ અલ-મુ'મિનૂન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૧૧૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. **ચોક્કસપણે સફળતા પ્રાપ્ત કરી તે ઈમાન લાવનારાઓએ**

૨. જેઓ પોતાની નમાઝમાં 'ખુશૂઅ'* અપનાવે છે,

૩-૪. નિરર્થક વાતોથી દૂર રહે છે, ઝકાતની પદ્ધતિ ઉપર અમલ કરે છે,

૫-૬. પોતાની ગુહ્યેન્દ્રિયોની રક્ષા કરે છે,* સિવાય પોતાની પત્નીઓના અને તે સ્ત્રીઓના જેઓ તેમના કબજામાં હોય*, કેમકે તેમના કિસ્સામાં (સુરક્ષિત ન રાખવા બદલ) તેઓ નિંદાને પાત્ર નથી.

૭. અલબત્ત જેઓ તે ઉપરાંત કંઈક વધારે ઇચ્છે, તેઓ જ હદથી વધી જનારા છે,

૮-૯. પોતાની (પાસેની) અમાનતો અને પોતાના વાયદાઓની કાળજી રાખે છે, અને પોતાની નમાઝોની રક્ષા કરે છે.

૧૦-૧૧. આ જ લોકો તે વારસદારો છે, જેઓ વારસામાં ફિરદૌસ (અનહદ મોજમજાનું સ્થળ—જન્નત)મેળવશે અને તેમાં હંમેશાં રહેશે.

૧૨. અમે મનુષ્યને માટીના સત્ત્વમાંથી બનાવ્યો,

૧૩. પછી તેને એક સુરક્ષિત જગ્યામાં ટપકેલા બિંદુમાં પરિવર્તિત કરી દીધું,

૧૪. પછી તે બિંદુને થીજી ગયેલા લોહીનું સ્વરૂપ આપ્યું, પછી થીજેલા લોહીને માંસનો ટુકડો બનાવી દીધો, પછી માંસના ટુકડાના હાડકાં બનાવ્યા, પછી હાડકાંઓ ઉપર માંસ ચઢાવ્યું, પછી તેને એક જુદું જ સર્જન બનાવીને ઊભો કર્યો. આમ, ઘણો જ બરકતવાળો છે અલ્લાહ, સૌ કારીગરોથી બહેતર કારીગર.

૧૫-૧૬. તો આ પછી તમારે ચોક્કસ મરવાનું છે,પછી કયામત (પુનરુજ્જીવન)ના દિવસે નિશ્ચિતપણે તમે ઉઠાવવામાં આવશો.

૧૭. અને તમારા ઉપર અમે સાત રસ્તા બનાવ્યા, સર્જનના કાર્યથી અમે કંઈ અજાણ ન હતા

૧૮. અને આકાશમાંથી અમે યોગ્ય હિસાબ અનુસાર ખાસ માત્રામાં પાણી ઉતાર્યું અને તેને ધરતીમાં થોભાવી દીધું, અમે તેને જેવી રીતે ઇચ્છીએ ગાયબ કરી શકીએ છીએ.

* ખુશૂઅનો અર્થ કોઈના સામે ઝુકી જવું, વિનમ્રતા અને નરમાશ દાખવવી થાય છે. આવી હાલતનો સંબંધ હૃદય સાથે પણ હોય છે અને શરીરની પ્રત્યક્ષ સ્થિતિ સાથે પણ હોય છે.

* આના બે અર્થ છે. એક એ છે કે પોતાના શરીરના ગુપ્તાંગોને છુપાવીને રાખે છે, નગ્નતાથી બચે છે અને તેને બીજાઓ સામે ખોલતા નથી. બીજો અર્થ એ છે કે પોતાની પવિત્રતાને સુરક્ષિત રાખે છે, અર્થાત્ કામ-ભાવનાઓના સંબંધે સ્વચ્છંદતા નથી આચરતા અને કામ-શક્તિના પ્રયોગમાં બેલગામ નથી થઈ જતાં.

* અર્થાત્ તે દાસીઓ જે યુદ્ધમાં કેદી બનીને આવે અને યુદ્ધ-કેદીઓની અદલા-બદલી ન થવાની સ્થિતિમાં ઈસ્લામી શાસન તરફથી કોઈના કબજામાં આપી દીધી હોય.

૧૯. પછી તે પાણી દ્વારા અમે તમારા માટે ખજૂર અને દ્રાક્ષના બગીચાઓ પેદા કરી દીધા, તમારા માટે આ બગીચાઓમાં ઘણાં સ્વાદિષ્ટ ફળો છે અને તેમનાથી તમે રોજી મેળવો છો.

૨૦. અને તે વૃક્ષ પણ અમે પેદા કર્યું જે સીના પર્વતમાંથી નીકળે છે, તેલ પણ લઈ ઉગે છે અને ખાનારાઓ માટે શાક પણ છે.

૨૧. અને હકીકત એ છે કે તમારા માટે ઢોરોમાં પણ એક બોધપાઠ છે. તેમના પેટમાં જે કંઈ છે તેમાંથી જ એક વસ્તુ (અર્થાત્ દૂધ) અમે તમને પીવડાવીએ છીએ, અને તમારા માટે તેમાં ઘણાં બીજા ફાયદાઓ પણ છે. તેમને તમે ખાઓ છો

૨૨. અને તેમના ઉપર અને નૌકાઓ ઉપર સવાર પણ કરવામાં આવો છો. (રુકૂઅ-૧)

૨૩. અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારા માટે કોઈ ઉપાસ્ય નથી, શું તમે ડરતા નથી ?''

૨૪. તેની કોમના જે આગેવાનોએ માનવાનો ઇન્કાર કર્યો, તેઓ કહેવા લાગ્યા કે ''આ માણસ કંઈ નથી, પરંતુ એક મનુષ્ય તમારા જ જેવો. તેનો આશય એવો છે કે તમારા ઉપર શ્રેષ્ઠતા પ્રાપ્ત કરે. અલ્લાહને જો મોકલવા જ હોત તો ફરિશ્તાઓ મોકલતો. આ વાત તો અમે ક્યારેય પોતાના બાપ-દાદાના જમાનામાં સાંભળી જ નથી (કે મનુષ્ય રસૂલ-ઈશદૂત બનીને આવે).

૨૫. કંઈ નહીં, બસ આ માણસને સહેજ ગાંડપણ વળગી ગયું છે. થોડોક સમય વધારે રાહ જોઈ લો (કદાચ ઠીક થઈ જાય).''

૨૬. નૂહે કહ્યું, ''પાલનહાર ! આ લોકોએ મને જે ખોટો ઠેરવ્યો છે, તેના માટે હવે તું જ મારી મદદ કર.''

૨૭. અમે તેના ઉપર વહી મોકલી કે ''અમારી દેખરેખ હેઠળ અને અમારી વહી અનુસાર નૌકા તૈયાર કર. પછી જ્યારે અમારો આદેશ આવી જાય અને તે તંદૂર ઊભરાઈ જાય તો દરેક પ્રકારના પ્રાણીઓમાંથી એક-એક જોડી લઈને તેમાં સવાર થઈ જા, અને પોતાનાં કુટુંબીજનોને પણ સાથે લઈ લે, સિવાય તેમના જેમના વિરુદ્ધ પહેલા ફેંસલો થઈ ચૂક્યો છે, અને અત્યાચારીઓ વિષે મને કંઈ ન કહેજે, તેઓ હવે ગરકાવ થવાના છે.

૨૮. પછી જ્યારે તું પોતાના સાથીદારો સાથે નૌકામાં સવાર થઈ જાય તો કહે, આભાર તે અલ્લાહનો જેણે અમને અત્યાચારી લોકોથી છુટકારો અપાવ્યો.

૨૯. અને કહે, પાલનહાર ! મને બરકતવાળી જગ્યા ઉપર ઉતાર અને તું



સૌથી ઉત્તમ જગ્યા આપનાર છે.''

૩૦. આ પ્રસંગમાં મોટી નિશાનીઓ છે, અને પરીક્ષા તો અમે કરીને જ રહીએ છીએ.

૩૧. તેમના પછી અમે એક બીજા યુગની કોમ ઉઠાવી.

૩૨. પછી તેમનામાં સ્વયં તેમની જ કોમનો એક રસૂલ (સંદેશવાહક) મોકલ્યો (જેણે તેમને આમંત્રણ આપ્યું) કે અલ્લાહની બંદગી કરો, તમારા માટે તેના સિવાય અન્ય કોઈ ઉપાસ્ય નથી, શું તમે ડરતા નથી ? (રુકૂઅ-૨)

૩૩. તેની કોમના જે આગેવાનોએ માનવાનો ઇન્કાર કર્યો અન આખિરત (પરલોક)માં રજૂ થવાને ખોટું ઠેરવ્યું, જેમને અમે દુનિયાના જીવનમાં સુખી-સંપન્ન બનાવ્યા હતા, તેઓ કહેવા લાગ્યા, ''આ માણસ કંઈ નથી પણ એક મનુષ્ય છે તમારા જ જેવો. જે કંઈ તમે ખાઓ છો, તે જ આ પણ ખાય છે અને જે કંઈ તમે પીઓ છો, તે જ આ પણ પીએ છે.

૩૪. હવે જો તમે પોતાના જ જેવા એક મનુષ્યનું અનુસરણ સ્વીકારી લીધું તો તમે નુકસાનમાં જ રહ્યા.

૩૫. આ તમને બતાવે છે કે જ્યારે તમે મરીને માટી થઈ જશો અને હાડપિંજર બનીને રહી જશો, તે વખતે તમે (કબરોમાંથી) કાઢવામાં આવશો ?

૩૬. અશક્ય, તદ્દન અશકય છે આ વાયદો જે તમારા સાથે કરવામાં આવી રહ્યો છે.

૩૭. જીવન કંઈ નથી, પણ માત્ર આ દુનિયાનું જીવન. અહીં જ અમારે મરવાનું અને જીવવાનું છે અને અમે કદાપિ ઉઠાવવામાં આવીશું નહીં.

૩૮. આ માણસ અલ્લાહના નામે માત્ર જૂઠ ઘડી રહ્યો છે અને અમે કદાપિ તેને માનવાના નથી.''

૩૯. રસૂલે કહ્યું, ''પાલનહાર ! આ લોકોએ મને જે રીતે ખોટો ઠેરવ્યો છે તેના માટે હવે તું જ મારી મદદ કર.''

૪૦. જવાબમાં કહેવામાં આવ્યું, ''નજીક છે તે સમય જ્યારે આ લોકો પોતાની કરણી ઉપર પસ્તાવો કરશે.''

૪૧. અંતે બરાબર સત્યપૂર્વક એક ઓચિંતા મોટા તોફાને તેમને ઝડપી લીધા અને અમે તેમને કચરો બનાવીને ફેંકી દીધા — દૂર થા અત્યાચારી કોમ !

૪૨. ત્યારબાદ અમે તેમના પછી બીજી કોમો ઉઠાવી,

૪૩. કોઈ પણ કોમ પોતાના સમય પહેલાં ન નાશ પામી અને ન ત્યાર પછી રહી શકી.

૪૪. પછી અમે નિરંતર પોતાના રસૂલો (સંદેશવાહકો) મોકલ્યા. જે કોમ પાસે પણ તેનો રસૂલ આવ્યો, તેણે તેને ખોટો ઠેરવ્યો અને અમે એક પછી એક કોમને નષ્ટ કરતા ગયા, ત્યાં સુધી કે તેમને માત્ર દંતકથા બનાવી મૂકયા — ફિટકાર એવા લોકો ઉપર જેઓ ઈમાન નથી લાવતા !

૪૫-૪૬. પછી અમે મૂસા અને તેના ભાઈ હારૂનને પોતાની નિશાનીઓ અને ખુલ્લી સનંદ સાથે ફિરઔન અને તેના રાજદરબારીઓ તરફ મોકલ્યા. પરંતુ તેમણે ઘમંડ કર્યો અને બડાશ મારી.

૪૭. કહેવા લાગ્યા, ''શું અમે પોતાના જેવા જ બે માણસો ઉપર ઈમાન લઈ આવીએ ? અને માણસો પણ તે જેમની કોમ અમારી ગુલામ છે.''

૪૮. આમ, તેમણે બંનેને ખોટા ઠેરવ્યા અને તબાહ થવાવાળાઓમાં જઈ મળ્યા.

૪૯. અને મૂસાને અમે ગ્રંથ આપ્યો, જેથી લોકો તેના દ્વારા માર્ગદર્શન પ્રાપ્ત કરે.

૫૦. અને મરયમના પુત્ર અને તેની માતાને અમે એક નિશાની બનાવ્યા, અને તેમને એક ઊંચા સ્થળે રાખ્યા જે શાંતિપૂર્ણ સ્થળ હતું અને ઝરણાં તેમાં વહેતા હતા. (રુકૂઅ-૩)

૫૧. હે પયગંબરો ! ખાઓ પાક વસ્તુઓ અને સદ્‌કાર્યો કરો, તમે જે કંઈ પણ કરો છો, હું તેને સારી રીતે જાણું છું.

૫૨. અને આ તમારી ઉમ્મત (સમુદાય) એક જ ઉમ્મત છે અને હું તમારો રબ (પ્રભુ) છું, તેથી મારાથી જ તમે ડરો.

૫૩. પરંતુ પાછળથી લોકોએ પોતાના દીન (ધર્મ)ને પરસ્પર ટુકડે-ટુકડા કરી લીધો. દરેક જૂથ પાસે જે કંઈ છે તેમાં જ તે મગ્ન છે –

૫૪. ભલે, તો છોડો તેમને, ડૂબેલા રહે પોતાની ગફલતમાં એક નિશ્ચિત સમય સુધી.

૫૫. શું આ લોકો સમજે છે કે અમે જે ધન અને પુત્રો વડે તેમને મદદ આપી રહ્યા છીએ

૫૬. તો જાણે તેમને ભલાઈઓ આપવા માટે સક્રિય છીએ ? નહીં, સાચી વાતનું તેમને જ્ઞાન નથી.

૫૭. હકીકતમાં તો જે લોકો પોતાના રબથી ડરનારા હોય છે,

૫૮. જેઓ પોતાના રબની આયતો ઉપર ઈમાન લાવે છે,

૫૯. જેઓ પોતાના રબ સાથે કોઈને ભાગીદાર બનાવતા નથી,

૬૦. અને જેમની હાલત એવી છે કે આપે છે જે કંઈ પણ આપે છે અને હૃદય તેમના તે વિચારથી ધ્રુજતા રહે છે કે અમારે પોતાના રબ પાસે પાછા ફરવાનું છે,

૬૧. તેઓ જ ભલાઈઓ તરફ દોડનારા અને એક-બીજાથી આગળ વધીને તેમને પ્રાપ્ત કરનારા છે.

૬૨. અમે કોઈ વ્યક્તિને તેની શક્તિથી વધુ કષ્ટ આપતા નથી અને અમારા પાસે એક પુસ્તક છે જે (દરેકે-દરેકની સ્થિતિ) સાચેસાચી બતાવી દેનારું છે, અને કોઈ પણ સ્થિતિમાં લોકો સાથે અન્યાય કરવામાં નહીં આવે.

૬૩. પરંતુ આ લોકો આ મામલાથી બેખબર છે. અને તેમના કર્મો પણ તે



પદ્ધતિથી (જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે) જુદા-જુદા છે.

૬૪. (તેઓ પોતાના આ કરતૂતો કરતા રહેશે) ત્યાં સુધી કે છેવટે અમે જ્યારે તેમના વિલાસી લોકોને યાતનામાં ઝડપી લઈશું, તો પછી બરાડવાનું શરૂ કરી દેશે –

૬૫. હવે બંધ કરો પોતાની ફરિયાદ અને રોકકળ, અમારા તરફથી હવે તમને કોઈ મદદ નથી મળવાની.

૬૬. મારી આયતો સંભળાવવામાં આવતી હતી ત્યારે તમે (રસૂલનો અવાજ સાંભળતાં જ) પાછા પગે ભાગી છૂટતા હતા.

૬૭. પોતાના અહંકારમાં તેને ધ્યાન ઉપર જ લેતા ન હતા, પોતાના ચોતરાઓમાં તેના વિષે વાતો બનાવતા અને લવારો કર્યા કરતા હતા.

૬૮. તો શું આ લોકોએ ક્યારેય આ વાણી ઉપર વિચાર નથી કર્યો ? અથવા તે કોઈ એવી વાત લાવ્યો છે જે ક્યારેય તેમના પૂર્વજોના પાસે આવી ન હતી ?

૬૯. અથવા આ લોકો પોતાના રસૂલથી ક્યારેય પરિચિત ન હતા કે (અજાણ્યો માણસ સમજીને) તેનાથી ભડકે છે ?

૭૦. અથવા આ લોકો એમ માને છે કે તે દીવાનો છે ? નહીં, બલ્કે તે સત્ય લાવ્યો છે અને સત્ય જ તેમની બહુમતીને પસંદ નથી –

૭૧. અને સત્ય જો ક્યાંક તેમની ઇચ્છાઓના પાછળ ચાલતું હોત તો ધરતી અને આકાશો અને તેમની બધી જ આબાદીનું વ્યવસ્થા-તંત્ર છિન્ન-ભિન્ન થઈ જતું – નહીં, બલ્કે અમે તેમનો પોતાનો જ બોધ તેમના પાસે લાવ્યા છીએ અને તેઓ પોતાના બોધથી જ મોઢું ફેરવી રહ્યા છે.

૭૨. શું તું તેમના પાસેથી કંઈ માગી રહ્યો છે ? તારા માટે તો તારા રબનું આપેલું જ વધુ સારું છે, અને તે સર્વશ્રેષ્ઠ રોજી આપનાર છે.

૭૩. તું તો તેમને સીધા માર્ગ તરફ બોલાવી રહ્યો છે,

૭૪. પરંતુ જેઓ આખિરત (પરલોક)માં નથી માનતા, તેઓ સીધા માર્ગથી હટીને ચાલવા માગે છે.

૭૫. જો અમે તેમના ઉપર દયા કરીએ અને તે તકલીફ, જેમાં તેઓ અત્યારે સપડાયા છે, દૂર કરી દઈએ તો આ લોકો પોતાના વિદ્રોહમાં તદ્દન બહેકી જશે.

૭૬. તેમની દશા તો એ છે કે અમે તેમને તકલીફમાં નાખ્યા, છતાં પણ તેઓ પોતાના રબ સમક્ષ ઝૂક્યા નહીં અને ન વિનમ્રતા અપનાવે છે.

૭૭. અલબત્ત, જ્યારે મામલો ત્યાં સુધી પહોંચી જશે કે અમે તેમના ઉપર ભારે યાતનાના દ્વાર ખોલી દઈએ, તો એકાએક તમે જોશો કે આ પરિસ્થિતિમાં તેઓ દરેક વસ્તુથી હતાશ છે. (રુકૂઅ-૪)

૭૮. તે અલ્લાહ જ તો છે જેણે તમને સાંભળવા અને જોવાની શક્તિઓ આપી અને વિચારવા માટે હૃદય આપ્યાં, પરંતુ તમે લોકો ભાગ્યે જ આભારી થાવ છો.

૭૯. તે જ છે જેણે તમને ધરતીમાં ફેલાવી દીધા, અને તેના જ તરફ તમે પાછા એકત્ર કરવામાં આવશો.

૮૦. તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે. રાત અને દિવસનું ભ્રમણ તેના જ કબજા અને સામર્થ્યમાં છે. શું તમારી સમજમાં આ વાત નથી આવતી ?

૮૧. પરંતુ આ લોકો તે જ બધું કહે છે જે તેમના પુરોગામીઓ કહી ચૂક્યા છે.

૮૨. તેઓ કહે છે, ''શું અમે જ્યારે મરીને માટી થઈ જઈશું અને હાડપિંજર બનીને રહી જઈશું તો ફરીથી અમને જીવતા કરીને ઉઠાવવામાં આવશે ?

૮૩. અમે પણ આવા વાયદાઓ બહુ સાંભળ્યા છે અને અમારા પહેલાં અમારા બાપ-દાદા પણ સાંભળતા રહ્યા છે. આ માત્ર પુરાણી કહાણીઓ છે.''

૮૪. આ લોકોને કહો, ''બતાવો, જો તમે જાણતા હોવ કે આ ધરતી અને તેની સમસ્ત આબાદી કોની છે ?

૮૫. આ લોકો જરૂર કહેશે કે અલ્લાહની. કહો કે ''પછી તમે કેમ ભાનમાં આવતા નથી ?''

૮૬. આ લોકોને પૂછો, ''સાતેય આકાશો અને મહાન અર્શનો માલિક કોણ છે ?''

૮૭. આ લોકો જરૂર કહેશે, ''અલ્લાહ.'' કહો, ''પછી તમે કેમ ડરતા નથી ?''

૮૮. આ લોકોને કહો, ''બતાવો જો તમે જાણતા હોવ કે દરેક વસ્તુ ઉપર કોની સત્તા છે ? અને કોણ છે તે જે શરણ આપે છે અને તેના વિરૂદ્ધ કોઈ શરણ આપી શકતું નથી ?''

૮૯. આ લોકો જરૂર કહેશે કે આ વાત તો અલ્લાહ જ માટે છે. કહો, ''પછી ક્યાંથી તમને ધોખો થાય છે ?''

૯૦. જે સત્ય હકીકત છે તે અમે આ લોકોની સામે લઈ આવ્યા છીએ અને કોઈ શંકા નથી કે આ લોકો જૂઠા છે.

૯૧. અલ્લાહે કોઈને પોતાની સંતાન બનાવી નથી, અને કોઈ બીજો ઉપાસ્ય તેના સાથે નથી. જો આવું હોત તો દરેક ખુદા પોતાની મખ્લૂક (સર્જન)ને લઈને અલગ થઈ જતો અને પછી તેઓ એક-બીજા ઉપર ચઢાઈ કરતા. પવિત્ર અને ઉચ્ચ છે અલ્લાહ તે તમામ વાતોથી જે આ લોકો બનાવે છે,

૯૨. ખુલ્લા અને છુપાનો જાણવાવાળો, તે ઉચ્ચતર છે તે શિર્કથી જે આ લોકો પ્રસ્તાવિત કરી રહ્યા છે. (રુકૂઅ-૫)

૯૩. હે નબી ! દુઆ કરો કે ''પાલનહાર ! જે યાતનાની આમને ધમકી આપવામાં આવી રહી છે, તે જો મારી હાજરીમાં તું લાવે,

૯૪. તો હે મારા રબ ! મને આ જાલિમ લોકોમાં સામેલ ન કરજે,''

૯૫. અને સાચું એ છે કે અમે તમારી આંખો સામે જ તે વસ્તુ લઈ આવવાનું પૂર્ણ સામર્થ્ય ધરાવીએ છીએ જેની ધમકી અમે આમને આપી રહ્યા છીએ.

૯૬. હે નબી ! બૂરાઈને એવી પદ્ધતિથી દૂર કરો જે ઉત્તમ હોય. જે કંઈ વાતો તેઓ તમારા ઉપર બનાવે છે તેની અમને બરાબર ખબર છે.



૯૭. અને દુઆ કરો કે ''પાલનહાર ! હું શેતાનની ઉશ્કેરણીઓ સામે તારૂં શરણ માગું છું,

૯૮. બલ્કે હે મારા રબ ! હું તો આનાથી પણ તારૂં શરણ માગુ છું કે તેઓ મારા નજીક આવે.''

૯૯. (આ લોકો પોતાની કરણીથી અટકવાના નથી) ત્યાં સુધી કે તેમનામાંથી કોઈને મૃત્યુ આવી જશે તો કહેવાનું શરૂ કરશે કે ''હે મારા રબ ! મને તે જ દુનિયામાં પાછો મોકલી દે જેને હું છોડીને આવ્યો છું,

૧૦૦. આશા છે કે હવે હું સદ્કાર્ય કરીશ'' — કદાપિ નહીં, આ તો માત્ર એક વાત છે જે તે બકી રહ્યો છે. હવે આ સૌ (મરનારાઓ)ના પાછળ એક બરઝખ (આડ) છે બીજા જીવનના દિવસ સુધી.

૧૦૧. પછી જેવું રણશિંગું ફૂંકી દેવામાં આવશે, તેમના વચ્ચે કોઈ સંબંધ રહેશે નહીં અને ન તેઓ એક-બીજાને પૂછશે.

૧૦૨. તે વખતે જેમના પલ્લાં ભારે હશે તેઓ જ સફળતા પામશે

૧૦૩. અને જેમના પલ્લાં હલકા હશે, તે જ લોકો હશે જેમણે પોતાને નુકસાનમાં નાખી દીધા. તેઓ જહન્નમ (નર્ક)માં હંમેશાં રહેશે.

૧૦૪. આગ તેમના ચહેરાની ચામડીને ચાટી જશે અને તેમના જડબા બહાર નીકળી આવશે —

૧૦૫. ''શું તમે તે જ લોકો નથી કે જ્યારે મારી આયતો તમને સંભળાવવામાં આવતી હતી તો તમે તેમને ખોટી ઠેરવતા હતા ?''

૧૦૬. તેઓ કહેશે, ''હે અમારા રબ ! અમારૂં દુર્ભાગ્ય અમારા ઉપર છવાઈ ગયું હતું, અમે ખરેખર પથભ્રષ્ટ લોકો હતા.

૧૦૭. હે પાલનહાર ! હવે અમને અહીંથી બહાર કાઢી દે. ફરી અમે આવી ભૂલ કરીએ તો અત્યાચારી હોઈશું.''

૧૦૮. અલ્લાહ જવાબ આપશે, ''દૂર થઈ જા મારા સામેથી, પડ્યા રહો આમાં જ અને મારી સાથે વાત ન કરો.

૧૦૯. તમે તે જ લોકો તો છો કે મારા કેટલાક બંદા જ્યારે કહેતા હતા કે હે અમારા પાલનહાર ! અમે ઈમાન લાવ્યા, અમને માફ કરી દે, અમારા ઉપર દયા કર, તું બધા જ દયાળુઓ કરતાં સારો દયાળુ છે

૧૧૦. તો તમે તેમની ઠેકડી ઉડાવી, ત્યાં સુધી કે તેમના વિરોધે તમને એ પણ ભુલાવી દીધું કે હું પણ કોઈ છું, અને તમે તેમના ઉપર હસતાં રહ્યા.

૧૧૧. આજે તેમના તે સબ્ર (ધૈર્ય)નું મેં આ ફળ આપ્યું છે કે તેઓ જ સફળ છે.''

૧૧૨. પછી અલ્લાહ તેમને પૂછશે, ''બતાવો, ધરતી ઉપર તમે કેટલા વર્ષ રહ્યા ?''

૧૧૩. તેઓ કહેશે, ''એક દિવસ અથવા દિવસનો પણ થોડો ભાગ અમે

ત્યાં રહ્યા છીએ. ગણત્રી કરનારાઓને પૂછી લો."

૧૧૪. કહેવામાં આવશે, "થોડો જ સમય રોકાયા છો ને, અફસોસ ! આ તમે તે વખતે જાણ્યુ હોત !

૧૧૫. શું તમે એમ સમજી લીધું હતું કે અમે તમને વ્યર્થ જ પેદા કર્યા છે અને તમારે અમારા તરફ ક્યારેય પાછા ફરવાનુ જ નથી ?"

૧૧૬. તો ઉચ્ચ અને મહાન છે અલ્લાહ, સાચો સમ્રાટ, કોઈ ઉપાસ્ય નથી તેના સિવાય, માલિક છે મહાન સિંહાસનનો.

૧૧૭. અને જો કોઈ અલ્લાહ સાથે બીજા કોઈ ઉપાસ્યને પોકારે, જેના માટે તેના પાસે કોઈ દલીલ નથી, તો તેનો હિસાબ તેના રબ (પ્રભુ) પાસે છે. આવા કાફિરો (ઈનકાર કરનારાઓ) કદાપિ સફળતા પામી શકતા નથી.

૧૧૮. હે નબી ! કહો, "હે મારા પાલનહાર ! દરગુજર કર અને દયા કર, તું સૌ દયાળુઓ કરતાં શ્રેષ્ઠ દયાળુ છે. (રુકૂઅ-૬)



# (૨૪) અન્-નૂર

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ ૩૫મી આયત "અલ્લાહુ નૂરુસ્સમાવાતિ વલઅર્ઝ" ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃ બની અલ્-મુસ્તલિકની લડાઈ પછી ઊતરી છે તે બાબતે સર્વસંમતિ છે. સ્વયં કુર્આનના વર્ણન ઉપરથી પણ જણાય છે. પરંતુ તે બાબતે મતભેદ છે કે આ લડાઈ હિ.સ. ૦૫માં અહ્ઝાબની લડાઈ પહેલાં થઈ હતી કે હિ.સ. ૦૬માં અહ્ઝાબની લડાઈ પછી. આ અંગે સાચી હકીકત જાણવી એટલા માટે જરૂરી છે કે 'પરદા'ના આદેશો કુર્આનેમજીદની બે જ સૂરઃઓમાં આવ્યા છે, એક આ સૂરઃમાં અને બીજા સૂરઃ અહ્ઝાબમાં, જેનું ઉતરાણ અહ્ઝાબની લડાઈ પ્રસંગે થયું હોવા અંગે સૌ એકમત છે. આ ઉદ્દેશ્ય સાથે આપણે સંબંધિત કથનોથી શોધખોળ કરીએ છીએ તો સાચી વાત એ જ જણાય છે કે આ સૂરઃ હિ. ૦૬ના ઉત્તરાર્ધમાં અહઝાબના યુદ્ધના ઘણા મહિના પછી ઉતરી છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

જે સંજોગોમાં આ સૂરઃ ઉતરી છે તે સંક્ષિપ્તમાં આ પ્રમાણે છે.

બદ્રના યુદ્ધમાં વિજયથી આરબ પ્રદેશમાં ઈસ્લામી આંદોલનનું ઉત્થાન શરૂ થયું હતું. તે 'ખંદક'ના યુદ્ધ સુધી પહોંચતા એટલી હદે આગળ વધી ગયું હતું કે મુશરિકો, યહૂદીઓ, દંભીઓ અને સ્થિતિ-પરિવર્તનની પ્રતીક્ષા કરતા સૌ કોઈને લાગવા માંડ્યું હતું કે આ નવોદિત શક્તિને માત્ર હથિયાર અને લશ્કરના જોરે હરાવી શકાય તેમ નથી.

એ વાત બધાની સમજમાં આવી ગઈ હતી કે ઈસ્લામ-વિરોધી શક્તિઓની આગળ વધીને મુસલમાનો ઉપર આક્રમણ કરવાની શક્તિ સમાપ્ત થઈ ચૂકી છે, હવે ઈસ્લામના રક્ષણની નહીં, બલ્કે આગેકૂચની લડાઈ લડાશે અને કુફ્રને આક્રમણની જગ્યાએ રક્ષણની લડાઈ લડવી પડશે. પ્રવર્તમાન પરિસ્થિતિનું આ તદ્દન સાચું અવલોકન હતું, જેને બીજો પક્ષ પણ સારી રીતે સમજતો હતો.

ઈસ્લામની આ રોજ-બ-રોજની ઉન્નતિનું સાચું કારણ મુસલમાનોની સંખ્યા ન હતી. આવા સંજોગોમાં જે વસ્તુ મુસલમાનોને સતત આગળ વધાર્યે જતી હતી તે હકીકતમાં મુસલમાનોની નૈતિક શ્રેષ્ઠતા અને નિષ્કલંક ચરિત્ર હતું જેને ઈસ્લામના તમામ દુશ્મનો પણ માનતા હતા.

જેથી હવે તેમણે એક નવો ઉપાય વિચાર્યો અને પોતાની આ નીચ માનસિકતા હેઠળ આ તબક્કે ઇસ્લામ-દુશ્મનીની પ્રવૃત્તિઓની દિશા યુદ્ધની હિલચાલોથી બદલીને હલકટ હુમલાઓ અને આંતરિક ષડયંત્રો તરફ વાળી દીધી અને આ સેવા બહારના દુશ્મનોની સરખામણીમાં સ્વયં મુનાફિકો (દંભીઓ) વધુ સારી રીતે બજાવી શકતા હતા તેથી ઇરાદાપૂર્વક કે ઇરાદા વગર કાર્યપદ્ધતિ એવી નક્કી કરવામાં આવી કે મદીનાના દંભીઓ અંદરથી ઉપદ્રવ ઊભો કરે અને યહૂદીઓ અને મુશ્રિકો બહારથી તેનો વધુમાં વધુ ફાયદો ઉઠાવવાની કોશિશ કરે.

આ નવી યુક્તિ પ્રથમ વાર હિ.સ. ૦૫ના ઝિલકઅદમાં જોવામાં આવી, જ્યારે પયગંબર (સલ્લ.)એ પુત્ર દત્તક લેવા અને કુટુંબમાં તેને સગા પુત્રનું સ્થાન આપવાના અજ્ઞાનતાકાળના રિવાજને સમાપ્ત કરવા માટે પોતાના દત્તક પુત્ર (હઝરત ઝૈદ રદિ. બિન હારિસા)ની તલાક પામેલી પત્ની (હઝરત ઝૈનબ રદિ. બિન્તે હજ્શ) સાથે નિકાહ કર્યા. આ પ્રસંગે મદીનાના મુનાફિકોએ ભારે ઉહાપોહ કર્યો અને બહારથી યહૂદીઓ અને મુશ્રિકોએ પણ તેમના સૂરમાં સૂર પુરાવતાં જૂઠી વાતો ફેલાવવી શરૂ કરી દીધી અને આપ (સલ્લ.) ઉપર જૂઠા નૈતિક આરોપો લગાવી દીધા.

બીજો હુમલો 'મુસ્તલિક'ની લડાઈ પ્રસંગે કરવામાં આવ્યો. જ્યારે એક મુહાજિર (મક્કાથી હિજરત કરીને આવેલ મુસલમાન) અને એક અન્સાર (મદીનાના એક મદદગાર) વચ્ચેના સામાન્ય ઝઘડાને મુનાફિકોના આગેવાન અબ્દુલ્લાહ બિન ઉબઈએ એક ખૂબ મોટો ઝઘડો બનાવી દેવાનો પ્રયાસ કર્યો અને તેણે ઇચ્છયું કે મક્કાના મુહાજિરો અને મદીનાના અન્સારો વચ્ચે માત્ર ફાટફૂટ જ નહીં, બલ્કે ગૃહ-યુદ્ધ થઈ જાય. જો કે આ ભયાનક ઉપદ્રવને સમયસર દબાવી દેવામાં આવ્યો, નહીંતર અલ્લાહના પયગંબર (સલ્લ.)ના નેતૃત્વમાં મુસલમાનો વચ્ચે ઉભી થયેલ અખંડિત એકતા છિન્ન ભિન્ન થઈ જતી. આ ઘટનાનું વિવરણ આગળ સૂરઃ મુનાફિકૂનના પરિચયમાં આવી રહ્યું છે. આ હુમલો પ્રથમ હુમલા કરતા પણ વધારે સંગીન અને ભયાનક હતો.

આ ઘટના હજુ તાજી જ હતી કે ત્યાં, આ જ માણસે મુસાફરીમાં એક બીજો ખતરનાક ફિત્નો ઊભો કર્યો, અને તે પણ એવો કે જો નબી (સલ્લ.) અને આપના વફાદાર સહાબીઓ (રદિ.) અંતિમ કક્ષાની સહનશીલતા અને સૂઝબૂઝ ન દાખવી હોત તો મદીનાનો નવોદિત મુસ્લિમ સમાજ વેરવિખેર થઈ જતો. તે હઝરત આયશા રદિ. ઉપર આરોપ મૂકવાનો 'ફિત્નો' (ઉપદ્રવ) હતો. આ ઘટના સ્વયં તેમના જ મુખે સાંભળીએ તો સમગ્ર પરિસ્થિતિ સામે આવી જશે. તેઓ કહે છે કે,



'બની અલ મુસ્તલિક'ની લડાઈના પ્રસંગે હું આપ (સલ્લ.)ના સાથે ગઈ. પરત આવતાં જ્યારે અમે મદીનાના સમીપ હતા, એક મુકામે રાત્રિએ અલ્લાહના રસૂલ (સલ્લ.)એ પડાવ નાખ્યો, અને હજુ રાતનો કેટલોક ભાગ બાકી હતો, ત્યાં કૂચની તૈયારીઓ શરૂ થઈ ગઈ. હું ઊઠીને કુદરતી હાજતે ગઈ, અને જ્યારે પાછી ફરી તો રોકાણ સ્થળે પહોંચીને મને ખબર પડી કે મારા ગળામાંથી હાર તૂટીને ક્યાંક પડી ગયો છે. હું તેને શોધવામાં લાગી ગઈ, ત્યાં તો કાફલો રવાના થઈ ગયો. નિયમ એવો હતો કે કૂચ કરતી વખતે હું મારી અંબાડીમાં બેસી જતી હતી અને ચાર માણસો તેને ઉપાડી ઊંટ ઉપર મૂકી દેતા હતા. અમે સ્ત્રીઓ તે જમાનામાં ખોરાકની કમી(ઉણપ)ના કારણે ખૂબ દુબળી-પાતળી હતી. મારી અંબાડી ઉપાડતાં લોકોને એવું લાગ્યું જ નહીં કે તેમાં હું નથી. અજાણતાં તેઓ ખાલી અંબાડી લઈ રવાના થઈ ગયા. હું હાર લઈને પાછી વળી, તો ત્યાં કોઈ ન હતું. છેવટે ચાદર ઓઢીને હું ત્યાં જ સૂઈ ગઈ અને મનમાં એવું વિચાર્યું કે આગળ જઈને જ્યારે આ લોકો મને નહીં જુએ તો તેઓ સ્વયં જ મને શોધતા આવશે. આ જ સ્થિતિમાં મને ઊંઘ આવી ગઈ. સવારના સમયે હઝરત સફવાન બિન મુઅત્તલ સુલમી તે જગ્યાએથી પસાર થયા, જ્યાં હું સૂઈ રહી હતી અને મને જોતાં જ ઓળખી ગયા, કેમ કે 'પરદા'નો આદેશ આવ્યા પહેલાં તેઓ મને અનેકવાર જોઈ ચૂક્યા હતા. (આ ભાઈ બદ્રના યુદ્ધમાં ભાગ લેનારા સહાબીઓ પૈકી હતા. એમને સવારમાં મોડે સુધી સૂઈ રહેવાની ટેવ હતી. આથી પોતાના લશ્કરી પડાવની જગ્યાએ ક્યાંક ઊંઘતા હતા અને હવે ઊઠીને મદીના જઈ રહ્યા હતા.) મને જોઈને તેમણે ઊંટ થોભાવી દીધું અને સહસા આ શબ્દો તેમના મોઢેથી સરી પડયા, ''ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલૈહિ રાજિઊન, રસૂલુલ્લાહ (સલ્લ.)ના પત્ની અહીં જ રહી ગયા.'' આ અવાજથી મારી આંખ ઉઘડી ગઈ અને મેં ઊઠીને તરત ચાદર મારા મોઢા ઉપર નાખી લીધી. તેમણે મારા સાથે કોઈ વાત કરી નહીં, પોતાનું ઊંટ લાવીને મારા પાસે બેસાડી દીધું અને બાજુએ ઊભા રહી ગયા. હું ઊંટ ઉપર સવાર થઈ ગઈ અને તેઓ નાથ પકડીને રવાના થઈ ગયા. બપોર નજીક અમે લશ્કર પાસે પહોંચી ગયા, જે હજુ હમણાં જ એક જગ્યાએ રોકાયું હતું અને હજુ લશ્કરવાળાઓને ખબર પડી ન હતી કે હું પાછળ રહી ગઈ છું. આમાં તો આરોપ મૂકનારાઓએ તો આરોપો મૂકી દીધાં અને તે સૌમાં મોખરે અબ્દુલ્લાહ બિન ઉબઈ હતો. પરંતુ મને એ ખબર ન હતી કે મારા ઉપર કેવી-કેવી વાતો બનાવવામાં આવી રહી છે.

''મદીના પહોંચીને હું બીમાર પડી ગઈ અને એક મહિના જેટલા સમય સુધી પથારીવશ રહી. શહેરમાં આ આરોપના સમાચાર પ્રસરી રહ્યા

હતા. અલ્લાહના પયગંબર (સલ્લ.)ના કાને પણ વાત પહોંચી ચૂકી હતી, પણ મને કંઈ ખબર ન હતી. અલબત્ત જે વસ્તુ મને ખૂંચતી હતી તે એ કે અલ્લાહના રસૂલ પહેલાની જેમ મારા તરફ ધ્યાન આપતા ન હતા. આના ઉપરથી મને શંકા થતી કે જરૂર કોઈ બાબત છે. છેવટે આપની રજા લઈને હું મારી માતાના ઘરે જતી રહી, જેથી તે મારી સારવાર સારી રીતે કરી શકે.

એક દિવસે રાતના સમયે હું કુદરતી હાજતે મદીનાની બહાર ગઈ. ત્યાં સુધી અમારા ઘરોમાં સંડાસની વ્યવસ્થા ન હતી અને અમે જંગલમાં જ જતા હતા. મારા સાથે મિસ્તહ બિન ઉસાસાની માતા પણ હતા, જે મારા પિતાની માસીના દીકરી હતા. રસ્તામાં તેમને ઠોકર વાગી અને તેમના મુખેથી સહસા નીકળી પડ્યું, ''સત્યાનાશ જાય મિસ્તહનું !'' મેં કહ્યું, તમેય ખરી મા છો, પોતાના પુત્રને શાપ આપો છો અને પુત્ર પણ તે, જેણે બદ્રની લડાઈમાં ભાગ લીધો છે. તેમણે કહ્યું, ''બેટી, શું તને એ વાતોની સહેજ પણ ખબર નથી ?'' પછી તેમણે બધી વાત સંભળાવી કે જૂઠી વાતો ઘડનારા મારા વિરૂદ્ધ કેવી-કેવી વાતો ફેલાવી રહ્યા હતા (મિસ્તહ પણ આ જૂઠી વાતો ફેલાવનારાઓમાં સામેલ હતા). આ દાસ્તાન સાંભળી મારૂં લોહી ઊડી ગયું, કુદરતી હાજતે જવાનું પણ યાદ ન રહ્યું, સીધી ઘરે ગઈ અને આખી રાત રડતાં-રડતાં કાઢી.''

એ જ દિવસે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ પોતાના પ્રવચનમાં ફરમાવ્યું, ''મુસલમાનો, કોણ છે જે તે વ્યક્તિના હુમલાઓથી મારી આબરૂ બચાવે, જેણે મારા ઘરનાં લોકો ઉપર આક્ષેપો કરીને મને ઈજા પહોંચાડવામાં હદ કરી નાખી છે. અલ્લાહના સોગંદ ! મેં તો મારી પત્નીમાં કોઈ દુર્ગુણ જોયો નથી અને તે માણસમાં પણ નહીં જેના વિષે આ તહોમત મૂકવામાં આવી છે. તે તો કયારેય મારી ગેરહાજરીમાં પણ મારા ઘરમાં આવ્યો નથી.'' આ સાંભળીને ઉસૈદ બિન હુઝૈર (કેટલીક રિવાયતોમાં સઅદ બિન મુઆઝ (રદિ.)એ ઊભા થઈને કહ્યું, ''હે અલ્લાહના રસૂલ (સલ્લ.), જો તે અમારા કબીલાનો માણસ છે તો અમે તેનું ડોકું ઉડાવી દઈએ, અને જો અમારા ભાઈ ખઝરજ વાળાઓમાંથી છે તો આપ હુકમ કરો, અમે બજાવી લાવવા તૈયાર છીએ.'' આ સાંભળતાં જ સઅદ બિન ઉબાદહ (રદિ.), ખઝરજના સરદાર ઊભા થઈ ગયા અને કહેવા લાગ્યા, ''ખોટું કહો છો, તમે હરગિજ તેને મારી શકતા નથી, તમે તેનું ડોકું ઉડાવી દેવાનું એટલા માટે કહો છો કેમ કે તે ખઝરજમાંથી છે. જો તે તમારા કબીલાનો હોત તો તમે હરગિજ આવું બોલ્યા ન હોત. જવાબમાં ઉસૈદ બોલ્યા કે, ''તમે મુનાફિક છો એટલા માટે મુનાફિકોનો પક્ષ લો છો.'' આ સાંભળતા જ ભારે ઉહાપોહ થઈ ગયો. જો કે અલ્લાહના રસૂલ (સલ્લ.) મિમ્બર ઉપર



મોજૂદ હતા. ઔસ અને ખઝરજ લડી જ પડ્યા હોત, પણ અલ્લાહ રસૂલ (સલ્લ.)એ તેમને ઠંડા પાડ્યા અને પછી મિમ્બર ઉપરથી ઉતરી ગયા.''

આમાં અહીં અબ્દુલ્લાહ બિન ઉબઈએ આ ફિત્નો ઉભો કરીને એક જ નિશાને અનેક શિકાર મારવાની કોશિશ કરી તે જોઈ શકાય છે. એક તરફ અલ્લાહના રસૂલ (સલ્લ.) અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની આબરૂ ઉપર હુમલો કર્યો, બીજી તરફ તેણે ઈસ્લામી આંદોલનની સર્વોચ્ચ નૈતિક આબરૂને નીચી પાડવા કોશિશ કરી. ત્રીજી તરફ તેણે એવી આગ લગાડવાની કોશિશ કરી કે જો ઈસ્લામ તેના અનુયાયીઓની કાયાપલટ કરી ચૂકયું ન હોત તો મુહાજિરો તથા અન્સારો અને સ્વયં અન્સારના પણ બે કબીલાઓ લડી પડતા.

**ચર્ચાના વિષયો :**

આ પરિસ્થિતિ હતી જયારે પ્રથમ હુમલા વખતે સૂરઃ અહ્ઝાબની આયત-૨૮ થી ૭૩ ઉતરી અને બીજા હુમલા વખતે આ સૂરઃ નૂર ઉતરી. આ પશ્ચાદ્ભૂમિ દૃષ્ટિ સમક્ષ રાખીને આ બંને સૂરઃઓનો ક્રમવાર અભ્યાસ કરવામાં આવે તો તે તત્ત્વદર્શિતા બરાબર સમજાઈ જાય છે જે આ હુકમોમાં રહેલી છે.

મુનાફિકો (દંભીઓ) મુસલમાનોને તે ક્ષેત્રમાં હાર આપવા માગતા હતા, જેમાં તેમને સરસાઈ પ્રાપ્ત હતી. અલ્લાહે તેમના આ હુમલાઓનો જવાબ આપવાને બદલે મુસલમાનોને એ શિક્ષણ આપ્યું કે તમારા નૈતિક મોરચે જયાં પણ છિદ્રો છે તેને પૂરી દો અને આ મોરચાને વધુ મજબૂત બનાવી લો.

હઝરત ઝૈનબ (રદિ.)ના નિકાહ પ્રસંગે જયારે દંભીઓ અને શત્રુઓ તરફથી ઉહાપોહ થયો હતો, ત્યારે સામાજિક સુધારણા સંબંધે તે આદેશો આપવામાં આવ્યા હતાં જેનો સૂરઃ અહ્ઝાબમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પછી જયારે નબી (સલ્લ.)ની પુનિત પત્નિ ઉપર મદીનાના સમાજમાં હલચલ ઊભી થઈ તો આ સૂરઃ નૂર નૈતિકતા, સામાજિક કાનૂનો અને જીવન-વ્યવહારના એવા આદેશો લઈને ઉતારવામાં આવી, જેનો હેતુ એ હતો કે એક તો મુસ્લિમ સમાજને બુરાઈઓના જન્મ અને તેના વિસ્તરણથી સુરક્ષિત રાખવામાં આવે અને જો તે પેદા થઈ જાય તો તેને રોકવાના પૂરે-પૂરા ઉપાયો કરી દેવામાં આવે.

આ આદેશો અને નિર્દેશોને તે જ ક્રમાનુસાર વાંચીએ જેના સાથે તે આ સૂરઃમાં ઉતર્યા છે, તો અંદાજ આવશે કે કુર્આન મનોવૈજ્ઞાનિક પ્રસંગે જ માનવ-જીવનની સુધારણા અને નિર્માણ માટે કેવી રીતે કાયદાકીય, નૈતિક અને સામાજીક ઉપાયોને એક સાથે પ્રસ્તાવિત કરે છે. આ આદેશો અને નિર્દેશોના સાથે દંભીઓ અને ઈમાનવાળાઓની તે સ્પષ્ટ નિશાનીઓ પણ વર્ણવી દેવામાં આવી છે જેનાથી પ્રત્યેક મુસલમાન એ જાણી લે કે સમાજમાં નિષ્ઠાવાન ઈમાનવાળાઓ કોણ છે અને દંભી આચરણવાળા કોણ છે ? બીજી તરફ

મુસલમાનોના સામુહિક અનુશાસનને વધુ ચુસ્ત બનાવવામાં આવ્યું છે. આ સમગ્ર પ્રકરણમાં મહત્ત્વની વાત એ છે કે આખી સૂરઃ નૂર તે કડવાશ અને કટૂતાથી ખાલી છે, જે અશ્લિલ અને ધૃણાસ્પદ હુમલાઓના પ્રતિકારમાં પેદા થાય છે. આટલી અત્યંત ઉત્તેજણાપૂર્ણ પરિસ્થિતિમાં પણ કેટલી શાંત અને ગંભીર રીતે કાનૂન બતાવવામાં આવી રહ્યાં છે, સુધારણાયુક્ત આદેશો આપવામાં આવી રહ્યા છે. સમજી-વિચારીને સૂચનો અને માર્ગદર્શનો અપાઈ રહ્યાં છે અને શિક્ષા તેમજ ઉપદેશો આપવાનો હક્ક અદા થઈ રહ્યો છે.

આના ઉપરથી માત્ર એ જ બોધ મળતો નથી કે આપણે બગાડનો સામનો કરવામાં સખતમાં સખત ઉશ્કેરણીના પ્રસંગે પણ કેવી રીતે ઠંડા કલેજે પરિણામ ઉપર વિચાર કરી ઉદારતા અને ડહાપણથી કામ લેવું જોઈએ, બલ્કે આના ઉપરથી એ વાતનો પુરાવો પણ મળે છે કે આ લખાણ હઝરત મુહમ્મદ (સલ્લ.)નું પોતાનું લખેલું નથી, કોઈ એવી હસ્તીનું જ ઉતારેલું છે જે ઉચ્ચ સ્થાનેથી મનુષ્યની પરિસ્થિતિ અને તેની બાબતોને જોઈ રહી છે અને પોતે આ પરિસ્થિતિ અને તેની બાબતોથી અસર પામ્યા વિના વિશુદ્ધ માર્ગદર્શન આપવાની ફરજ બજાવી રહી છે. જો આ હઝરત મુહમ્મદ (સલ્લ.)નું પોતાનું લખાણ હોત તો આપની અત્યંત દૂરદર્શિતા છતાં આમાં સ્વાભાવિક કડવાશની થોડી પણ અસર જરૂર આવી જતી, જે પોતાની જાત અને પ્રતિષ્ઠા ઉપર હલકટ હુમલાને સાંભળીને કોઈ પણ સજ્જન માણસની લાગણીઓમાં અનિવાર્યપણે પેદા થઈ જતી હોય છે.



# (૨૪) સૂરઃ અન્-નૂર

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૯ • આયતો : ૬૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. આ એક સૂરઃ છે જેને અમે અવતરિત કરી છે, અને આને અમે અનિવાર્ય કરી છે અને આમાં અમે સ્પષ્ટ આદેશો ઉતાર્યા છે, કદાચ તમે શિક્ષા ગ્રહણ કરો.

૨. વ્યભિચારી સ્ત્રી અને વ્યભિચારી પુરૂષ બંનેમાંથી દરેકને એકસો કોરડા મારો અને તેમના ઉપર દયા ખાવાની લાગણી અલ્લાહના દીન (ધર્મ)ના મામલામાં તમારામાં પેદા ન થાય જો તમે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ ઉપર ઈમાન ધરાવો છો, અને તેમને સજા આપતી વખતે ઈમાનવાળાઓનું એક જૂથ મોજૂદ રહે.

૩. વ્યભિચારી પુરુષ નિકાહ (લગ્ન) ન કરે પરંતુ વ્યભિચારી સ્ત્રી સાથે અથવા મુશરિક (અનેકેશ્વરવાદી) સ્ત્રી સાથે, અને વ્યભિચારિણી સાથે નિકાહ ન કરે પરંતુ વ્યભિચારી પુરુષ અને મુશરિક અને આ ઈમાનવાળાઓ માટે હરામ (અવૈધ) કરી દેવામાં આવ્યું છે.

૪. અને જે લોકો ચારિત્ર્યશીલ સ્ત્રીઓ ઉપર આરોપ મૂકે, પછી ચાર સાક્ષીઓ લઈને ન આવે, તેમને એંશી કોરડા મારો અને તેમની સાક્ષી કદાપિ ન સ્વીકારો, અને તેઓ પોતે જ અવજ્ઞાકારી (ફાસિક) છે,

૫. સિવાય તે લોકોના જેઓ આ કૃત્ય પછી તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કરી લે અને સુધરી જાય કેમ કે અલ્લાહ જરૂર (તેમના માટે) ક્ષમાશીલ અને દયાળુ છે.

૬. અને જે લોકો પોતાની પત્નીઓ ઉપર આરોપ મૂકે અને તેમના પાસે સ્વયં તેમના સિવાય બીજા કોઈ સાક્ષીઓ ન હોય તો તેમના પૈકી એક પુરુષની સાક્ષી (એ છે કે તે) ચાર વખત અલ્લાહના સોગંદ ખાઈને સાક્ષી આપે કે તે (પોતાના આરોપમાં) સાચો છે

૭. અને પાંચમી વખતે કહે કે તેના ઉપર અલ્લાહની ફિટકાર પડે જો તે (પોતાના આરોપમાં) જૂઠો હોય.

૮. અને સ્ત્રી ઉપરથી સજા આ રીતે ટળી શકે છે કે તે ચાર વખત અલ્લાહના સોગંદ ખાઈને સાક્ષી આપે કે આ પુરુષ (પોતાના આરોપમાં) જૂઠો છે

૯. અને પાંચમી વખત કહે કે તેણીની ઉપર અલ્લાહનો પ્રકોપ તૂટી પડે

હોત અને એ વાત ન હોત કે અલ્લાહ મોટો માયાળુ અને દયાળુ છે (તો આ વસ્તુ જે તમારા અંદર ફેલાવવામાં આવી હતી, ખૂબ ખરાબ પરિણામો દેખાડી દેતી.) (રૂકૂઅ-૨)

૨૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! શૈતાનના પગલે ન ચાલો. તેનુ અનુસરણ જે કોઈ કરશે તો તે તેને અશ્લીલતા અને બૂરાઈનો જ આદેશ આપશે, જો અલ્લાહની કૃપા અને દયા તમારા ઉપર ન હોત તો તમારામાંથી કોઈ વ્યક્તિ પવિત્ર ન થઈ શકતો. પરંતુ અલ્લાહ જ જેને ઇચ્છે છે, પવિત્ર કરી દે છે અને અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૨૨. તમારામાંથી જે લોકો કૃપાપાત્ર અને સાધન-સંપન્ન છે, તેઓ આ વાતના સોગંદ ન ખાઈ બેસે કે પોતાના સગાઓ, ગરીબો અને અલ્લાહના માર્ગમાં હિજરત કરનારા લોકોની મદદ નહીં કરે, તેમને માફ કરી દેવા જોઈએ અને દરગુજર કરવી જોઈએ. શું તમે નથી ઇચ્છતા કે અલ્લાહ તમને માફ કરે ? અને અલ્લાહનો ગુણ એ છે કે તે ક્ષમાશીલ અને દયાળુ છે.

૨૩. જે લોકો શુદ્ધ-ચરિત્ર, બેખબર (એવો સીધી-સાદી સુશીલ સ્ત્રીઓ જે છળ-કપટ નથી જાણતી, જેમના હૃદય પવિત્ર છે, જેમને કંઈ જ ખબર નથી કે બદકારી શું હોય છે.) ઈમાનવાળી સ્ત્રીઓ ઉપર આરોપ મૂકે છે, તેમના ઉપર દુનિયા અને આખિરતમાં ફિટકાર કરવામાં આવ્યો અને તેમના માટે મોટી યાતના છે.

૨૪. તેઓ તે દિવસને ભૂલી ન જાય જ્યારે તેમની પોતાની જીભો અને તેમના પોતાના હાથ-પગ તેમના કૃત્યોની સાક્ષી આપશે.

૨૫. તે દિવસે અલ્લાહ તે બદલો તેમને ભરપૂર આપશે જેને તેઓ પાત્ર છે અને તેમને જણાઈ જશે કે અલ્લાહ જ સત્ય છે, સાચાને સાચું કરી દેખાડનાર.

૨૬. નાપાક (ચરિત્રહીન) સ્ત્રીઓ નાપાક (ચરિત્રહીન) પુરુષો માટે છે અને નાપાક પુરુષો નાપાક સ્ત્રીઓ માટે. પાક (શુદ્ધ-ચરિત્ર) સ્ત્રીઓ પાક (શુદ્ધ-ચરિત્ર) પુરુષો માટે છે અને પાક પુરુષો પાક સ્ત્રીઓ માટે. તેમના દામન પાક છે તે વાતોથી જે બનાવનારા બનાવે છે, તેમના માટે ક્ષમા છે અને પ્રતિષ્ઠિત રોજી. (રૂકૂઅ ૩)

૨૭. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના ઘર સિવાય બીજાઓના ઘરોમાં પ્રવેશ ન કરો જ્યાં સુધી ઘરવાળાઓની પરવાનગી ન મેળવી લો અને ઘરવાળાઓને સલામ ન કરી લો, આ પદ્ધતિ તમારા માટે વધુ સારી છે. આશા છે કે તમે તેનું ધ્યાન રાખશો.

૨૮. પછી જો ત્યાં કોઈને (હાજર) ન જુઓ તો પ્રવેશ ન કરો જ્યાં સુધી તમને પરવાનગી આપી દેવામાં ન આવે. અને જો તમને કહેવામાં આવે કે પાછા જતા રહો તો પાછા ચાલ્યા જાવ, આ તમારા માટે વધુ શુદ્ધ રીત છે, અને જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને ખૂબ જાણે છે.

૨૯. અલબત્ત તમારા માટે એમાં કોઈ દોષ નથી કે એવા ઘરોમાં પ્રવેશ કરો જે કોઈના રહેવાની જગ્યા ન હોય અને જેમાં તમારા ફાયદા (અથવા કામ)ની કોઈ વસ્તુ હોય, તમે જે કંઈ જાહેર કરો છો અને જે કંઈ છૂપાવો છો, બધાની અલ્લાહને ખબર છે.

૩૦. હે નબી ! ઈમાનવાળા પુરુષોને કહો કે નજરો બચાવીને રાખે અને પોતાના ગુપ્તાંગોની રક્ષા કરે, આ તેમના માટે વધારે પવિત્ર રીત છે. જે કંઈ તેઓ કરે છે અલ્લાહને તેની ખબર રહે છે.

૩૧. અને હે નબી ! ઈમાનવાળી સ્ત્રીઓને કહી દો કે પોતાની નજરો બચાવીને રાખે અને પોતાના ગુપ્તાંગોની રક્ષા કરે, અને પોતાના શણગાર ન દેખાડે, સિવાય તેના જે આપોઆપ પ્રગટ થઈ જાય, અને પોતાની છાતીઓ ઉપર પોતાની ઓઢણીઓના પાલવ નાખેલાં રાખે, તેઓ પોતાનો શણગાર જાહેર ન કરે પરંતુ આ લોકોની સામે : પતિ, પિતા, પતિઓના પિતાઓ, પોતાના પુત્રો, પતિઓના પુત્રો, ભાઈ, ભાઈઓના પુત્રો, બહેનોના પુત્રો, પોતાની પરિચિત સ્ત્રીઓ, પોતાના દાસ-દાસીઓ, તે આધીન પુરુષો જેઓ કોઈ બીજા પ્રકારનો આશય ધરાવતા ન હોય, અને તે બાળકો જેઓ સ્ત્રીઓની છૂપી વાતોથી હજુ માહિતગાર ન થયા હોય, તેઓ પોતાના પગ જમીન ઉપર પછાડીને ન ચાલે કે જેથી તેમના શણગાર જે તેમણે છૂપાવી રાખ્યા હોય તેને લોકો જાણી જાય. હે ઈમાનવાળાઓ ! તમે સૌ ભેગા મળીને અલ્લાહથી તૌબા (ક્ષમાયાચના) કરો, આશા છે કે સફળતા પામશો.

૩૨. તમારામાંથી જે એકાકી કે અવિવાહિત હોય, અને તમારા દાસ દાસીઓમાંથી જે સદાચારી હોય, તેમના નિકાહ (લગ્ન) કરી દો. જો તેઓ ગરીબ હોય તો અલ્લાહ પોતાની કૃપાથી તેમને સમૃદ્ધ કરી દેશે,



અલ્લાહ મોટો ઉદાર અને સર્વજ્ઞ છે.

૩૩. અને જેઓ લગ્નની તક ન મેળવી શકે તેમને સુચરિત્ર રહેવુ જોઈએ, ત્યાં સુધી કે અલ્લાહ પોતાની કૃપાથી તેમને સંપન્ન કરી દે. અને જેના ઉપર તમને સ્વામીત્વનો અધિકાર પ્રાપ્ત હોય તેમાંથી (કે તમારા દાસ-દાસીઓમાંથી) જેઓ મુકાતબત* ની વિનંતી કરે તો તેમની સાથે મુકાતબત કરી લો, જો તમને ખબર હોય કે તેમનામાં ભલાઈ છે, અને તેમને એ માલમાંથી આપો જે અલ્લાહે તમને આપેલ છે. અને પોતાની દાસીઓને પોતાની દુનિયાના (લૌકિક) ફાયદાઓ માટે વેશ્યાવૃત્તિ માટે વિવશ ન કરો, જ્યારે કે તેઓ પોતે શુદ્ધ ચરિત્ર રહેવા માગતી હોય. અને જે કોઈ તેમને વિવશ કરે તો તે બળજબરી પછી અલ્લાહ તેમના માટે માફ કરનાર અને દયાળુ છે.

૩૪. અમે સ્પષ્ટ આદેશો આપતી આયતો તમારા પાસે મોકલી દીધી છે અને તે કોમોના પદાર્થપાઠ આપતા દૃષ્ટાંતો પણ અમે તમારા સમક્ષ પ્રસ્તુત કરી ચૂક્યા છીએ જે તમારા પહેલાં થઈ ગઈ છે અને તે ઉપદેશ અમે આપી દીધા છે જે ડરનારાઓ માટે હોય છે. (રુકૂઅ-૪)

૩૫. અલ્લાહ આકાશો અને ધરતીનુ નૂર* છે. (સૃષ્ટિમાં) તેના નૂરનું દૃષ્ટાંત એવું છે જેમ કે એક મહેરાબમાં દીવો મૂકેલો હોય, દીવો એક ફાનસમાં હોય, ફાનસની સ્થિતિ એ હોય કે જાણે મોતીની જેમ ઝગમગતો તારો, અને તે દીવો જેતૂનના મુબારક (અર્થાત્ અનેક ફાયદા ધરાવતા) વૃક્ષના તેલથી રોશન કરવામાં આવતો હોય જે ન તો પૂર્વ તરફનો હોય ન પશ્ચિમ તરફનો, જેનું તેલ આપોઆપ સળગી ઊઠતું હોય, ચાહે આગ તેને સ્પર્શે નહીં. (આવી રીતે) પ્રકાશ ઉપર પ્રકાશ (વધવાના બધા જ કારણો અને સાધનો એકત્ર થઈ ગયા હોય). અલ્લાહ પોતાના નૂર તરફ જેને ચાહે છે માર્ગદર્શન આપે છે, તે લોકોને દૃષ્ટાંતો વડે વાત સમજાવે છે, તે દરેક વસ્તુને સારી રીતે જાણે છે.

૩૬-૩૭. (તેના નૂર તરફ માર્ગદર્શન પામનારા) તે ઘરોમાં જોવા મળે છે જેમને ઉચ્ચ કરવાનો, અને જેમાં પોતાના નામનું સ્મરણ કરવાનો અલ્લાહે આદેશ આપ્યો છે. તેમાં એવા લોકો સવાર-સાંજ તેની તસ્બીહ (ગુણગાન) કરે છે જેમને વેપાર અને ખરીદ-વેચાણ અલ્લાહના સ્મરણથી અને નમાઝ કાયમ કરવા અને ઝકાત આપવાથી ગાફેલ

* 'મુકાતબત'નો શાબ્દિક અર્થ તો લખાપટ્ટી થાય છે, એટલે કે કશાકને લખી લઈ નક્કી કરી લેવું એવો થાય છે, પરંતુ પરિભાષામાં આ શબ્દ એ અર્થમાં બોલવામાં આવે છે કે કોઈ દાસ-દાસી પોતાની મુક્તિ માટે પોતાના માલિકને કોઈ વળતર આપવાની દરખાસ્ત કરે અને તેનો માલિક જો તેને સ્વીકારી લે તો બંને વચ્ચે શરતોની લખાપટ્ટી થઈ જાય. ઈસ્લામમાં દાસ-દાસીઓની મુક્તિ માટે જે પદ્ધતિઓ છે તેમાં આ એક પદ્ધતિ છે.

* આકાશો અને ધરતીનો શબ્દ કુર્આનમાં સામાન્ય રીતે 'સૃષ્ટિ'ના અર્થમાં પ્રયુક્ત થાય છે. તો જોતાં બીજા શબ્દોમાં આયતનો અનુવાદ એ પણ થઈ શકે છે કે અલ્લાહ સંપૂર્ણ સૃષ્ટિનું 'નૂર' છે. 'નૂર'થી તાત્પર્ય તે વસ્તુ છે જેના કારણે બીજી-વસ્તુઓ પ્રગટ થાય છે, અર્થાત્ જે પોતાની જાતે જ પ્રગટ થાય અને બીજી ચીજોને પણ→

કરી દેતા નથી. તેઓ તે દિવસથી ડરતા રહે છે જેમાં હૃદયો ઊંધા થઈ જવાનો અને આંખો ફાટી જવાનો સમય આવી જશે.

૩૮. (અને તેઓ આ બધું એટલા માટે કરે છે) કે જેથી અલ્લાહ તેમના ઉત્તમ કર્મોનો બદલો તેમને આપે અને વધુમાં પોતાની કૃપા પ્રદાન કરે. અલ્લાહ જેને ચાહે છે બેહિસાબ આપે છે.

૩૯. (આનાથી વિપરીત) જેમણે કુફ્ર કર્યું, તેમના કર્મોનું દૃષ્ટાંત એવું છે જેમ કે પાણી વિનાના રણમાં મૃગજળ કે તરસ્યો તેને પાણી સમજી રહ્યો હતો, પણ જયારે ત્યાં પહોંચ્યો તો કંઈ ન જોયું, બલ્કે ત્યાં તેણે અલ્લાહને મોજૂદ જોયો જેણે તેનો પૂરેપૂરો હિસાબ ચૂકવી આપ્યો, અને અલ્લાહને હિસાબ લેતાં વાર નથી લાગતી.

૪૦. અથવા પછી તેનું દૃષ્ટાંત એવું છે જેમ કે ઊંડા સમુદ્રમાં અંધકાર કે તેના ઉપર એક મોજું છવાયેલું છે, તેના ઉપર બીજું એક મોજું અને તેના ઉપર વાદળ, અંધકાર ઉપર અંધકાર છવાયેલો છે. માણસ પોતાનો હાથ કાઢે તો તેને પણ જોઈ ન શકે. જેને અલ્લાહ નૂર પ્રદાન ન કરે, તેના માટે પછી કોઈ નૂર નથી. (રુકૂઅ-૫)

૪૧. શું તમે જોતા નથી કે અલ્લાહની તસ્બીહ (ગુણગાન) કરી રહ્યા છે તે સૌ જે આકાશોમાં અને ધરતીમાં છે અને તે પક્ષીઓ જેઓ પાંખો ફેલાવીને ઊડી રહ્યા છે ? દરેક પોતાની નમાઝ અને તસ્બીહની પદ્ધતિ જાણે છે, અને આ સૌ જે કંઈ કરે છે અલ્લાહ તેની ખબર રાખે છે.

૪૨. આકાશો અને ધરતીનું રાજય અલ્લાહ માટે જ છે અને તેના જ તરફ સૌને પાછા ફરવાનું છે.

૪૩. શું તમે જોતા નથી કે અલ્લાહ વાદળને ધીમે-ધીમે ચલાવે છે, પછી તેના ટુકડાઓને એક-બીજા સાથે જોડે છે, પછી તેને સમેટીને એક ઘન વાદળ બનાવી દે છે, પછી તમે જુઓ છો કે ત્યારબાદ તેના વચ્ચેથી વરસાદના ટીપાં ટપકતાં આવે છે અને તે આકાશમાંથી, તે પર્વતોના કારણે જે તેમાં ઊંચે ઊઠેલા છે, કરા વરસાવે છે, પછી જેને ચાહે છે તેનાથી નુકસાન પહોંચાડે છે અને જેને ચાહે છે તેનાથી બચાવી લે છે. તેની વીજળીની ચમક આંખોને આંજી દે છે.

૪૪. રાત અને દિવસની ઉલટ-ફેર તે જ કરી રહ્યો છે. આમાં એક બોધપાઠ છે આંખોવાળા લોકો માટે.

પ્રગટ કરે. મનુષ્યના હૃદયમાં નૂર અને પ્રકાશનો વાસ્તવિક અર્થ આ જ છે. અલ્લાહ માટે 'નૂર'નો પ્રયોગ આ જ દૃષ્ટિથી કરવામાં આવ્યો છે ન કે —અલ્લાહની પનાહ— તે કોઈ પ્રકાશ કે કિરણ છે, જે ૧ લાખ ૮૬ હજાર માઈલ પ્રતિ સેકંડની ઝડપથી ચાલે છે અને આપણી આંખના પરદા ઉપર પડીને મગજના ચક્ષુ-કેન્દ્રને પ્રભાવિત કરે છે. અલ્લાહ માટે માનવીય ભાષાના જેટલાં શબ્દો પણ બોલવામાં આવે છે, તે તેના મૂળ અર્થની દૃષ્ટિથી બોલવામાં આવે છે, ન કે તેના ભૌતિક સ્વરૂપોની દૃષ્ટિથી. ઉદાહરણાર્થ, આપણે અલ્લાહ માટે 'તે જોનાર છે' કે 'તે જુએ છે' તેવું કહીએ છીએ, તેનો અર્થ એવો થતો નથી કે તે મનુષ્યો અને જાનવરોની જેમ આંખ નામે એક અંગના માધ્યમથી જુએ છે. તે જ રીતે 'નૂર' અંગે પણ એ વિચાર કરવો માત્ર એક સંકીર્ણ વિચાર છે કે તેનો→



૪૫. અને અલ્લાહે પ્રત્યેક સજીવને એક પ્રકારના પાણીમાંથી પેદા કર્યો, કોઈ પેટથી ચાલે છે તો કોઈ બે પગ ઉપર અને કોઈ ચાર પગ ઉપર. જે કંઈ તે ચાહે છે પેદા કરે છે, તે દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.

૪૬. અમે સ્પષ્ટ રૂપે સત્ય દર્શાવનારી આયતો ઉતારી દીધી છે. આગળ સીધા માર્ગ તરફ પ્રેરણા અલ્લાહ જ જેને ચાહે છે આપે છે.

૪૭. આ લોકો કહે છે કે અમે ઈમાન લાવ્યા અલ્લાહ અને રસૂલ (ઈશદૂત) ઉપર અને અમે આજ્ઞાપાલન સ્વીકાર્યું, પરંતુ આના પછી તેમનામાંથી એક જૂથ (આજ્ઞાપાલનથી) મોઢું ફેરવી જાય છે. આવા લોકો કદાપિ ઈમાનવાળા નથી.

૪૮. જ્યારે તેમને બોલાવવામાં આવે છે અલ્લાહ અને રસૂલ તરફ, જેથી રસૂલ તેમના પરસ્પરના મામલાઓનો ફેંસલો કરે તો તેમાંનું એક જૂથ કતરાઈ જાય છે.

૪૯. અલબત્ત જો સત્ય તેમની તરફેણમાં હોય તો રસૂલના પાસે ખૂબ આજ્ઞાંકિત બનીને આવી જાય છે.

૫૦. શું તેમના હૃદયોને (દંભ અને કપટાચારનો) રોગ લાગેલો છે ? કે તેઓ શંકામાં પડેલા છે ? કે તેમને એ ભય છે કે અલ્લાહ અને તેનો રસૂલ તેમના સાથે જુલ્મ (અન્યાય) કરશે ? સાચી વાત તો એ છે કે જાલિમ તો આ લોકો પોતે જ છે. (રુકૂઅ-૬)

૫૧. ઈમાન લાવનારાઓનું કામ તો એ છે કે જ્યારે તેમને અલ્લાહ અને રસૂલ તરફ બોલાવવામાં આવે, જેથી રસૂલ તેમના મામલાઓનો ફેંસલો કરે, તો કહે છે કે અમે સાંભળ્યું અને આજ્ઞાપાલન કર્યું.

૫૨. આવા જ લોકો સફળતા પામવાના છે, અને સફળ તેઓ જ છે, જેઓ અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કરે અને અલ્લાહથી ડરે અને તેની નાફરમાનીથી બચે.

૫૩. આ (દંભીઓ) અલ્લાહના નામે મોટી-મોટી સોગંદો ખાઈને કહે છે કે ''આપ આદેશ આપો તો અમે ઘરોમાંથી નીકળી પડીએ.'' તેમને કહો, ''સોગંદો ન ખાઓ, તમારા આજ્ઞાપાલનની સ્થિતિ ખબર છે, તમારા કૃત્યોથી અલ્લાહ અજાણ નથી.''

૫૪. કહો, ''અલ્લાહના આજ્ઞાંકિત બનો અને રસૂલના આજ્ઞાંકિત બનીને

અર્થ માત્ર પ્રકાશ કે કિરણના રૂપે કરવામાં આવે, જે કોઈ ચમકતા પ્રદ્યથી નીકળીને આંખના પરદા ઉપર પડે. અલ્લાહ માટે આ શબ્દ આવા સીમિત અર્થમાં નથી, બલ્કે વ્યાપક અર્થમાં છે, અર્થાત્ આ સૃષ્ટિમાં તે જ એક વાસ્તવિક 'પ્રાગટ્યનું કારણ' છે, શેષ અહીં અંધકાર સિવાય કંઈ જ નથી. બીજી પ્રકાશ આપનાર ચીજ-વસ્તુઓ પણ તેના પ્રદાન કરેલા પ્રકાશથી જ પ્રકાશિત છે, નહીં તો તેમના પાસે એવું કશું જ નથી કે તે પ્રગટ થાય કે પ્રકાશ આપે. 'નૂર' શબ્દ જ્ઞાન માટે પણ પ્રયોજાય છે અને તેનાથી વિપરીત અજ્ઞાનતાને અંધકારથી સરખાવવામાં આવે છે. અલ્લાહ આ અર્થમાં પણ સૃષ્ટિનું નૂર છે કે અહીં હકીકતોનું જ્ઞાન અને સન્માર્ગનું જ્ઞાન જો મળી શકે છે તો તેનાથી જ મળી શકે છે, તેની મહેરબાની વિના અજ્ઞાનતાનો અંધકાર અને તેને પરિણામે પથભ્રષ્ટતા સિવાય બીજું કંઈ જ સંભવ નથી.

રહો. પરંતુ જો તમે વિમુખ બનો છો તો બરાબર સમજી લો કે રસૂલના શિરે જે કર્તવ્યનો ભાર મૂકવામાં આવ્યો છે, તેનો જવાબદાર તે છે અને તમારા ઉપર કર્તવ્યનો જે ભાર મૂકવામાં આવ્યો છે, તેના જવાબદાર તમે. તેનું આજ્ઞાપાલન કરશો તો તમે જ માર્ગદર્શન પામશો, નહીં તો રસૂલની જવાબદારી એનાથી વિશેષ સહેજ પણ નથી કે સ્પષ્ટપણે આદેશ પહોંચાડી દે."

૫૫. અલ્લાહે વચન આપ્યું છે તમારામાંથી તે લોકોને, જેઓ ઈમાન લાવે અને સદ્‌કાર્ય કરે કે તે તેમને એવી જ રીતે ધરતી ઉપર ખલીફા (નાયબ) બનાવશે જેવી રીતે તેમના અગાઉ થઈ ગયેલા લોકોને બનાવી ચૂક્યો છે. તેમના માટે તેમના તે દીન (ધર્મ)ને મજબૂત બુનિયાદો ઉપર કાયમ કરી દેશે જેને અલ્લાહે તેમના માટે પસંદ કર્યો છે અને તેમની (વર્તમાન) ભયની સ્થિતિને શાંતિમાં બદલી નાખશે. તો તેઓ મારી બંદગી કરે અને મારા સાથે કોઈને ભાગીદાર ન બનાવે. અને જે આના પછી કુફ્ર (ઈન્કાર) કરે તો આવા જ લોકો અવજ્ઞાકારી છે.

૫૬. નમાઝ કાયમ કરો, ઝકાત આપો અને રસૂલનું આજ્ઞાપાલન કરો, આશા છે કે તમારા ઉપર દયા કરવામાં આવશે.

૫૭. જેઓ કુફ્ર (ઈન્કાર) કરી રહ્યા છે તેમના વિષે એ ભ્રમમાં ન રહો કે તેઓ ધરતી ઉપર અલ્લાહને વિવશ કરી દેશે. તેમનું ઠેકાણું જહન્નમ છે અને તે ઘણી જ ખરાબ જગ્યા છે. (રુકૂઅ-૭)

૫૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આવશ્યક છે કે તમારા દાસ-દાસીઓ અને તમારા તે બાળકો જેઓ હજુ પુખ્ત બુદ્ધિના થયા નથી, ત્રણ સમયે તમારી પરવાનગી મેળવીને તમારા પાસે આવે : સવારની નમાઝ પહેલાં અને બપોરે જ્યારે કે તમે તમારા કપડાં ઉતારીને મૂકી દો છો, અને ઈશાની નમાઝ પછી. આ ત્રણ સમય તમારા માટે પડદો કરવાના સમય છે. આ સિવાય તેઓ વિના પરવાનગીએ આવે તો ન તમારા ઉપર કોઈ ગુનો છે, ન તેમના ઉપર, તમારે એક-બીજા પાસે વારંવાર આવવાનું જ હોય છે. આ રીતે અલ્લાહ તમારા માટે પોતાના આદેશોને ખોલી-ખોલીને સ્પષ્ટ કરે છે, અને તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૫૯. અને જ્યારે તમારા બાળકો પુખ્ત બુદ્ધિએ પહોંચી જાય તો એ જરૂરી છે કે એવી રીતે પરવાનગી લઈને આવે જેવી રીતે તેમના મોટા પરવાનગી લેતા આવ્યા છે. આવી રીતે અલ્લાહ પોતાની આયતો



તમારા સામે સ્પષ્ટ કરે છે અને તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૬૦. અને જે સ્ત્રીઓ યુવાવસ્થા વટાવી ગઈ હોય, નિકાહ (લગ્ન)ની આશા ન રાખતી હોય, તેઓ જો પોતાની ચાદરો ઉતારીને મૂકી દે, તો તેમના માટે કોઈ ગુનો નથી, એ શરતે કે શણગારનો દેખાવ કરવાવાળી ન હોય. આમ છતાં પણ તેઓ લજ્જાશીલતાથી વર્તે તો તેમના માટે સારૂં છે, અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૬૧. કોઈ દોષ નથી જો કોઈ અંધ, કે લંગડો, કે બીમાર (કોઈના ઘરમાંથી ખાઈ લે) અને ન તમારા માટે પણ એમાં કોઈ દોષ છે કે પોતાના ઘરોમાંથી ખાઓ કે પોતાના બાપ-દાદાઓના ઘરોમાંથી, કે પોતાની માતા-નાનીના ઘરોમાંથી, કે પોતાના ભાઈઓના ઘરોમાંથી, કે પોતાની બહેનોના ઘરોમાંથી, કે પોતાના કાકાઓના ઘરોમાંથી, કે પોતાની ફોઈઓના ઘરોમાંથી, કે પોતાના મામાઓના ઘરોમાંથી, કે પોતાની માસીઓના ઘરોમાંથી, કે તે ઘરોમાંથી જેની ચાવીઓ તમારા હવાલે હોય, કે પોતાના મિત્રોના ઘરોમાંથી. આમાં પણ કોઈ દોષ નથી કે તમે લોકો ભેગા મળીને ખાઓ કે જુદા-જુદા, અલબત્ત જ્યારે ઘરોમાં પ્રવેશ કરો તો પોતાના લોકોને સલામ કરો, ભલાઈની દુઆ, અલ્લાહ તરફથી નિશ્ચિત કરવામાં આવેલી, ખૂબ બરકતવાળી અને પવિત્ર. આવી રીતે અલ્લાહ તમારા સામે આયતો વર્ણવે છે, આશા છે કે તમે સૂઝ-બૂઝથી કામ લેશો. (રુકૂઅ-૮)

૬૨. મોમિન (ઈમાનવાળા) તો હકીકતમાં તેઓ જ છે જેઓ અલ્લાહ અને તેના રસૂલને હૃદયપૂર્વક માને અને જ્યારે કોઈ સામૂહિક કામના પ્રસંગે રસૂલના સાથે હોય ત્યારે તેની રજા મેળવ્યા વિના ન જાય. હે નબી ! જે લોકો તમારા પાસે રજા માગે છે તેઓ જ અલ્લાહ અને રસૂલના માનનારા છે, પછી જ્યારે તેઓ પોતાના કોઈ કામ માટે રજા માગે તો જેને તમે ચાહો રજા આપી દો અને એવા લોકો માટે અલ્લાહ પાસે

માફીની દુઆ કરો, અલ્લાહ નિઃશંક માફી બક્ષનાર અને દયાળુ છે.

૬૩. મુસલમાનો ! પોતાના દરમ્યાન રસૂલના બોલાવવાને પરસ્પર જેમ તમે એક-બીજાને બોલાવો છો તેમ ન સમજો. અલ્લાહ તે લોકોને સારી રીતે જાણે છે જેઓ તમારામાં એવા છે કે એક-બીજાની ઓથમાં ચૂપકેથી સરકી જાય છે. રસૂલના આદેશનો ભંગ કરનારાઓએ ડરવું જોઈએ કે તેઓ કોઈ અજમાયશમાં ન સપડાઈ જાય અથવા તેમના ઉપર દુઃખદાયી યાતના ન આવી જાય.

૬૪. સાવધાન રહો, આકાશો અને ધરતીમાં જે કંઈ છે, અલ્લાહનું છે. તમે જે આચરણ પણ કરો છો, અલ્લાહ તેને જાણે છે. જે દિવસે લોકોને તેના તરફ પાછા ફેરવવામાં આવશે, તે તેમને બતાવી દેશે કે તેઓ શું-શું કરીને આવ્યા છે. તે દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ-૯)



# (૨૫) અલ-ફુર્કાન

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પહેલી જ આયત "તબારકલ્લઝી નઝ્ઝલલ્ ફુર્કાન" ઉપરથી નામ લેવામાં આવ્યું છે. આ પણ કુર્આનની બીજી સૂરઃઓના નામોની જેમ પ્રતીકરૂપે છે, વિષયના શીર્ષક તરીકે નહીં. તેમ છતાં સૂરઃના વિષય સાથે આ નામ નજીકનો સંબંધ ધરાવે છે જે આગળ જણાશે.

**ઉતરાણકાળ :**

વર્ણનશૈલી અને વિષયો ઉપર વિચારતાં સ્પષ્ટપણે જણાય છે કે આનો ઉતરાણકાળ પણ એ જ છે જે સૂરઃ મૂ'મિનૂન વગેરેનો છે. અર્થાત્ મક્કાના તબક્કાનો મધ્યકાળ.

**વિષયો :**

આમાં તે શંકાઓ અને વાંધાઓની ચર્ચા કરવામાં આવી છે જે કુર્આન અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વત (ઈશદૂતત્વ) અને આપ દ્વારા પ્રસ્તુત કરવામાં આવેલ શિક્ષણ ઉપર મક્કાના વિધર્મીઓ દ્વારા રજૂ કરવામાં આવતા હતા, તે દરેકનો ચોક્કસ જવાબ આપવામાં આવ્યો છે અને તે સાથે સત્ય આમંત્રણથી વિમુખ થવાના માઠાં પરિણામ પણ સ્પષ્ટ બતાવી દેવામાં આવ્યા છે. અંતમાં સૂરઃ મૂ'મિનૂનની જેમ ઈમાનવાળાઓના નૈતિક ગુણોની રૂપરેખા દોરી સામાન્ય લોકો સમક્ષ મૂકી દેવામાં આવી છે કે આ કસોટીને આધાર બનાવીને નક્કી કરી લો કે કોણ જૂઠો છે અને કોણ સાચો. એક બાજુ આ ચરિત્ર ધરાવતા લોકો છે જે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના શિક્ષણ દ્વારા અત્યાર સુધી તૈયાર થયા છે અને ભવિષ્યમાં તૈયાર કરવાના પ્રયત્નો થઈ રહ્યાં છે. બીજી તરફ નૈતિકતાનો તે નમૂનો છે જે આરબવાસીઓમાં જોવા મળે છે અને જેને રાબેતા મુજબ ચાલુ રાખવા માટે અજ્ઞાનતાના ઝંડાધારીઓ બધા જ પ્રયત્નો કરી રહ્યાં છે. હવે પોતે જ નિર્ણય કરી લો કે આ બે નમૂનામાંથી કોને પસંદ કરો છો ? આ ગર્ભિત સવાલ હતો જે આરબ પ્રદેશના દરેક નાગરિક સામે મૂકી દેવામાં આવ્યો, અને થોડા જ વર્ષોમાં એક નાનકડી સંખ્યાને છોડીને સમગ્ર કોમે એનો જે જવાબ આપ્યો તે ઈતિહાસના પાને અંકિત થઈ ચૂક્યો છે.

# (૨૫) સૂરઃ અલ-ફુર્કાન

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૬ ● આયતો : ૭૭)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અત્યંત 'મુબારક'* છે તે જેણે આ 'ફુરકાન'* પોતાના બંદા ઉપર અવતરિત કર્યો છે, જેથી સમસ્ત દુનિયાના લોકો માટે તે ચેતવણી આપનાર બની રહે —

૨. તે જે ધરતી અને આકાશોના રાજ્યનો માલિક છે, જેણે કોઈને પુત્ર બનાવ્યો નથી, જેના સાથે રાજ્યમાં કોઈ ભાગીદાર નથી, જેણે દરેક વસ્તુને પેદા કરી પછી તેનો એક અંદાજ (ભાગ્ય) નિશ્ચિત કર્યો.

૩. લોકોએ તેને છોડીને એવા ઉપાસ્યો બનાવી લીધા જેઓ કોઈ વસ્તુને પેદા કરતા નથી, બલ્કે પોતે જ પેદા કરવામાં આવે છે. જેઓ સ્વયં પોતાના માટે પણ નફા કે નુકસાનનો અધિકાર ધરાવતા નથી, જેઓ ન મારી શકે છે, ન જિવાડી શકે છે, ન મૃત્યુ પામેલાને ફરી જીવતો કરી શકે છે.

૪. જે લોકોએ નબી (પયગંબર)ની વાત માનવાનો ઇન્કાર કરી દીધો છે, તેઓ કહે છે કે ''આ 'ફુરકાન' એક ઉપજાવી કાઢેલી (કાલ્પનિક) વસ્તુ છે જેને આ માણસે પોતે જ ઘડી કાઢી છે અને કેટલાક બીજા માણસોએ આ કામમાં તેની મદદ કરી છે.'' ભારે જુલ્મ અને મોટું જૂઠ છે જેના ઉપર આ લોકો ઉતરી આવ્યા છે.

૫. કહે છે, ''આ પુરાણા લોકોની લખેલી વસ્તુઓ છે જેને આ માણસ નકલ કરાવે છે અને તે તેને સવાર-સાંજ સંભળાવવામાં આવે છે.''

૬. હે પયગંબર ! આમને કહો, ''આને તેણે અવતરિત કર્યો છે જે ધરતી અને આકાશોનો ભેદ જાણે છે.'' હકીકત એ છે કે તે મોટો ક્ષમાશીલ અને અત્યંત દયાળુ છે.

૭. કહે છે, ''આ કેવો રસૂલ (ઈશદૂત) છે જે ભોજન લે છે અને બજારોમાં હરેફરે છે ? શા માટે તેના પાસે કોઈ ફરિશ્તો મોકલવામાં ન આવ્યો જે તેના સાથે રહેતો અને (ન માનનારાઓને) ધમકાવતો ?

૮. અથવા બીજું કંઈ નહીં તો તેના માટે કોઈ ખજાનો જ ઉતારી દેવામાં

* મૂળ અરબીમાં શબ્દ 'તબા-ર-ક' પ્રયુક્ત થયો છે, જેનો અર્થ સંપન્નતા અને સમૃદ્ધિ, અવિરત વધતી-ચઢતી સંપન્નતા અને સમૃદ્ધિ અને ઉચ્ચ પ્રકારની સ્થિરતા થાય છે. કોઈ વસ્તુની સંપન્નતા અને સમૃદ્ધિ માટે તેની સુદૃઢતા અને સ્થાયિત્વની સ્થિતિ સ્પષ્ટ કરવા આ શબ્દ બોલવામાં આવે છે. આ શબ્દ અલ્લાહ માટે જ્યારે પ્રયોજાય છે તો તે કોઈ એક અર્થમાં નહીં, પણ અનેક અર્થમાં પ્રયુક્ત થાય છે; જેમ કે ખૂબ જ ઉપકારી અને અત્યંત ભલાઈવાળો, મહેરબાન, અતિ બુઝુર્ગ અને મહાન, અત્યંત પવિત્ર અને વિશુદ્ધ, અતિ ઉચ્ચ અને શ્રેષ્ઠ, પૂર્ણ સામર્થ્યની દૃષ્ટિએ શ્રેષ્ઠ વગેરે.

* 'ફુરકાન' અર્થાત્ કુર્આનમજીદ. સત્યને અસત્યથી જુદો પાડનાર ગ્રંથ, કસોટી અને નિર્ણાયક વસ્તુ અને માપદંડ. તદુપરાંત તેનો અર્થ વિભિન્ન ભાગો અને હિસ્સાઓમાં અને જુદા-જુદા સમયકાળમાં આવનાર હિસ્સાઓ ઉપર આધારિત, એવો પણ થાય છે. કુર્આનના સંદર્ભમાં આ તમામ અર્થો અપેક્ષિત છે.



આવ્યો હોત અથવા તેના પાસે એક બાગ જ હોત જેમાંથી આ (નિશ્ચિંતતાની) રોજી પ્રાપ્ત કરતો'', અને આ જાલિમો કહે છે, ''તમે લોકો તો એક જાદુની અસર પામેલા માણસની પાછળ લાગી ગયા છો.''

૯. જુઓ, કેવા-કેવા તર્ક આ લોકો તમારા સામે પ્રસ્તુત કરી રહ્યા છે, એવા બહેકી ગયા છે કે તેમને કોઈ સીધી વાત સૂઝતી નથી. (રુકૂઅ-૧)

૧૦. ઘણો મુબારક છે તે, જે જો ચાહે તો તેમણે સૂચવેલી વસ્તુઓ કરતાં પણ ઘણી વધારે તમને આપી શકે છે, (એક નહીં) ઘણાં બાગો, જેના નીચે નહેરો વહેતી હોય, અને મોટાં મોટાં મહેલ.

૧૧. ખરી વાત એ છે કે આ લોકો 'તે ઘડીનો'* ઇન્કાર કરી ચૂક્યા છે— અને જે તે ઘડીનો ઇન્કાર કરે તેના માટે અમે ભડકે બળતી આગ તૈયાર કરી રાખી છે.

૧૨. તે જ્યારે દૂરથી આ લોકોને જોશે, તો આ લોકો તેના પ્રકોપ અને ઉછાળા-ઊભરાના અવાજો સાંભળી લેશે.

૧૩. અને જ્યારે આમને હાથ-પગ બાંધેલી અવસ્થામાં તેમાં એક સાંકડી જગ્યામાં ઠાંસી દેવામાં આવશે તો પોતાના મૃત્યુને પોકારવા લાગશે.

૧૪. (ત્યારે તેમને કહેવામાં આવશે કે) આજે એક મૃત્યુને નહીં ઘણાં મૃત્યુને પોકારો.

૧૫. આમને પૂછો, ''આ પરિણામ સારું છે કે તે શાશ્વત જન્નત (સ્વર્ગ) જેનો વાયદો અલ્લાહથી ડરનાર સંયમી લોકોથી કરવામાં આવ્યો છે ? જે તેમના કર્મોનો બદલો અને તેમના સફરની અંતિમ મંજિલ હશે,

૧૬. જેમાં તેમની દરેક ઇચ્છા પૂરી થશે, જેમાં તેઓ હંમેશાં રહેશે, જેનું પ્રદાન કરવું તમારા રબના શિરે એક એવો વાયદો છે, જેને પૂરો કરવો અનિવાર્ય છે.

૧૭. અને તે જ દિવસ હશે જ્યારે (તમારો રબ) આ લોકોને પણ ઘેરી લાવશે અને આ લોકોના તે ઉપાસ્યોને પણ બોલાવી લેશે જેમને આજે આ લોકો અલ્લાહને છોડીને પૂજી રહ્યા છે, પછી તે તેમને પૂછશે, ''શું તમે મારા આ બંદાઓને ભટકાવ્યા હતા ? કે આ લોકો પોતે જ સન્માર્ગથી ભટકી ગયા હતા ?''

૧૮. તેઓ નિવેદન કરશે, ''પવિત્ર અને ઉચ્ચ છે આપની હસ્તી, અમારી તો એટલી પણ મજાલ ન હતી કે આપના સિવાય કોઈને પોતાનો સંરક્ષક બનાવીએ. પરંતુ આપે આમને અને એમના બાપ-દાદાઓને ખૂબ

* 'તે ઘડી' અર્થાત્ તે વિશેષ ક્ષણ જે આવનાર છે, જેની જાણકારી અલ્લાહ અગાઉ આપી ચૂક્યો છે. કુર્આનમજીદમાં અનેક જગ્યાએ આ પરિભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે જે એક વિશેષ ક્ષણ માટે છે, અર્થાત્ જ્યારે કે ક્યામત—પ્રલય પછી પુનરુજ્જીવન આવશે.

જીવન-સામગ્રી આપી, છેવટે આ લોકો શિક્ષા ભૂલી ગયા અને દુર્ભાગ્યગ્રસ્ત બનીને રહ્યા.''

૧૯. આમ ખોટી ઠેરવી દેશે તેઓ (તમારા ઉપાસ્યો) તમારી તે વાતોને જે આજે તમે કહી રહ્યા છો, પછી ન તમે પોતાના વિનાશને ટાળી શકશો, ન ક્યાંયથી મદદ મેળવી શકશો, અને જે પણ તમારામાંથી અત્યાચાર કરે તેને અમે સખત યાતનાની મજા ચખાડીશું.

૨૦. હે પયગંબર ! તમારા પહેલાં અમે જે કોઈ રસૂલો પણ મોકલ્યા હતા, તેઓ બધા પણ ભોજન લેનારા અને બજારોમાં હરતા-ફરતા લોકો જ હતા. વાસ્તવમાં અમે તમને એક-બીજા માટે પરીક્ષાના સાધન બનાવી દીધા છે. શું તમે સબ્ર (ધૈર્ય) રાખો છો ? તમારો રબ (પ્રભુ) બધું જ જુએ છે. (રુકૂઅ-૨)

**૨૧. જે લોકો અમારા સામે રજૂ થવાનો ભય રાખતા નથી તેઓ કહે છે,** ''અમારા પાસે ફરિશ્તા કેમ ન મોકલવામાં આવે, અથવા પછી અમે પોતાના રબ (પ્રભુ)ને જોઈએ ? મોટું ઘમંડ લઈને બેઠા છે આ લોકો પોતાના મનમાં અને હદ વટાવી ગયા આ લોકો પોતાના વિદ્રોહમાં.

૨૨. જે દિવસે તેઓ ફરિશ્તાઓને જોશે, તે અપરાધીઓ માટે કોઈ શુભ-સૂચનાનો દિવસ નહીં હોય. ચીસ પાડી ઊઠશે કે ખુદાની પનાહ !

૨૩. અને જે કંઈ તેમનું કર્યું-કરાવ્યું છે તેને લઈને અમે ધૂળની જેમ ઉડાવી દઈશું.

૨૪. માત્ર તે જ લોકો જેઓ જન્નત (સ્વર્ગ)ના હક્કદાર છે તે દિવસે સારી જગ્યાએ રોકાશે અને બપોર પસાર કરવા માટે ઉત્તમ જગ્યા પામશે.

૨૫. આકાશને ચીરીને આવતું એક વાદળ તે દિવસે પ્રગટ થશે અને ફરિશ્તાઓના ધાડાં-ને-ધાડાં ઉતારી દેવામાં આવશે.

૨૬. તે દિવસે વાસ્તવિક રાજ્ય માત્ર રહમાન (પરમ્ દયાળુ)નું હશે, અને તે કાફિરો (ઇન્કાર કરનારાઓ) માટે ઘણો સખત દિવસ હશે.

૨૭. અત્યાચારી મનુષ્ય પોતાના હાથ કરડી ખાશે અને કહેશે, ''અફસોસ ! મેં રસૂલ (ઈશદૂત)નો સાથ આપ્યો હોત.

૨૮. હાય રે મારૂં દુર્ભાગ્ય ! કદાચ મેં ફલાણા માણસને મારો મિત્ર ન બનાવ્યો હોત.

૨૯. તેના બહેકાવામાં આવી જઈને મેં તે શિખામણ ન સ્વીકારી જે મારા પાસે આવી હતી, શેતાન મનુષ્ય માટે ઘણો જ બેવફા નીવડ્યો.''



૩૦. અને રસૂલ કહેશે, ''હે મારા રબ ! મારી કોમના લોકોએ આ કુર્આનને મજાકનો વિષય બનાવી લીધું હતું.''

૩૧. હે નબી ! અમે તો આવી જ રીતે ગુનેગારોને દરેક નબી (પયગંબર)ના દુશ્મન બનાવ્યા છે, અને તમારા માટે તમારો રબ (પ્રભુ)જ માર્ગદર્શન અને મદદ કરવા માટે પૂરતો છે.

૩૨. ઇન્કાર કરનારાઓ કહે છે, ''આ માણસ ઉપર આખુય કુર્આન એક જ સમયે કેમ ઉતારી દેવામાં ન આવ્યું ? — હા, આવું એટલા માટે કરવામાં આવ્યુ છે કે અમે તેને સારી રીતે તમને હૃદયસ્થ કરતા રહીએ અને (આ જ ઉદ્દેશથી) અમે તેને એક ખાસ ક્રમમાં જુદા જુદા ભાગોનું રૂપ આપ્યું છે.

૩૩. અને (આનો ફાયદો એ પણ છે) કે જ્યારે પણ તેઓ તમારા સામે કોઈ નિરાળી વાત (અથવા વિચિત્ર પ્રશ્ન) લઈને આવ્યા, તેનો સાચો જવાબ તે જ સમયે અમે તમને આપી દીધો અને ઉત્તમ રીતે વાત સ્પષ્ટ કરી દીધી.—

૩૪. જે લોકો ઊંધા મોઢે જહન્નમ (નર્ક) તરફ ધકેલવામાં આવવાના છે તેમનું ઠેકાણું ખૂબ જ ખરાબ છે અને તેમનો માર્ગ તદ્દન ખોટો. (રુકૂઅ-૩)

૩૫-૩૬. અમે મૂસાને ગ્રંથ આપ્યો અને તેના સાથે તેના ભાઈ હારૂનને સહાયકના રૂપે લગાવ્યો અને તેમને કહ્યું કે જાઓ, તે કોમ તરફ જેણે અમારી આયતોનો ઇન્કાર કરી દીધો છે. છેવટે તે લોકોને અમે નષ્ટ કરી મૂક્યા.

૩૭. આ જ દશા નૂહની કોમની થઈ જ્યારે તેમણે રસૂલોને ખોટા ઠેરવ્યા. અમે તેમને ગરકાવ કરી દીધા, અને તમામ દુનિયાવાળાઓ માટે એક બોધપ્રદ નિશાની બનાવી દીધા અને તે જાલિમો માટે અમે એક દુઃખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૩૮. આવી જ રીતે આદ અને સમૂદ અને અસ્હાબુર્-રસ્સ* અને દરમ્યાનના સૈકાઓના અનેક લોકો નષ્ટ કરી દેવામાં આવ્યા.

૩૯. આમાંના દરેકને અમે (અગાઉ નાશ પામનારા લોકોના) દૃષ્ટાંતો આપી-આપીને સમજાવ્યા અને છેવટે દરેકને નષ્ટ કરી દીધા.

૪૦. અને તે વસ્તીમાંથી તો આ લોકો પસાર થઈ ચૂકેલા જ છે જેના ઉપર સૌથી ખરાબ વરસાદ વરસાવવામાં આવ્યો હતો. શું આ લોકોએ તેની દશા જોઈ નહીં હોય ? પરંતુ આ લોકો મૃત્યુ પછીના બીજા જીવનની આશા જ રાખતા નથી.

૪૧. આ લોકો જ્યારે તમને જુએ છે તો તમારી મજાક બનાવી લે છે. (કહે છે) ''શું આ માણસ છે જેને અલ્લાહે રસૂલ (સંદેશવાહક) બનાવીને મોકલ્યો છે ?

૪૨. આણે તો અમને પથભ્રષ્ટ કરીને પોતાના ઉપાસ્યોથી વિમુખ જ કરી

* 'રસ્સ'વાળાઓની કોમ અંગે વધુ કોઈ સંશોધન થયું નથી. વધુમાં વધુ એમ કહી શકાય કે આ એક એવી જાતિ હતી, જેણે પોતાના પયગંબરને કૂવામાં ફેંકીને કે પછી લટકાવીને મારી નાખ્યા હતા. 'રસ' અરબી ભાષામાં પુરાણા કૂવા અથવા ઘનઘોર કૂવાને કહે છે.

નાખ્યા હોત જો અમે તેમની શ્રદ્ધા ઉપર મક્કમ ન રહ્યા હોત.'' ભલે, તે સમય દૂર નથી જ્યારે યાતના જોઈને આ લોકોને આપોઆપ જાણાઈ જશે કે કોણ પથભ્રષ્ટતામાં દૂર નીકળી ગયા હતા.

૪૩. ક્યારેય તમે તે માણસની હાલત ઉપર વિચાર કર્યો છે જેણે પોતાની મનેચ્છાને પોતાનો ઉપાસ્ય બનાવી લીધો હોય ? શું તમે આવા માણસને સીધા માર્ગ ઉપર લાવવાની જવાબદારી લઈ શકો છો ?

૪૪. શું તમે સમજો છો કે આમાંના મોટા ભાગના લોકો સાંભળે અને સમજે છે ? આ તો પશુઓ જેવા છે, બલ્કે તેમનાથી પણ બદતર. (રુકૂઅ-૪)

૪૫. તમે જોયું નહીં કે તમારો રબ કેવી રીતે પડછાયો ફેલાવી દે છે ? જો તે ચાહતો તો તેને સ્થાયી પડછાયો બનાવી દેતો. અમે સૂર્યને તેના ઉપર દલીલ બનાવ્યો,

૪૬. પછી (જેમ-જેમ સૂર્ય ઊંચે ચઢતો જાય છે) અમે તે પડછાયાને ધીમે-ધીમે પોતાની તરફ સંકેલતા જઈએ છીએ.

૪૭. અને તે અલ્લાહ જ છે જેણે રાત્રિને તમારા માટે પોશાક, અને ઊંઘને મૃત્યુની શાંતિ અને દિવસને જીવંત થઈ ઊઠવાનો સમય બનાવ્યો.

૪૮. અને તે જ છે જે પોતાની રહમત (કૃપા)ના આગળ-આગળ હવાઓને ખુશખબર બનાવીને મોકલે છે, પછી આકાશમાંથી સ્વચ્છ પાણી ઉતારે છે

૪૯. જેથી એક મૃત પ્રદેશને તેના દ્વારા જીવન પ્રદાન કરે અને પોતાના સર્જનોમાંથી ઘણાં પશુઓ અને મનુષ્યોને સંતૃપ્ત કરે.

૫૦. આ ચમત્કાર અમે વારંવાર તેમના સામે લાવીએ છીએ જેથી તેઓ કોઈ બોધપાઠ લે, પરંતુ મોટા ભાગના લોકો ઇન્કાર અને અપકાર સિવાય કોઈ બીજો માર્ગ અપનાવવાનો ઇન્કાર કરી દે છે.

૫૧. જો અમે ચાહતા તો એકે-એક વસ્તીમાં એક-એક ચેતવણી આપનાર ઉઠાવતા.

૫૨. તો હે નબી ! કાફિરો (ઇન્કાર કરનારાઓ)ની વાત કદાપિ ન માનો અને આ કુર્આનને લઈને તેમના સાથે પ્રબળ અને ભારે સંઘર્ષ (જિહાદ) કરો.

૫૩. અને તે જ છે જેણે બે સમુદ્રોને જોડી રાખ્યા છે, એક સ્વાદિષ્ટ અને મીઠો, બીજો કડવો અને ખારો અને બંનેના વચ્ચે એક આવરણ છે. એક રૂકાવટ છે જેણે બંનેને એક-બીજામાં ભળી જતા અટકાવી રાખ્યા છે.

૫૪. અને તે જ છે જેણે પાણીમાંથી એક મનુષ્ય પેદા કર્યો, પછી તેનાથી વંશ અને સ્વસુર પક્ષના બે અલગ સિલસિલા ચલાવ્યા. તારો રબ અત્યંત પ્રભુત્વશાળી છે.

૫૫. તે ખુદાને છોડીને લોકો તેમને પૂજી રહ્યા છે જેઓ ન તેમને ફાયદો પહોંચાડી શકે છે ન નુકસાન, અને ઉપરથી વધુમાં એ પણ કે ઇન્કાર કરનાર પોતાના રબ સમક્ષ દરેક વિદ્રોહીનો મદદગાર બનેલો છે.

૫૬. હે નબી ! તમને તો અમે માત્ર એક ખુશખબર આપનાર અને ચેતવણી



આપનાર બનાવીને મોકલ્યા છે.

૫૭. આ લોકોને કહી દો કે ''હું આ કામ માટે તમારા પાસે કોઈ મહેનતાણું નથી માગતો, મારું મહેનતાણું કેવળ એ જ છે કે જેની ઇચ્છા થાય તે પોતાના રબ (પ્રભુ)નો માર્ગ અપનાવી લે.''

૫૮. હે નબી ! તે ખુદા ઉપર ભરોસો રાખો, જે જીવંત છે અને કદાપિ મૃત્યુ પામનાર નથી. તેની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો. પોતાના બંદાઓના ગુનાઓથી માત્ર તેનું જ વાકેફ હોવું પૂરતું છે.

૫૯. તે, જેણે છ દિવસમાં આકાશો અને ધરતીને અને તે સમગ્ર વસ્તુઓને બનાવીને મૂકી દીધી જે આકાશ અને ધરતીના વચ્ચે છે, પછી સ્વયં અર્શ (રાજ-સિંહાસન) ઉપર બિરાજમાન થયો. રહમાન (અત્યંત કરૂણામય), તેની મહિમા બસ, કોઈ જાણકારને પૂછો.

૬૦. આ લોકોને જ્યારે કહેવામાં આવે છે કે આ 'રહમાન'ને સિજદો કરો તો કહે છે, ''રહમાન શું છે ? શું તું જેને કહે, બસ તેને જ અમે સિજદો કરતા ફરીએ ?'' આ સંદેશ તેમની ઘૃણામાં ઊલ્ટાનો વધારો કરી દે છે. (રુકૂઅ-૫)

૬૧. ઘણો બરકતવાળો છે તે જેણે આકાશમાં બુરજ બનાવ્યા અને તેમાં એક દીપક અને એક ચમકતો ચંદ્ર પ્રકાશિત કર્યો.

૬૨. તે જ છે જેણે રાત અને દિવસને એક-બીજાના અનુગામી બનાવ્યા, તે દરેક માણસ માટે જે બોધ ગ્રહણ કરવા ચાહે, અથવા કૃતજ્ઞ બનવા ચાહે.

૬૩. (રહમાન) અત્યંત કરુણામય અલ્લાહના (સાચા) બંદા તેઓ છે જેઓ ધરતી ઉપર નમ્રતાપૂર્વક ચાલે છે અને જાહિલ (અજ્ઞાની) તેમના મોઢે લાગે તો કહી દે છે કે તમને સલામ.

૬૪. જેઓ પોતાના રબ (પ્રભુ)ના આગળ સિજદામાં અને કયામમાં (ઊભા રહીને) રાત્રિઓ પસાર કરે છે.

૬૫. જેઓ દુઆઓ કરે છે કે ''હે અમારા રબ ! જહન્નમ (નર્ક)ની યાતનામાંથી અમને બચાવી લે, તેની યાતના તો ચોંટીને રહેનારી છે,

૬૬. તે તો ઘણું જ ખરાબ ઠેકાણું અને જગ્યા છે.''

૬૭. જેઓ ખર્ચ કરે છે તો ન ફિઝૂલ (વ્યર્થ) ખર્ચ કરે છે ન કંજૂસી, બલ્કે તેમનો ખર્ચ બંને સીમાઓ વચ્ચે સંતુલન ઉપર સ્થિર હોય છે.

૬૮. જેઓ અલ્લાહ સિવાય કોઈ બીજા ઉપાસ્યને પોકારતા નથી, અલ્લાહે હરામ (અવૈધ) ઠરાવેલા કોઈ જીવને નાહક કતલ કરતા નથી અને ન વ્યભિચાર કરે છે. — આ કામ જે કોઈ કરે તે પોતાના ગુનાનો બદલો મેળવશે,

૬૯. કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેને અવિરત યાતના આપવામાં આવશે અને તેમાં જ તે સદૈવ અપમાનિત દશામાં પડ્યો રહેશે.

૭૦. સિવાય કે કોઈએ (આ ગુના કર્યા પછી) તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરી લીધી હોય અને ઈમાન લાવીને સદ્‌કાર્ય કરવા લાગ્યો હોય, આવા લોકોની બૂરાઈઓને અલ્લાહ ભલાઈઓથી બદલી નાખશે. અને તે મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૭૧. જે વ્યક્તિ તૌબા કરીને સદ્‌કાર્યો કરે છે તે તો અલ્લાહ તરફ પાછો ફરે છે જેવી રીતે પાછા ફરવાનો હક છે –

૭૨. (અને રહમાનના બંદા તેઓ છે) જેઓ જૂઠના સાક્ષી બનતા નથી અને કોઈ બેહૂદી કે વ્યર્થ વસ્તુ પાસેથી તેઓને પસાર થવાનું હોય તો સજ્જનોની જેમ પસાર થઈ જાય છે.

૭૩. જેમને જો તેમના રબની આયતો સંભળાવીને શિખામણ આપવામાં આવે છે તો તેના ઉપર આંધળા અને બહેરા બની જતા નથી,

૭૪. જેઓ દુઆઓ માગ્યા કરે છે કે ''હે અમારા રબ ! અમને પોતાની પત્નીઓ અને પોતાની સંતાનથી આંખોની ઠંડક આપ અને અમને સંયમીઓના આગેવાન બનાવ.'' –

૭૫. આ છે તે લોકો જેઓ પોતાના સબ્ર (ધૈર્ય)નું ફળ ઉચ્ચ મંજિલના સ્વરૂપમાં મેળવશે, આદર અને અભિવાદન (સલામ) સાથે તેમનું સ્વાગત થશે.

૭૬. તેઓ હંમેશા-હંમેશા ત્યાં રહેશે. કેટલું સારૂં છે તે ઠેકાણું અને તે જગ્યા !

૭૭. હે નબી ! લોકોને કહો, ''મારા રબ (પ્રભુ)ને તમારી શું જરૂરત પડી છે જો તમે તેને ન પોકારો. હવે જ્યારે કે તમે ઈન્કાર કરી દીધો છે, ટૂંકમાં જ એવી સજા પામશો કે તેનાથી જાન છોડાવવી અશક્ય હશે.'' (રૂકૂઅ-૬)



# (૨૬) અશ્-શુઅરા

## પરિચય

**નામ :**

આ સૂરઃની આયત-૨૨૪ ''વશશુઅરાઉ યત્તબિઉહુમુલગાવૂન'' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષય અને વર્ણનશૈલી ઉપરથી એમ લાગે છે અને કથનો પણ તેનું સમર્થન કરે છે કે આ સૂરઃનો ઉતરાણકાળ મક્કી તબક્કાનો મધ્યકાળ છે.

**વિષય :**

પ્રવચનની પશ્ચાદ્‌ભૂમિ એ છે કે મક્કાના વિધર્મીઓ પયગંબર (સલ્લ.)ના ઈસ્લામ-પ્રચાર અને ઉપદેશનો સામનો વિરોધ અને ઈન્કાર દ્વારા કરતા હતા અને આ માટે જાત-જાતના બહાના કાઢતા રહેતા હતા. હઝરત મુહમ્મદ (સલ્લ.) આ લોકોને બુદ્ધિગમ્ય દલીલો સાથે એમની માન્યતાઓની ભૂલ અને તૌહીદ તથા આખિરતની સત્યતા સમજાવતા થાકી જતા હતા, પરંતુ મક્કાના વિરોધીઓ હઠાગ્રહની નિત નવી રીત શોધી કાઢતા થાકતા ન હતા. આ જ વસ્તુ નબી (સલ્લ.)ના દિલને દુઃખ પહોંચાડી રહી હતી અને આ જ દુઃખમાં આપનો જીવ કપાઈ રહ્યો હતો.

આ સંજોગોમાં આ સૂરઃનું અવતરણ થયું. સૂરઃની શરૂઆત આ રીતે થાય છે કે તમે આમની પાછળ પોતાનો જીવ શા માટે બાળો છો ? આમના ઈમાન ન લાવવાનું કારણ એ નથી કે તેમણે કોઈ નિશાની નથી જોઈ, બલ્કે તેનું કારણ એ છે કે આ લોકો હઠધર્મી છે, સમજાવવાથી સમજવા માગતા નથી, આ પૂર્વભૂમિકા પછી આયત-૧૯૧ સુધી જે વિષય સળંગ વર્ણવવામાં આવ્યો છે તે એ છે કે સત્યવાંચ્છુઓ માટે તો અલ્લાહની ધરતી ઉપર દરેક દિશામાં નિશાનીઓ ફેલાયેલી છે, જેને જોઈને તે સત્યને ઓળખી શકે છે, પરંતુ હઠધર્મીઓ ક્યારેય કોઈ વસ્તુ જોઈને પણ ઈમાન નથી લાવ્યા, તેઓ તો હંમેશાં તે સમય સુધી પોતાની અજ્ઞાનતા ઉપર અડગ જ રહ્યાં છે જ્યાં સુધી અલ્લાહની આપત્તિએ આવીને તેમને ઝડપી ન લીધા. આના જ અનુસંધાનમાં ઈતિહાસની સાત કોમોના અહેવાલ રજૂ કરવામાં આવ્યા છે જેમણે તે જ હઠાગ્રહ કર્યો હતો જે મક્કાના કાફિરો (ઈન્કાર કરનારાઓ)કરી રહ્યા હતા અને આ જ ઐતિહાસિક વર્ણનના સંદર્ભમાં કેટલીક વાતો સમજાવવામાં આવી છે :

સૌ પ્રથમ આ કે નિશાનીઓ બે પ્રકારની છે : એક પ્રકારની નિશાનીઓ તે છે જે અલ્લાહની ધરતી ઉપર ચારે બાજુ ફેલાયેલી છે, જેને જોઈને કોઈ પણ

બુદ્ધિશાળી વ્યક્તિ જાણી શકે છે કે પયગંબર જે વસ્તુ તરફ બોલાવી રહ્યો છે તે સત્ય છે કે નહીં. બીજા પ્રકારની નિશાનીઓ તે છે જે આપત્તિગ્રસ્ત કોમોએ જોઈ. હવે આ નિર્ણય ઇન્કાર કરનારાઓએ પોતે કરવાનો છે કે તેઓ કયા પ્રકારની નિશાની જોવા માગે છે.

બીજી વાત એ કે દરેક જમાનામાં કાફિરોનું માનસ સમાન રહ્યું છે. એમની દલીલો એક જ પ્રકારની હતી, તેમના ઉઠાવેલા વાંધા સરખા હતા, ઈમાન ન લાવવા માટેના બહાના સરખા હતા, અને છેવટે તેમનો અંત પણ સરખો જ આવ્યો. આનાથી વિપરીત, દરેક જમાનામાં નબીઓ (અલૈ.)નું શિક્ષણ સમાન હતું, એમના ચરિત્ર અને નીતિમત્તા એક સમાન હતા. પોતાના વિરોધીઓ સામે દલીલ કરવાની શૈલી પણ એક સરખી હતી અને આ બધા સાથે અલ્લાહની કૃપા પણ એક સમાન હતી. આ બંને નમૂનાઓ ઇતિહાસમાં મોજૂદ છે. ઇન્કાર કરનારાઓ પોતે જોઈ શકે છે કે પોતાનુ ચિત્ર કયા નમૂનાને મળતુ આવે છે.

ત્રીજી વાત જે અનેકવાર દોહરાવવામાં આવી છે તે એ છે કે અલ્લાહ પ્રભુત્વશાળી, શક્તિશાળી અને સામર્થ્યવાન પણ છે અને દયાળુ પણ. ઇતિહાસમાં તેના પ્રકોપના દાખલા પણ મોજૂદ છે અને કૃપાના પણ. હવે લોકોએ પોતે જ નક્કી કરવાનું છે કે પોતાને તેની કૃપાને પાત્ર બનાવવા માગે છે કે પ્રકોપના.

આયત ૧૯૨ થી અંત સુધીમાં આ ચર્ચાનું સમાપન કરતાં કહેવામાં આવ્યું છે કે તમે જો નિશાનીઓ જ જોવા માગતા હોવ તો શા માટે તે ભયાનક નિશાનીઓ જોવાનો આગ્રહ કરો છો જે નાશ પામેલી કોમોએ જોઈ છે. આ કુર્આનને જુઓ જે તમારી પોતાની ભાષામાં છે. હઝરત મુહમ્મદ (સલ્લ.)ને જુઓ, તેમના સાથીઓને જુઓ, શું આ વાણી કોઈ શેતાન કે જિન્નાતની વાણી હોઈ શકે છે ? શું આનો રજૂ કરનાર તમને જ્યોતિષ લાગે છે ? શું હઝરત મુહમ્મદ (સલ્લ.) અને એમના સહાબીઓ (સાથીઓ) તમને એવા જ લાગે છે જેવા કવિઓ અને તેમના જેવા લોકો હોય છે ? જો આવું નથી, જેવું કે તમારું પોતાનું હૃદય તેની સાક્ષી આપતું હશે તો પછી એ પણ જાણી લો કે તમે જુલ્મ કરી રહ્યા છો અને અત્યાચારીઓના જેવો જ અંજામ ભોગવીને રહેશો.



# (૨૬) સૂરઃ અશ્-શુઅ્રા

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૧ • આયતો : ૨૨૭)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તા સીન મીમ !

૨. આ સ્પષ્ટ ગ્રંથની આયતો છે.

૩. હે નબી ! કદાચ તમે આ દુઃખમાં પોતાના પ્રાણ ગુમાવી બેસશો કે આ લોકો ઈમાન લાવતા નથી.

૪. અમે ચાહીએ તો આકાશમાંથી એવી નિશાની ઉતારી શકીએ છીએ કે આમની ગરદનો તેના સામે ઝૂકી જાય.

૫. આ લોકો પાસે રહમાન (અત્યંત કરૂણામય અલ્લાહ) તરફથી જે કોઈ નવી શિખામણ આવે છે તેનાથી તેઓ મોઢું ફેરવી લે છે.

૬. હવે જ્યારે કે આ ખોટું ઠેરવી ચૂક્યા છે, ટૂંકમાં જ આમને તે વસ્તુની સત્યતા (વિવિધ રીતે) જણાઈ જશે જેની આ લોકો મજાક ઉડાવી રહ્યા છે.

૭. અને શું તેમણે ક્યારેય ધરતી ઉપર નજર નથી નાખી કે અમે કેટલા પુષ્કળ પ્રમાણમાં દરેક પ્રકારની ઉત્તમ વનસ્પતિ તેમા પેદા કરી છે ?

૮. નિઃશંક આમાં એક નિશાની છે, પરંતુ આમાના મોટા ભાગના માનવાના નથી.

૯. અને હકીકત એ છે કે તારો રબ (પ્રભુ) પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૧)

૧૦. આ લોકોને તે વખતનો પ્રસંગ સંભળાવો જ્યારે તમારા રબે મૂસાને પોકાર્યો, "અત્યાચારી કોમના પાસે જા —

૧૧. ફિરઔનની કોમ પાસે — શુ તેઓ ડરતા નથી ?"

૧૨. તેણે કહ્યુ, "હે મારા રબ ! મને ડર છે કે તેઓ મને ખોટો ઠેરવી દેશે.

૧૩. મારી છાતી સંકોચાય છે (હિંમત પડતી નથી) અને મારી જીભ ઊપડતી નથી. આપ હારૂનના તરફ પયગંબરી મોકલો.

૧૪. અને મારા ઉપર તેમને ત્યાં એક ગુનાનો આરોપ પણ છે, તેથી હું ડરું છુ કે તેઓ મને મારી નાખશે."

૧૫. ફરમાવ્યુ, "કદાપિ નહીં, તમે બંને જાઓ અમારી નિશાનીઓ લઈને, અમે તમારા સાથે બધું જ સાંભળતા રહીશું.

૧૬. ફિરઔન પાસે જાઓ અને તેને કહો, અમને દુનિયાના માલિકે એટલા માટે મોકલ્યા છે

૧૭. કે તુ બની ઇસરાઈલ (ઇસરાઈલની સંતાન)ને અમારા સાથે જવા દે."

૧૮. ફિરઔને કહ્યું, "શું અમે તને અમારા પાસે બાળકની જેમ ઉછેર્યો ન હતો ? તે પોતાના આયુષ્યના ઘણાં વર્ષ અમારા પાસે વિતાવ્યા,

૧૯. અને તે પછી કરી બેઠો, જે કંઈ કર્યું. તું ભારે અપકારી માણસ છે."

૨૦. મૂસાએ ઉત્તર દીધો, "તે વખતે તે કૃત્ય મેં અજાણતાં કરી નાખ્યું હતું.

૨૧. પછી હું તમારા ડરથી ભાગી ગયો. તે પછી મારા રબે મને નિર્ણય-શક્તિ પ્રદાન કરી અને મને રસૂલો (ઈશદૂતો)માં સામેલ કરી લીધો.

૨૨. રહ્યો તારો ઉપકાર, જે તેં મારા સામે દર્શાવ્યો છે તો તેની હકીકત એ છે કે તેં બની ઈસરાઈલને ગુલામ બનાવી લીધા હતા.

૨૩. ફિરઔને કહ્યું, "અને આ 'રબ્બુલ્ આલમીન' (સમગ્ર સૃષ્ટિનો માલિક અને પાલનહાર) શું હોય છે?"

૨૪. મૂસાએ જવાબ આપ્યો, "આકાશો અને ધરતીનો રબ અને તે બધી વસ્તુઓનો રબ જે આકાશો અને ધરતીના વચ્ચે છે, જો તમે વિશ્વાસ લાવનારા હોવ."

૨૫. ફિરઔને પોતાની આસપાસના લોકોને કહ્યું, "સાંભળો છો?"

૨૬. મૂસાએ કહ્યું, "તમારો રબ પણ અને તમારા તે પૂર્વજોનો રબ પણ, જેઓ અગાઉ થઈ ચૂક્યા છે."

૨૭. ફિરઔને (હાજર રહેલાઓને) કહ્યું, "તમારા આ રસૂલ સાહેબ, જે તમારા તરફ મોકલવામાં આવ્યા છે, તદ્દન પાગલ જ જણાય છે."

૨૮. મૂસાએ કહ્યું, "પૂર્વ અને પશ્ચિમ અને જે કંઈ તેમના વચ્ચે છે, તે સૌનો રબ, જો તમે કંઈ અક્કલ ધરાવતા હોવ."

૨૯. ફિરઔને કહ્યું, "જો તેં મારા સિવાય કોઈ બીજાને ઉપાસ્ય માન્યો તો તને પણ તે લોકોમાં સામેલ કરી દઈશ જેઓ જેલોમાં પડીને સડી રહ્યા છે."

૩૦. મૂસાએ કહ્યું, "જો હું તારા સામે એક સ્પષ્ટ વસ્તુ લઈ આવું તો પણ?"

૩૧. ફિરઔને કહ્યું, "સારૂં તો લઈ આવ, જો તું સાચો છે."

૩૨. (તેના મોઢેથી આ વાત નીકળતાં જ) મૂસાએ પોતાની લાઠી ફેંકી અને જોતા-જોતામાં તે એક પ્રત્યક્ષ અજગર હતો.

૩૩. પછી તેણે પોતાનો હાથ (બગલમાંથી) કાઢ્યો અને તે સૌ જોવાવાળાઓની સામે ચળકી રહ્યો હતો. (રુકૂઅ-૨)

૩૪. ફિરઔને તેના આસપાસના સરદારોને કહ્યું, "આ માણસ ચોક્કસ એક પ્રવીણ જાદૂગર છે.

૩૫. ઈચ્છે છે કે પોતાના જાદૂની તાકાતથી તમને તમારા દેશમાંથી કાઢી મૂકે. હવે બતાવો, તમે શું આદેશ આપો છો?"

૩૬. તેમણે કહ્યું, "આને અને એના ભાઈને રોકી રાખો અને નગરોમાં સંદેશવાહકો મોકલી દો

૩૭. કે દરેક હોંશિયાર જાદૂગરને તમારા પાસે લઈ આવે."

૩૮. આમ, એક દિવસ નક્કી કરેલા સમયે જાદૂગરોને એકત્ર કરી દેવામાં આવ્યા

૩૯. અને લોકોને કહેવામાં આવ્યું, "તમે જન સભામાં આવશો?



૪૦. કદાચ અમે જાદૂગરોના દીન (ધર્મ) ઉપર જ કાયમ રહીએ જો તેઓ વિજયી રહે."

૪૧. જ્યારે જાદૂગરો મેદાનમાં આવ્યા તો તેમણે ફિરઔનને કહ્યું, "અમને ઈનામ તો મળશે ને, જો અમે વિજયી થઈએ?"

૪૨. તેણે કહ્યું, "હા, અને તમે તો તે વખતે નિકટવર્તી લોકોમાં સામેલ થઈ જશો."

૪૩. મૂસાએ કહ્યું, "ફેંકો, જે તમારે ફેંકવાનું છે."

૪૪. તેમણે તરત જ પોતાનાં દોરડાં અને લાઠીઓ ફેંકી દીધી અને બોલ્યા, "ફિરઔનના પ્રતાપથી અમે જ વિજયી રહીશું."

૪૫. પછી મૂસાએ પોતાની લાઠી ફેંકી તો એકાએક જ તે તેમના જૂઠા કરિશ્માઓ (ચમત્કારો)ને ગળતી જઈ રહી હતી.

૪૬. આ જોઈ બધા જ જાદૂગરો સહસા સિજદામાં ઝૂકી પડ્યા

૪૭. અને બોલી ઊઠ્યા, "માની ગયા અમે સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહારને —

૪૮. મૂસા અને હારૂનના રબને."

૪૯. ફિરઔને કહ્યું, "તમે મૂસાની વાત માની લીધી, એના પહેલાં કે હું તમને પરવાનગી આપતો. જરૂરથી આ તમારો ગુરૂ છે જેણે તમને જાદૂ શિખવાડ્યું છે. ભલે, હમણાં તમને ખબર પડી જશે, હું તમારા હાથ-પગ વિપરીત દિશાએથી કપાવડાવીશ અને તમને સૌને શૂળીએ ચઢાવી દઈશ."

૫૦. તેમણે જવાબ આપ્યો, "કોઈ પરવા નથી, અમે અમારા રબની હજૂરમાં પહોંચી જઈશું

૫૧. અને અમને આશા છે કે અમારો રબ અમારા ગુના માફ કરી દેશે, કેમ કે સૌ પ્રથમ અમે ઈમાન લાવ્યા છીએ." (રુકૂઅ-૩)

૫૨. અમે મૂસાને વહી મોકલી કે, "રાતોરાત મારા બંદાઓને લઈને નીકળી જાઓ, તમારો પીછો કરવામાં આવશે."

૫૩-૫૪. આ જોઈ ફિરઔને (લશ્કર ભેગું કરવા માટે) શહેરોમાં દાંડી પીટનારા મોકલી દીધા (અને કહેણ મોકલ્યું) કે "આ મુઠ્ઠીભર લોકો છે,

૫૫. અને એમણે અમને ખૂબ જ નારાજ કર્યા છે.

૫૬. અને આપણે એક એવો સમુદાય છીએ જેની નીતિ હંમેશાં સચેત રહેવાની છે.

૫૭-૫૮. અને આ રીતે અમે તેમને તેમના બાગો અને ઝરણાં અને ધનભંડારો અને તેમના શ્રેષ્ઠ રહેઠાણોમાંથી કાઢી લાવ્યા.

૫૯. આ તો થયું તેમના સાથે અને (બીજી તરફ) બની ઈસરાઈલને અમે આ બધી જ વસ્તુઓના વારસ બનાવી દીધા.

૬૦. સવાર થતાં જ આ લોકો તેમનો પીછો કરવા માટે નીકળી પડ્યા.

૬૧. જ્યારે બન્ને જૂથોનો આમનો-સામનો થયો તો મૂસાના સાથીઓ ચીસ પાડી ઊઠ્યા કે "આપણે તો પકડાઈ ગયા."

૬૨. મૂસાએ કહ્યું, "કદાપિ નહીં, મારા સાથે મારો રબ (પ્રભુ) છે. તે અવશ્ય મારૂં માર્ગદર્શન કરશે."

૬૩. અમે મૂસાને વહી દ્વારા આદેશ આપ્યો કે "માર પોતાની લાઠી સમુદ્ર ઉપર." એકાએક સમુદ્ર ફાટી ગયો અને તેનો દરેક ટુકડો એક મોટા પર્વતની જેમ થઈ ગયો.

૬૪. તે જ જગ્યાએ અમે બીજા જૂથને પણ નજીક લઈ આવ્યા.

૬૫. મૂસા અને તે બધા લોકોને જેઓ તેના સાથે હતા, અમે બચાવી લીધા

૬૬. અને બીજાઓને ગરકાવ કરી દીધા.

૬૭. આ પ્રસંગમાં એક નિશાની છે, પરંતુ આ લોકોમાંથી મોટા ભાગના માનવાના નથી.

૬૮. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રૂકૂઅ-૪)

૬૯. અને આ લોકોને ઈબ્રાહીમનો કિસ્સો સંભળાવો,

૭૦. જ્યારે કે તેણે પોતાના પિતા અને પોતાની કોમને પૂછ્યું હતું કે "આ કઈ વસ્તુઓ છે જેને તમે પૂજો છો ?"

૭૧. તેમણે જવાબ આપ્યો, "કેટલીક મૂર્તિઓ છે જેની અમે પૂજા કરીએ છીએ અને તેમની જ સેવા-ચાકરીમાં લાગેલા રહીએ છીએ."

૭૨. તેણે પૂછ્યું, "શું એ તમારૂં સાંભળે છે જ્યારે તમે એમને પોકારો છો ?

૭૩. અથવા આ તમને કોઈ ફાયદો કે નુકસાન પહોંચાડે છે ?"

૭૪. તેમણે જવાબ આપ્યો, "નહીં, બલ્કે અમે પોતાના બાપ-દાદાઓને આવું જ કરતાં જોયા છે."

૭૫-૭૬. આ સાંભળી ઈબ્રાહીમે કહ્યું, "ક્યારેય તમે (આંખો ખોલીને) તે વસ્તુઓને જોઈ પણ ખરી, જેની બંદગી તમે અને તમારા પુરોગામી બાપ-દાદા કરતા રહ્યા ?

૭૭-૭૮. મારા તો આ સૌ દુશ્મનો છે, એક સૃષ્ટિના માલિક અને પાલનહાર સિવાય, જેણે મને પેદા કર્યો, પછી તે જ મારૂં માર્ગદર્શન કરે છે.

૭૯. જે મને ખવડાવે અને પીવડાવે છે

૮૦. અને જ્યારે બીમાર પડું છું તો તે જ મને સાજો કરે છે.

૮૧. જે મને મૃત્યુ આપશે અને ફરી બીજીવાર મને જિંદગી આપશે

૮૨. અને જેનાથી હું આશા રાખું છું કે બદલો આપવાના દિવસે તે મારી ભૂલો માફ કરી દેશે."

૮૩. (આ પછી ઈબ્રાહીમે દુઆ કરી) "હે મારા રબ ! મને હુકમ (નિર્ણય-શક્તિ) પ્રદાન કર અને મને સદાચારીઓના સાથે મેળવી દે,



૮૪. અને હવે પછી આવનારાઓમાં મને સાચી કીર્તિ પ્રદાન કર,

૮૫. અને મને જન્નતે નઈમ (નેઅ્મતોવાળી જન્નત)ના વારસદારોમાં સામેલ કર

૮૬. અને મારા પિતાને ક્ષમા કરી દે કે નિઃસંદેહ તે પથભ્રષ્ટ લોકોમાંથી છે.

૮૭-૮૮. અને મને તે દિવસે રુસ્વા ન કરજે જ્યારે કે સૌને જીવંત કરીને ઉઠાવવામાં આવશે, જ્યારે ન કોઈ માલ ફાયદો આપશે, ન સંતાન,

૮૯. સિવાય કે કોઈ માણસ નિર્મળ હૃદય સાથે અલ્લાહ સામે ઉપસ્થિત થાય."

૯૦. (તે દિવસે) જન્નત સંયમી લોકોના સમીપ લઈ આવવામાં આવશે,

૯૧. અને દોજખ બહેકી ગયેલાઓના સામે ખુલ્લી મૂકી દેવામાં આવશે,

૯૨. અને તેમને પૂછવામાં આવશે, "હવે ક્યાં છે તેઓ જેમની તમે ખુદાને છોડીને ઉપાસના કરતા હતા ?

૯૩. શું તેઓ તમારી કોઈ મદદ કરી રહ્યા છે કે પછી સ્વયં પોતાનો બચાવ કરી શકે છે ?"

૯૪-૯૫. પછી તે ઉપાસ્યો અને આ બહેકી ગયેલા લોકો અને ઈબ્લીસ (શૈતાન)ની સેનાઓ બધાને તેમાં ઉપર-નીચે ધકેલી દેવામાં આવશે.

૯૬-૯૭. ત્યાં આ બધા એક-બીજા સાથે ઝઘડશે અને આ બહેકી ગયેલા લોકો (પોતાના ઉપાસ્યોને) કહેશે કે "ખુદાના સોગંદ ! અમે તો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં ગ્રસ્ત હતા

૯૮. જ્યારે તમને સૃષ્ટિના માલિકના સમકક્ષ દરજ્જો આપી રહ્યા હતા.

૯૯. અને તેઓ ગુનેગારો જ હતા જેમણે અમને આ પથભ્રષ્ટતામાં નાખ્યા.

૧૦૦-૧૦૧. હવે ન અમારો કોઈ ભલામણકર્તા છે અને ન કોઈ જિગરી દોસ્ત.

૧૦૨. કદાચ અમને એક વખત ફરી પાછા જવાની તક મળી જાય તો અમે ઈમાનવાળા થઈએ."

૧૦૩. નિઃશંક આમાં એક મોટી નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના લોકો ઈમાન લાવવાના નથી.

૧૦૪. અને સત્ય એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રૂકૂઅ-૫)

૧૦૫. નૂહની કોમે રસૂલોને ખોટા ઠેરવ્યા.

૧૦૬. યાદ કરો જ્યારે તેમના ભાઈ નૂહે તેમને કહ્યું હતું, "શું તમે ડરતા નથી ?

૧૦૭. હું તમારા માટે વિશ્વાસનીય રસૂલ છું

૧૦૮. આથી તમે અલ્લાહથી ડરો અને મારૂં આજ્ઞાપાલન કરો.

૧૦૯-૧૧૦ હું આ કાર્ય માટે તમારા પાસે કોઈ વળતર માગતો નથી. મારૂં વળતર તો રબના શિરે છે. તેથી તમે અલ્લાહથી ડરો અને મારૂં આજ્ઞાપાલન કરો."

૧૧૧. તેમણે જવાબ આપ્યો, "શું અમે તને માની લઈએ જો કે તારૂં અનુસરણ તો સાવ હલકટ લોકોએ અપનાવ્યું છે ?"

૧૧૨. નૂહે કહ્યું, "હું શું જાણું કે તેમના કર્મ કેવાં છે ?

૧૧૩. તેમનો હિસાબ તો મારા રબના શિરે છે. કદાચ, તમે થોડી સમજદારીથી વર્તો !

૧૧૪. મારૂં આ કામ નથી કે જેઓ ઈમાન લાવે તેમને હું ધુત્કારી કાઢું.
૧૧૫. હું તો માત્ર એક સ્પષ્ટ ચેતવી દેનારો માણસ છું."
૧૧૬. તેમણે કહ્યું, "હે નૂહ ! જો તું આનાથી અટકીશ નહીં તો ફિટકાર પામેલા લોકોમાં સામેલ થઈને રહીશ."
૧૧૭. નૂહે દુઆ કરી, "હે મારા રબ ! મારી કોમે મને ખોટો ઠેરવી દીધો.
૧૧૮. હવે મારા અને તેમના વચ્ચે નિર્ણાયક ફેંસલો કરી દે અને મને અને બીજા જે ઈમાનવાળાઓ મારા સાથે છે, તેમને છુટકારો આપ."
૧૧૯. છેવટે અમે તેને અને તેના સાથીઓને એક ભરેલી નૌકામાં બચાવી લીધા
૧૨૦. અને ત્યારબાદ બાકીના લોકોને ગરકાવ કરી દીધા.
૧૨૧. નિઃશંક આમાં એક નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના લોકો માનવાના નથી.
૧૨૨. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૬)
૧૨૩. આદે પયગંબરોને ખોટા ઠેરવ્યા.
૧૨૪. યાદ કરો જ્યારે તેમના ભાઈ હૂદે તેમને કહ્યું હતું, "શું તમે ડરતા નથી ?
૧૨૫. હું તમારા માટે એક વિશ્વસનીય પયગંબર છું,
૧૨૬. આથી તમે અલ્લાહથી ડરો અને મારૂં આજ્ઞાપાલન કરો.
૧૨૭. હું આ કામ માટે તમારા પાસે કોઈ વળતર માગતો નથી. મારૂં વળતર તો રબ (સૃષ્ટિના માલિક) પાસે છે.
૧૨૮. આ તમારો શું હાલ છે કે દરેક ઊંચી જગ્યાએ નિરર્થક એક યાદગાર ઈમારત બનાવી નાખો છો,
૧૨૯. અને મોટા-મોટા મહેલ બનાવી નાખો છો, જાણે તમને હંમેશા રહેવાનું છે.
૧૩૦. અને જ્યારે પણ કોઈના ઉપર હાથ નાખો છો, તો અત્યંત નિર્દયી બનીને નાખો છો.
૧૩૧. તો તમે લોકો અલ્લાહથી ડરો અને મારૂં આજ્ઞાપાલન કરો.
૧૩૨. ડરો તેનાથી જેણે તે બધું જ તમને આપ્યું છે જે તમે જાણો છો.
૧૩૩. તમને ઢોર આપ્યાં, સંતાન આપી,
૧૩૪. બાગ આપ્યા અને ઝરણાં આપ્યા.
૧૩૫. મને તમારા માટે એક મોટા દિવસની યાતનાનો ડર છે."
૧૩૬. તેમણે જવાબ આપ્યો, "તું શિખામણ આપ કે ન આપ, અમારા માટે બધું જ સરખું છે.
૧૩૭. આ વાતો તો આમ જ ચાલતી આવી છે.
૧૩૮. અને અમે અઝાબ (યાતના)માં નાખવામાં આવવાના નથી."
૧૩૯. છેવટે તેમણે તેને ખોટો ઠેરવ્યો અને અમે તેમને નષ્ટ કરી દીધાં. નિઃશંક આમાં એક નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના લોકો માનવાના નથી.



૧૪૦. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૭)
૧૪૧ સમૂદે પયગંબરોને ખોટા ઠેરવ્યા.
૧૪૨. યાદ કરો જ્યારે તેમના ભાઈ સાલેહે તેમને કહ્યું, "શું તમે ડરતા નથી ?
૧૪૩. હું તમારા માટે એક વિશ્વસનીય પયગંબર છું.
૧૪૪. આથી તમે અલ્લાહથી ડરો અને મારૂં આજ્ઞાપાલન કરો.
૧૪૫. હું આ કામ બદલ તમારા પાસેથી કોઈ વળતર માગતો નથી, મારૂં વળતર તો રબ (સૃષ્ટિના માલિક)ના શિરે છે.
૧૪૬. શું તમે આ બધી વસ્તુઓ વચ્ચે, જે અહીં છે, બસ આમ જ શાંતિપૂર્વક રહેવા દેવામાં આવશો ?
૧૪૭. આ બાગો અને ઝરણાંઓમાં ?
૧૪૮. આ ખેતરો અને ખજૂરીઓના વૃંદમાં કે જેના ઝૂમખાં રસ-તરબોળ છે ?
૧૪૯. તમે પર્વતોને કોતરી-કોતરીને ગર્વથી તેમાં ઈમારતો બનાવો છો.
૧૫૦. અલ્લાહથી ડરો અને મારૂં અનુસરણ કરો.
૧૫૧. તે નિરંકુશ લોકોનું અનુસરણ ન કરો,
૧૫૨. જેઓ ધરતી ઉપર બગાડ પેદા કરે છે અને કોઈ સુધારણા કરતા નથી."
૧૫૩. તેમણે જવાબ આપ્યો, "તું કેવળ એક જાદુની અસર પામેલો માણસ છે,
૧૫૪. તું અમારા જેવા એક મનુષ્ય સિવાય બીજું શું છે ? લાવ કોઈ નિશાની, જો તું સાચો છે."
૧૫૫. સાલેહે કહ્યું, "આ ઊંટણી છે. એક દિવસ તેના પીવા માટે છે અને એક દિવસ તમારા બધાએ પાણી લેવાનો.
૧૫૬. આને કદાપિ છેડશો નહીં, નહીં તો એક મોટા દિવસની યાતના તમને આવી ઝડપી લેશે."
૧૫૭. પરંતુ તેમણે તેના પગની ધોરી નસ કાપી નાખી અને છેવટે પસ્તાવો કરતા રહી ગયા,
૧૫૮. યાતનાએ તેમને આવી ઝડપ્યા. નિઃશંક આમાં નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના માનવાના નથી,
૧૫૯. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૮)
૧૬૦. લૂતની કોમે પયગંબરોને ખોટા ઠેરવ્યા.
૧૬૧. યાદ કરો જ્યારે તેમના ભાઈ લૂતે તેમને કહ્યું હતું, "શું તમે ડરતા નથી ?
૧૬૨. હું તમારા માટે એક વિશ્વસનીય રસૂલ છું.
૧૬૩. આથી તમે અલ્લાહથી ડરો અને મારૂં અનુસરણ કરો.
૧૬૪. હું આ કામ માટે તમારા પાસેથી કોઈ વળતર માગતો નથી, મારૂં વળતર તો રબ (સૃષ્ટિના માલિક)ના શિરે છે.

૧૬૫. શુ તમે દુનિયાવાળાઓમાથી પુરુષો પાસે જાઓ છો

૧૬૬. અને તમારી પત્નીઓમાં તમારા રબે તમારા માટે જે કંઈ પેદા કર્યું છે તેને છોડી દો છો ? બલ્કે તમે લોકો તો હદ જ વટાવી ગયા છો.''

૧૬૭. તેમણે કહ્યુ, ''હે લૂત ! જો તુ આવી વાતોથી અટકીશ નહીં તો જે લોકોને અમારી વસ્તીઓમાથી કાઢી મૂકવામાં આવ્યા છે, તેમા તુ પણ સામેલ થઈને રહીશ.''

૧૬૮. તેણે કહ્યુ, ''તમારા કૃત્યો ઉપર જે લોકો દુઃખ અનુભવે છે, હું તેમા સામેલ છું.

૧૬૯. હે પાલનહાર ! મને અને મારા કુટુંબીજનોને આ લોકોના કુકર્મોથી છુટકારો આપ.''

૧૭૦. છેવટે અમે તેને અને તેના સૌ કુટુંબીઓને બચાવી લીધા,

૧૭૧. તે વૃદ્ધા સિવાય જે પાછળ રહી જનારાઓ પૈકી હતી.

૧૭૨. પછી બાકીના લોકોને નષ્ટ કરી દીધા

૧૭૩. અને તેમના ઉપર વરસાવ્યો એક વરસાદ, ઘણો જ ખરાબ વરસાદ હતો, જે તે લોકો ઉપર વરસાવવામાં આવ્યો જેમને ડરાવવામાં આવ્યા હતા.

૧૭૪. નિઃશંક આમાં એક નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના માનવાના નથી.

૧૭૫. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૯)

૧૭૬. 'અસ્હાબુલ ઐકા' * એ રસૂલોને ખોટા ઠેરવ્યા.

૧૭૭. યાદ કરો જ્યારે શુઐબે તેમને કહ્યું હતું, ''શું તમે ડરતા નથી ?

૧૭૮. હું તમારા માટે એક વિશ્વસનીય રસૂલ છું.

૧૭૯. આથી તમે અલ્લાહથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો.

૧૮૦. હું આ કામ માટે તમારા પાસેથી કોઈ વળતર માગતો નથી, મારું વળતર તો અલ્લાહ રબ (સૃષ્ટિના માલિક)ના શિરે છે.

૧૮૧. (તોલ-માપના) સાધનો પૂરેપૂરા ભરો, અને કોઈને ઓછું ન આપો.

૧૮૨-૧૮૩. સાચા ત્રાજવાથી તોલો અને લોકોને તેમની વસ્તુઓ ઓછી ન આપો. ધરતી ઉપર બગાડ ફેલાવતા ન ફરો

૧૮૪. અને તે હસ્તીથી ડરો જેણે તમને અને અગાઉની પેઢીઓને પેદા કર્યા છે.''

૧૮૫. તેમણે કહ્યું, ''તું માત્ર જાદુથી અસર પામેલો એક માણસ છે,

૧૮૬. અને તું કંઈ નથી પરંતુ એક મનુષ્ય અમારા જ જેવો, અને અમે તો તને તદ્દન જૂઠો સમજીએ છીએ.

* પયગંબર હઝરત ઇબ્રાહીમ અલૈ.ના પત્ની કેહારી કતુરાથી જે સંતાન નીકળી તે આરબ અને ઇસરાઈલના ઇતિહાસમાં 'બની કતુરા' નાનામે મશહૂર થઈ. તેમાંથી એક શાખા બની મિદ્યાન વધુ પ્રસિદ્ધ થયાં. તેઓ ઉત્તરીય અરબસ્તાનમાં તીમા અને તબૂકતથા અલ-ઉલાના વચ્ચે આબાદ થયા અને તેમની રાજધાની તબૂક હતી જેને પ્રાચીન કાળમાં 'ઐકા' કહેવાતી હતી, તેના ઉપરથી ત્યાં વસનારા લોકો 'અસ્હાબુલ ઐકા' અર્થાત્ ઐકાવાળા કહેવાયા.



૧૮૭. જો તું સાચો હોય તો અમારા ઉપર આકાશનો કોઈ ટુકડો પાડી દે.''

૧૮૮. શુઐબે કહ્યું, ''મારો રબ જાણે છે, જે કંઈ તમે કરી રહ્યા છો.''

૧૮૯. તેમણે તેને ખોટો ઠેરવી દીધો. છેવટે છત્રીવાળા દિવસની યાતના તેમના ઉપર આવી, અને તે ખૂબ જ ભયાનક દિવસની યાતના હતી.

૧૯૦. નિઃશંક આમાં એક નિશાની છે, પરંતુ આમાંના મોટા ભાગના માનવાવાળા નથી.

૧૯૧. અને હકીકત એ છે કે તારો રબ પ્રભુત્વશાળી પણ છે અને દયાળુ પણ. (રુકૂઅ-૧૦)

૧૯૨. આ સૃષ્ટિના માલિક અને પાલનહારની અવતરિત કરેલી વસ્તુ છે.

૧૯૩-૧૯૪. આને લઈને તારા હૃદય ઉપર વિશ્વસનીય રૂહ (અર્થાત્ હઝરત જિબ્રઈલ અલૈ.) ઉતરી છે જેથી તું તે લોકોમાં સામેલ થઈ જાય જેઓ (અલ્લાહ તરફથી જગત-નિવાસીઓને) ચેતવનારા છે,

૧૯૫-૧૯૬. સ્પષ્ટ અરબી ભાષામાં, અને પુરોગામીઓના ગ્રંથોમાં પણ આ મોજૂદ છે.

૧૯૭. શું આ લોકો (મક્કાવાસીઓ) માટે આ એક નિશાની નથી કે આને બની ઇસરાઈલના વિદ્વાનો જાણે છે ?

૧૯૮. (પરંતુ તેમના હઠાગ્રહની હાલત તો એ છે કે) જો અમે આને કોઈ બિનઆરબ ઉપર પણ ઉતારતા

૧૯૯. અને આ (છટાદાર અરબી) લખાણ તે આ લોકોને વાંચી સંભળાવતો તો પણ આ લોકો માનતા જ નહીં.

૨૦૦. આવી જ રીતે અમે આ ('ઝિક્ર' અર્થાત્ અનુસ્મરણ)ને ગુનેગારોના હૃદયોમાંથી પસાર કર્યું છે.

૨૦૧. તેઓ આના ઉપર ઈમાન લાવતા નથી જ્યાં સુધી દુઃખદાયક યાતના ન જોઈ લે.

૨૦૨. પછી જ્યારે તે અચાનક તેમના ઉપર આવી જાય છે,

૨૦૩. તે વખતે તેઓ કહે છે, ''શું હવે અમને થોડી મહેતલ મળી શકે છે ?''

૨૦૪. તો શું આ લોકો અમારી યાતના માટે ઉતાવળા થઈ રહ્યા છે ?

૨૦૫. તમે સહેજ પણ વિચાર્યું, જો અમે આ લોકોને વર્ષો સુધી મોજ-મજાની મહેતલ આપી પણ દઈએ

૨૦૬. અને ફરી તે જ વસ્તુ આ લોકો ઉપર આવી જાય જેનાથી તેમને ડરાવવામાં આવી રહ્યા છે,

૨૦૭. તો તે જીવન-સામગ્રી, જે આ લોકોને મળેલી છે, તે આ લોકોના શું ઉપયોગમાં આવશે ?

૨૦૮. (જુઓ) અમે કદી પણ કોઈ વસ્તીને તે સિવાય નષ્ટ નથી કરી કે તેના માટે સાવધાન કરવાવાળા

૨૦૯. શિખામણ આપવાના કર્તવ્યને પૂરું કરવા માટે મોજૂદ હતા, અને અમે જાલિમ (અત્યાચારી અને અન્યાયી) ન હતા.

૨૧૦. આ (સ્પષ્ટ ગ્રંથ)ને શેતાનો લઈને ઉતર્યા નથી,

૨૧૧. ન આ કામ તેમને શોભે છે, અને ન તેઓ આવું કરી જ શકે છે.
૨૧૨. તેમને તો આને સાંભળવા સુદ્ધાંથી પણ દૂર રાખવામાં આવ્યા છે.
૨૧૩. તો હે નબી ! અલ્લાહ સાથે બીજા કોઈ ઉપાસ્યને ન પોકારો, નહીં તો તમે પણ સજા પામનારાઓમાં સામેલ થઈ જશો.
૨૧૪. પોતાના સૌથી નજીકના સગાઓને ડરાવો,
૨૧૫. અને ઈમાન લાવનારાઓ પૈકી જે લોકો તમારું અનુસરણ કરે તેમની સાથે વિનમ્રતાનો વ્યવહાર કરો,
૨૧૬. પરંતુ જો તેઓ તમારી અવજ્ઞા કરે તો તેમને કહી દો કે જે કંઈ તમે કરો છો તેની કોઈ જવાબદારી મારા ઉપર નથી.
૨૧૭. અને તે પ્રભુત્વશાળી અને દયાળુ ઉપર ભરોસો રાખો
૨૧૮. જે તમને તે વખતે જોઈ રહ્યો છે, જ્યારે તમે ઊઠો છો,
૨૧૯. અને સિજદા કરનારા લોકોમાં તમારી દોડધામ ઉપર નજર રાખે છે.
૨૨૦. તે બધું જ સાંભળનાર અને જાણનાર છે.
૨૨૧. લોકો ! શું હું તમને બતાવું કે શેતાનો કોના ઉપર ઉતરતા હોય છે ?
૨૨૨. તેઓ દરેક દગાબાજ, દુરાચારી ઉપર ઉતરતા હોય છે,
૨૨૩. કાન લગાવીને સાંભળેલી વાતો કાનોમાં ફૂંકે છે અને તેમાંથી મોટા ભાગના જૂઠા હોય છે.
૨૨૪. રહ્યા કવિઓ, તો તેમના પાછળ બહેકી ગયેલા લોકો જ ચાલતા હોય છે.
૨૨૫. શું તમે જોતાં નથી કે તેઓ દરેક ખીણમાં ભટકતા ફરે છે
૨૨૬. અને એવી વાતો કહે છે જે કરતા નથી.
૨૨૭. — સિવાય તેમના જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્ય કર્યા અને અલ્લાહને પુષ્કળ યાદ કર્યો અને જ્યારે તેમના ઉપર અત્યાચાર કરવામાં આવ્યો તો માત્ર બદલો જ લીધો — અને અત્યાચાર કરનારાઓને ટૂંક સમયમાં જ જણાઈ જશે કે તેઓ કેવા પરિણામના ભોગ બને છે. (રુકૂઅ-૧૧)



# (૨૭) અન્-નમ્લ

## પરિચય

**નામ :**

આ સૂરઃની આયત-૧૮માં 'વાદિન્-નમ્લ' (કીડી)નો ઉલ્લેખ આવ્યો છે. સૂરઃનું નામ આના ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષય અને વર્ણનશૈલી મક્કી તબક્કાના મધ્યકાળને મળતાં આવે છે અને આનું સમર્થન રિવાયતો (કથનો) ઉપરથી થાય છે. ઇબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત જાબિર બિન ઝૈદનું કથન છે કે ''પહેલાં સૂરઃ અશ્-શુઅરાનું અવતરણ થયું, પછી અન્-નમ્લ, તે પછી અલ-કસસ.''

**વિષય :**

આ સૂરઃ બે પ્રવચનો ઉપર આધારિત છે. પહેલું પ્રવચન સૂરઃની શરૂઆતથી આયત-૫૮ સુધી છે અને બીજું પ્રવચન આયત-૫૯ થી સૂરઃના અંત સુધી.

પહેલા પ્રવચનમાં બતાવવામાં આવ્યું છે કે કુર્આનના માર્ગદર્શનનો ફાયદો માત્ર તે જ લોકો ઉઠાવી શકે છે જે તે તથ્યોને સ્વીકારે જેને આ ગ્રંથ સૃષ્ટિના મૌલિક સત્યોની હેસિયતથી રજૂ કરે છે, અને આ સ્વીકાર્યા પછી પોતાના જીવન-વ્યવહારમાં પણ આજ્ઞાંકિત અને અનુયાયી બને. પરંતુ આ માર્ગ ઉપર આવવા અને ચાલવામાં જે વસ્તુ સૌથી મોટો અવરોધ છે તે આખિરત (પરલોક)નો ઇન્કાર છે. આ પૂર્વભૂમિકા પછી ત્રણ પ્રકારના ચારિત્ર્યીક નમૂના રજૂ કરવામાં આવ્યા છે :

એક નમૂનો ફિરઔન અને સમૂદની કોમના સરદારો તથા લૂતની કોમના વિદ્રોહીઓનો છે જેમનાં ચરિત્ર આખિરતના ખ્યાલથી બેપરવાહ અને પરિણામે મનેચ્છાઓના અનુસરણ ઉપર રચાયા હતા. આ લોકો કોઈ નિશાની જોઈને પણ ઈમાન લાવવા તૈયાર ન થયા. તેનાથી વિપરીત તેઓ તે લોકોના દુશ્મન બની ગયા, જેમણે તેમને આ ભલાઈ અને સુધારણા તરફ બોલાવ્યા.

બીજો નમૂનો પયગંબર હઝરત સુલૈમાન (અલૈ.)નો છે જેમને અલ્લાહે ધન, રાજ્ય અને સુખ-વૈભવ વડે એટલી હદે સંપન્ન કર્યા હતા, તેમ છતાં તેઓ પોતાને અલ્લાહ સમક્ષ જવાબદાર સમજતા હતા, તેમનું માથું હંમેશાં મહાન ઉપકારક અલ્લાહ આગળ ઝૂકેલું રહેતું હતું અને પોતાની મોટાઈનો અંશમાત્ર તેમના ચરિત્રમાં જોવા મળતો ન હતો.

ત્રીજો નમૂનો સબાની રાણીનો છે જે આરબ ઇતિહાસની અત્યંત ધનવાન કોમ ઉપર રાજ કરતી હતી. તેના પાસે તે તમામ વસ્તુઓ મોજૂદ હતી

જે કોઈ માણસને ઘમંડમાં નાખી દઈ શકે છે. પછી તે ઘણા ખુદાઓની પૂજા કરનાર જાતિમાંથી હતી. બાપ-દાદાના અનુસરણના કારણે પણ, અને પોતાની કોમમાં પોતાના નેતૃત્વ ટકાવી રાખવા માટે પણ, તેના માટે બહુદેવવાળા ધર્મનો ત્યાગ કરીને એક અલ્લાહનો ધર્મ અંગીકાર કરવો ખૂબ મુશ્કેલ હતું. પરંતુ જ્યારે તેના સામે સત્ય સ્પષ્ટ થઈ ગયું તો કોઈ વસ્તુ તેને સત્ય સ્વીકારવાથી રોકી શકી નહીં, કેમ કે તેની પથભ્રષ્ટતાનું કારણ માત્ર મુશ્રિક વાતાવરણમાં પેદા થવું હતું. મનેચ્છાઓના અનુસરણ અને ગુલામીનો રોગ તેને લાગેલો ન હતો. અલ્લાહ સમક્ષ ઉત્તરદાયિત્વની ભાવનાથી તેનું અંતર ખાલી ન હતું.

બીજા પ્રવચનમાં સૌ પ્રથમ સૃષ્ટિની કેટલીક ખૂબ જ સ્પષ્ટ હકીકતો તરફ નિર્દેશ કરીને મક્કાના કાફિરો(ઈન્કાર કરનારાઓ) સમક્ષ એક પછી એક પ્રશ્નો મૂકવામાં આવ્યા છે કે, બતાવો આ હકીકતો તે શિર્કની સાક્ષી આપી રહી છે કે પછી તે તૌહીદની જેનું આમંત્રણ કુર્આનમાં તમને આપવામાં આવી રહ્યું છે? ત્યારપછી કાફિરોનો મૂળ રોગ બતાવવામાં આવ્યો છે કે જે વસ્તુએ તેમને આંધળાં બનાવી દીધા છે, તે વાસ્તવમાં આખિરત (પરલોક)નો ઈન્કાર છે.

પરંતુ આ ચર્ચાનો હેતુ ઊંઘતા લોકોને જગાડવાનો છે. તે માટે આયત-૬૭ થી સૂરઃના અંત સુધી એક પછી એક તે વાતો કહેવામાં આવી છે જે લોકોના અંદર આખિરતની ચેતના પેદા કરે.

સૂરઃના સમાપનમાં કુર્આનનો મૂળ સંદેશ અર્થાત્ એક અલ્લાહની ઈબાદત (ઉપાસના) અત્યંત સંક્ષિપ્તમાં પરંતુ ખૂબ જ પ્રભાવશાળી શૈલીમાં પ્રસ્તુત કરીને લોકોને ચેતવવામાં આવ્યાં છે કે આનો સ્વીકાર તમારા પોતાના માટે લાભપ્રદ અને તેનો ઈન્કાર તમારા પોતાના માટે હાનિકારક છે.



# (૨૭) સૂરઃ અન્-નમ્લ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૭ • આયતો : ૯૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તા-સીન ! આ આયતો છે કુર્આન અને સ્પષ્ટ ગ્રંથની.

૨. માર્ગદર્શન અને ખુશખબર તે ઈમાન લાવનારાઓ માટે

૩. જેઓ નમાઝ કાયમ કરે છે અને ઝકાત (ધર્માદાન) આપે છે, અને પછી તેઓ એવા લોકો છે જેઓ આખિરત (પરલોક) ઉપર પૂરેપૂરો વિશ્વાસ ધરાવે છે.

૪. હકીકત એ છે કે જે લોકો આખિરત (પરલોક)માં માનતા નથી, તેમના માટે અમે તેમના કૃત્યોને શોભાસ્પદ બનાવી દીધા છે, આથી તેઓ ભટકતા ફરે છે.

૫. આ તે લોકો છે જેમના માટે ખરાબ સજા છે અને આખિરતમાં પણ આ જ લોકો સૌથી વધુ નુકસાનમાં રહેવાના છે.

૬. અને (હે નબી !) નિઃશંક તમે આ કુર્આન એક તત્ત્વદર્શી અને સર્વજ્ઞ હસ્તી તરફથી મેળવી રહ્યા છો.

૭. (આ લોકોને તે વખતનો પ્રસંગ સંભળાવો) જ્યારે કે મૂસાએ પોતાના કુટુંબીજનોને કહ્યું, ''મને કંઈક આગ જેવું દેખાયું છે. હું હમણાં ત્યાંથી કોઈ સમાચાર લઈને આવું છું અથવા કોઈ અંગારો લઈને આવું છું, જેથી તમે લોકો તાપણી કરી શકો.''

૮. જેવો તે ત્યાં પહોંચ્યો કે અવાજ આવ્યો, ''મુબારક* છે તે જે આ આગમાં છે અને જે આના માહોલમાં છે. પવિત્ર છે અલ્લાહ, સૌ દુનિયાવાળાઓનો પાલનહાર !

૯. હે મૂસા ! આ હું છું અલ્લાહ, પ્રભુત્વશાળી અને સૂઝ-બૂઝવાળો,

૧૦. અને ફેંક તો જરા પોતાની લાઠી.'' જેવું મૂસાએ જોયુ, લાઠી સાપની જેમ સળવળી રહી છે તો પીઠ ફેરવીને ભાગ્યો અને પાછા ફરીને જોયું પણ નહીં. ''હે મૂસા ! ડરો નહીં, મારા પાસે રસૂલો (ઈશદૂતો) ડરતા નથી,

૧૧. સિવાય કે કોઈએ કસૂર કર્યો હોય. પછી જો બૂરાઈ પછી ભલાઈ દ્વારા (પોતાના કાર્યને) બદલી નાખ્યું તો હું માફ કરનાર દયાળુ છું.

૧૨. અને જરા પોતાનો હાથ પોતાની બગલમાં નાખો, ચળકતો નીકળશે કોઈ પણ કષ્ટ વિના. આ (બે નિશાનીઓ) નવ નિશાનીઓમાંથી છે, ફિરઔન અને તેની કોમ તરફ (લઈ જવા માટે). તેઓ ભારે

* ખૂબ જ ઉપકારી અને અત્યંત ભલાઈવાળો, મહેરબાન, અતિ બુઝુર્ગ અને મહાન, અત્યંત પવિત્ર અને વિશુદ્ધ, અતિ ઉચ્ચ અને શ્રેષ્ઠ, પૂર્ણ સામર્થ્યની દૃષ્ટિએ શ્રેષ્ઠ

દુરાચારી લોકો છે."

૧૩. પરંતુ જ્યારે અમારી ખુલ્લી નિશાનીઓ તેમની સામે આવી તો તેમણે કહ્યું કે આ તો સ્પષ્ટ જાદુ છે.

૧૪. તેમણે સર્વથા અત્યાચાર અને ઘમંડના વર્તનથી આ નિશાનીઓનો ઇન્કાર કર્યો, જો કે તેમના હૃદય માની ગયા હતા. હવે જોઈ લો કે તે બગાડ પેદા કરનારાઓનુ પરિણામ કેવું આવ્યું. (રુકૂઅ-૧)

૧૫. (બીજી બાજુએ) અમે દાઊદ અને સુલેમાનને જ્ઞાન પ્રદાન કર્યું, અને તેમણે કહ્યું, "આભાર છે તે ખુદાનો જેણે અમને પોતાના ઘણાં ઈમાનવાળા બંદાઓ ઉપર શ્રેષ્ઠતા આપી."

૧૬. અને દાઊદનો વારસદાર સુલેમાન થયો અને તેણે કહ્યું, "લોકો ! અમને પક્ષીઓની બોલીઓ શીખવાડવામાં આવી છે અને અમને દરેક પ્રકારની વસ્તુઓ આપવામાં આવી છે. નિઃસંદેહ આ (અલ્લાહની) ખુલ્લી મહેરબાની છે."

૧૭. સુલેમાન માટે જિન્નાતો, મનુષ્યો અને પક્ષીઓનું લશ્કર જમા કરવામાં આવ્યું હતું અને તેમને સંપૂર્ણ અનુશાસનમાં રાખવામાં આવતા હતા.

૧૮. (એક વખતે તે તેમના સાથે કૂચ કરી રહ્યો હતો) ત્યાં સુધી કે આ બધા કીડીઓની ખીણમાં પહોંચ્યા તો એક કીડીએ કહ્યું, "હે કીડીઓ ! પોતાના દરોમાં પેસી જાઓ, ક્યાંક એવું ન થાય કે સુલેમાન અને તેના લશ્કરો તમને કચડી નાંખે અને તેમને ખબર પણ ન હોય."

૧૯. સુલેમાન તેની વાત સાંભળી સ્મિત કરતાં હસી પડ્યો અને બોલ્યો, "હે મારા રબ ! મને કાબૂમાં રાખ કે હું તારા આ ઉપકાર બદલ આભાર વ્યક્ત કરતો રહું જે તેં મારા ઉપર અને મારા માતા-પિતા ઉપર કર્યો છે અને એવા સદ્કાર્યો કરૂં જે તને પસંદ પડે અને પોતાની કૃપા વડે મને પોતાના સદાચારી બંદાઓમાં સામેલ કર."

૨૦. (એક બીજા પ્રસંગે) સુલેમાને પક્ષીઓનું નિરીક્ષણ કર્યું અને કહ્યું, "શું વાત છે કે હું ફલાણા હુદહુદને જોતો નથી ? શું તે ક્યાંક અદૃશ્ય થઈ ગયો છે ?

૨૧. હું તેને ભારે સજા કરીશ અથવા તેને ઝબેહ કરી નાખીશ, નહીં તો તેણે મારા સમક્ષ યોગ્ય કારણ રજૂ કરવું પડશે."

૨૨. થોડો સમય પણ પસાર થયો ન હતો કે ત્યાં તેણે આવીને કહ્યું, "મેં



તે જાણકારીઓ મેળવી લીધી છે જેની આપને ખબર નથી. હું સબા વિષે ચોક્કસ ખબર લઈને આવ્યો છું.

૨૩. મેં ત્યાં એક સ્ત્રી જોઈ જે તે કોમ ઉપર શાસન કરે છે. તેને દરેક સાધન-સામગ્રી પ્રદાન કરવામાં આવી છે અને તેનું સિંહાસન ભવ્ય છે.

૨૪-૨૫. મેં જોયું કે તે અને તેની કોમ અલ્લાહને છોડીને સૂર્યના આગળ સિજદો કરે છે" — શૈતાને તેમના કાર્ય તેમના માટે શોભાસ્પદ બનાવી દીધા અને તેમને મુખ્ય માર્ગથી રોકી દીધા, આ કારણે તેઓ સીધો માર્ગ પામતા નથી કે જેથી તે ખુદાને સિજદો કરે જે આકાશો અને ધરતીની છુપાયેલી વસ્તુઓ કાઢે છે અને તે બધું જ જાણે છે જેને તમે લોકો છૂપાવો અને જાહેર કરો છો.

૨૬. અલ્લાહ, કે જેના સિવાય કોઈ ઉપાસનાને પાત્ર નથી, જે મહાન અર્શ (રાજ-સિંહાસન)નો માલિક છે.

૨૭. સુલેમાને કહ્યું, "હમણાં અમે જોઈ લઈએ છીએ કે સાચું કહ્યું છે કે તું જૂઠ બોલનારાઓમાંથી છે.

૨૮. મારો આ પત્ર લઈ જા અને તેને એ લોકો તરફ નાંખી દે, પછી અલગ રહીને જો કે તેઓ શું પ્રતિક્રિયા જાહેર કરે છે."

૨૯. રાણી બોલી, "હે દરબારીઓ ! મારા તરફ એક ખૂબ જ મહત્વપૂર્ણ પત્ર નાખવામાં આવ્યો છે.

૩૦. તે સુલેમાન તરફથી છે અને અત્યંત કૃપાળુ અને દયાળુ અલ્લાહના નામથી શરૂ કરવામાં આવ્યો છે.

૩૧. વિષય આ છે કે "મારા સામે વિદ્રોહ ન કરો અને મુસ્લિમ થઈને મારા સમક્ષ હાજર થઈ જાઓ." (રુકૂઅ-૨)

૩૨. (પત્ર સંભળાવીને) રાણીએ કહ્યું, "હે કોમના સરદારો ! મારા આ મામલામાં મને સલાહ આપો, હું કોઈ પણ મામલાનો નિર્ણય તમારા વિના કરતી નથી."

૩૩. તેમણે જવાબ આપ્યો, "અમે શક્તિશાળી અને લડવાવાળા લોકો છીએ. આગળ નિર્ણય લેવો આપના હાથમાં છે. આપ પોતે જ જોઈ લો કે આપને શું આદેશ આપવો છે."

૩૪. રાણીએ કહ્યું, "બાદશાહ જ્યારે કોઈ દેશમાં ઘસી આવે છે તો તેને પાયમાલ કરી મૂકે છે અને તેના આબરૂદાર લોકોને અપમાનિત કરી મૂકે છે. આવું જ કંઈક તેઓ કરતા હોય છે.

૩૫. હું તે લોકો તરફ એક ભેટ મોકલું છું, પછી જોઉં છું કે મારા એલચી શું જવાબ લઈને પાછા ફરે છે."

૩૬. જ્યારે તે (રાણીનો એલચી) સુલેમાનને ત્યાં પહોંચ્યો તો તેણે કહ્યું, ''શું તમે ધન વડે મારી મદદ કરવા માગો છો ? જે કંઈ અલ્લાહે મને આપેલું છે તે તેનાથી ઘણું વધારે છે જે તમને આપ્યું છે. તમારી ભેટ તમને મુબારક.

૩૭. (હે એલચી !) પાછો જા પોતાના મોકલનારાઓ પાસે. અમે તેમના ઉપર એવા લશ્કર લઈને આવીશું જેનો મુકાબલો તેઓ નહીં કરી શકે અને અમે તેમને એવા બેઆબરૂ કરીને ત્યાંથી કાઢીશું કે તેઓ ત્યાં અપમાનિત થઈને રહી જશે.''

૩૮. સુલેમાને કહ્યું, ''હે દરબારીઓ ! તમારામાંથી કોણ તેનું સિંહાસન મારા પાસે લઈ આવે છે, તે પહેલાં કે તે લોકો આજ્ઞાંકિત બનીને મારા સમક્ષ ઉપસ્થિત થાય ?

૩૯. જિન્નાતોમાંથી એક મહાકાય જિન્નાતે કહ્યું, ''હું તેને હાજર કરી દઈશ, તે પહેલાં કે આપ આપની જગ્યાએથી ઊઠો. હું આની તાકાત ધરાવું છું અને વિશ્વસનીય છું.''

૪૦. જે વ્યક્તિ પાસે ગ્રંથનું એક જ્ઞાન હતું તે બોલ્યો, ''હું આપની આંખ પલકારો મારે તે પહેલાં તેને લાવી આપું છું.'' જેવું સુલેમાને તે સિંહાસન પોતાના પાસે મૂકેલું જોયું તે પોકારી ઊઠ્યો, ''આ મારા રબની કૃપા છે જેથી તે મારી પરીક્ષા કરે કે હું કૃતજ્ઞ થાઉં છું કે કૃપાનો ઇન્કાર કરનારો બની જાઉં છું, અને જે કોઈ આભારી થાય છે તેનું આભારી થવું તેના પોતાના જ માટે ફાયદાકારક છે, નહીં તો કોઈ અપકાર કરે તો મારો રબ બેનિયાઝ (નિરપેક્ષ અને નિઃસ્પૃહ) છે અને પોતાની જાતમાં જ પોતે મહાન છે.''

૪૧. સુલેમાને કહ્યું,' ''તેને ખબર પડે નહીં તેવી રીતે તેનું સિંહાસન તેના સામે મૂકી દો, જોઈએ કે તે સાચી વાત સુધી પહોંચે છે કે તે લોકોમાંથી છે જેઓ સીધો માર્ગ પામતા નથી ?''

૪૨. રાણી જ્યારે હાજર થઈ તો તેને કહેવામાં આવ્યું કે ''શું તારૂં સિંહાસન આવું જ છે ?'' તે કહેવા લાગી, ''આ તો જાણે તે જ છે. અમે તો પહેલાંથી જ જાણી ગયા હતા અને અમે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દીધું હતું (અથવા અમે મુસ્લિમ થઈ ગયા હતા).

૪૩. તેને (ઈમાન લાવવાથી) જે વસ્તુએ રોકી રાખી હતી તે એ ઉપાસ્યોની પૂજા હતી જેમને તે અલ્લાહને છોડીને પૂજતી હતી, કેમ કે તે એક કાફિર (વિધર્મી) કોમમાંથી હતી.

૪૪. તેને કહેવામાં આવ્યું કે મહેલમાં પ્રવેશ કરે. તેણે જોયું તો તેને લાગ્યું કે પાણીનો હોજ છે અને ઉતરવા માટે તેણે પાંયચા ઊંચા કરી લીધા. સુલેમાને કહ્યું, ''આ કાચની લીસી ફરસ છે.'' આ જોઈ તે બોલી ઊઠી,



''હે મારા રબ ! (આજ સુધી) હું પોતાના ઉપર ભારે અત્યાચાર કરતી રહી, અને હવે મેં સુલેમાનની સાથે અલ્લાહ સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહારનું આજ્ઞાપાલન સ્વીકારી લીધું.'' (રુકૂઅ-૩)

૪૫. અને સમૂદની તરફ અમે તેના ભાઈ સાલેહને (આ સંદેશ આપીને) મોકલ્યો કે અલ્લાહની બંદગી કરો, તો એકાએક તેઓ બે ઝઘડતા વિરોધી પક્ષો બની ગયા.

૪૬. સાલેહે કહ્યું, ''હે મારી કોમના લોકો ! ભલાઈ પહેલાં બૂરાઈ માટે કેમ ઉતાવળ કરો છો ? અલ્લાહ પાસે ક્ષમા કેમ માગતા નથી ? કદાચ તમારા ઉપર દયા કરવામાં આવે.''

૪૭. તેમણે કહ્યું, ''અમે તો તમને અને તમારા સાથીઓને અપશુકનના પ્રતીક જોયા છે.'' સાલેહે જવાબ આપ્યો, ''તમારા શુકન અપશુકનનું મૂળ તો અલ્લાહ પાસે છે. સાચી વાત એ છે કે તમારી પરીક્ષા થઈ રહી છે.''

૪૮. તે શહેરમાં ટોળીઓના નવ નાયક હતા જે ધરતી ઉપર બગાડ ફેલાવતા હતા અને કોઈ સુધારણાનું કામ કરતા ન હતા.

૪૯. તેમણે એક-બીજાને કહ્યું, ''અલ્લાહના સોગંદ ખાઈને પ્રતિજ્ઞા કરી લો કે આપણે સાલેહ અને તેના કુટુંબ ઉપર રાત્રે છાપો મારીશું અને પછી આપણે તેના વારસને કહી દઈશું કે અમે તેના કુટુંબના વિનાશ વખતે હાજર ન હતા, અમે તદ્દન સાચું બોલીએ છીએ.''

૫૦. આ ચાલ તો તેઓ ચાલ્યા અને પછી એક ચાલ અમે ચાલ્યા જેની તેમને ખબર ન હતી.

૫૧. હવે જોઈ લો કે તેમની ચાલનું શું પરિણામ આવ્યું. અમે નષ્ટ કરીને મૂકી દીધા તેમને અને તેમની સંપૂર્ણ કોમને.

૫૨. તેમના તે ઘરો વેરાન પડ્યા છે તે અત્યાચારના બદલા રૂપે જે તેઓ કરતા હતા, આમાં બોધપાઠની એક નિશાની છે તે લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે.

૫૩. અને બચાવી લીધા અમે તે લોકોને જેઓ ઈમાન લાવ્યા હતા અને અવજ્ઞાથી બચતા હતા.

૫૪. અને લૂતને અમે મોકલ્યો. યાદ કરો તે સમય જ્યારે કે તેણે પોતાની કોમને કહ્યું, ''શું તમે દેખતી આંખોએ અશ્લિલ કૃત્ય કરો છો ?

૫૫. શું તમારૂં આ જ ચલણ છે કે તમારી સ્ત્રીઓને છોડીને પુરૂષો પાસે કામવાસના સંતોષવા જાઓ છો ? હકીકત આ છે કે તમે લોકો ભારે અજ્ઞાનતાનું કૃત્ય કરો છો.''

૫૬. પરંતુ તેની કોમનો જવાબ એ સિવાય બીજો કંઈ ન હતો કે તેમણે કહ્યુ, ''કાઢી મૂકો લૂતના કુટુંબીજનોને પોતાની વસ્તીમાંથી, તેઓ મોટા ચોખલિયા બને છે.''

૫૭. છેવટે અમે બચાવી લીધા તેને અને તેના કુટુંબીજનોને, તેની પત્ની સિવાય, જેનું પાછળ રહી જવાનું અમે નક્કી કરી દીધું હતું

૫૮. અને વરસાવ્યો તેમના ઉપર એક વરસાદ, ઘણો જ ખરાબ વરસાદ હતો તે તેમના માટે, જેમને ચેતવી દેવામાં આવ્યા હતા. (રૂકૂઅ-૪)

૫૯. (હે નબી !) કહો, પ્રશંસા છે અલ્લાહ માટે અને સલામતી તે બંદાઓ ઉપર જેમને તેણે ચૂંટી લીધા. (આમને પૂછો) અલ્લાહ વધુ સારો છે કે તે ઉપાસ્યો જેમને આ લોકો તેના ભાગીદાર બનાવી રહ્યા છે ?

૬૦. **તો પછી કોણ છે જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા અને તમારા** માટે આકાશમાંથી પાણી વરસાવ્યું, પછી તેના દ્વારા તે સુંદર બાગ ઉગાડ્યા જેમના વૃક્ષોનું ઉગાડવું તમારા સામર્થ્યની વાત ન હતી ? શું અલ્લાહ સાથે બીજો કોઈ ખુદા પણ (આ કામોમાં ભાગીદાર) છે ? (નહીં) બલ્કે આ જ લોકો સીધા માર્ગથી હટીને ચાલી જઈ રહ્યા છે.

૬૧. અને કોણ છે જેણે ધરતીને રોકાવાની જગ્યા બનાવી અને તેમાં નદીઓ વહેવડાવી અને તેમાં (પર્વતોના) ખૂટા ખોસી દીધા અને પાણીના બે ભંડારો વચ્ચે આડ ઊભી કરી દીધી ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કામોમાં ભાગીદાર) છે ? નહીં, બલ્કે આમાંથી મોટા ભાગના નાદાન છે.

૬૨. કોણ છે જે વ્યાકુળ લોકોની દુઆ સાંભળે છે જ્યારે તેઓ તેને પોકારે, અને કોણ તેની તકલીફ દૂર કરે છે ? અને (કોણ છે જે) તમને ધરતી ઉપર ખલીફા (નાયબ, પ્રતિનિધિ) બનાવે છે ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કાર્ય કરનારો) છે ? તમે લોકો ભાગ્યે જ વિચારો છો.

૬૩. અને તે કોણ છે જે જમીન અને સમુદ્રના અંધકારમાં તમને માર્ગ દેખાડે છે અને કોણ પોતાની કૃપાના આગળ હવાઓને શુભ-સૂચના લઈને મોકલે છે ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કામ કરે) છે ? ખૂબ જ ઉચ્ચ અને શ્રેષ્ઠ છે અલ્લાહ તે શિર્કથી જે આ લોકો કરે છે.

૬૪. અને તે કોણ છે જે સર્જનની શરૂઆત કરે છે અને પછી તેનું પુનરાવર્તન કરે છે ? અને કોણ તમને આકાશ અને ધરતીમાંથી રોજી આપે છે ? શું અલ્લાહ સાથે કોઈ બીજો ખુદા પણ (આ કામોમાં ભાગીદાર) છે ? કહો કે લાવો પોતાની દલીલ જો તમે સાચા છો.



૬૫. આમને કહો, અલ્લાહ સિવાય આકાશો અને ધરતીમાં કોઈ અદૃશ્યનું જ્ઞાન ધરાવતું નથી. અને તે (તમારા ઉપાસ્યો તો એ પણ) નથી જાણતા કે ક્યારે તેઓ ઉઠાવવામાં આવશે ?

૬૬. બલ્કે આખિરત (પરલોક)નું તો જ્ઞાન જ આ લોકોમાંથી ગૂમ થઈ ગયું છે, બલ્કે આ લોકો તેના વિષે શંકામાં છે, બલ્કે આ લોકો તેનાથી આંધળા છે. (રૂકૂઅ-૫)

૬૭. આ ઈન્કાર કરનારાઓ કહે છે, ''શું જ્યારે અમે અને અમારા બાપ-દાદા માટી થઈ ગયા હોઈશું તો અમને વાસ્તવમાં કબરોમાંથી કાઢવામાં આવશે ?

૬૮. આ ખબરો અમને પણ ઘણી આપવામાં આવી છે અને અમારા પહેલાં અમારા બાપ-દાદાને પણ આપવામાં આવતી રહી છે, પરંતુ આ માત્ર વાર્તાઓ-ને-વાર્તાઓ જ છે જે જૂના વખતોથી સાંભળતા આવીએ છીએ.''

૬૯. કહો, જરા ધરતી ઉપર હરી-ફરીને જુઓ કે અપરાધીઓનો શું અંજામ આવી ચૂક્યો છે.

૭૦. હે નબી ! આમની દશા ઉપર દિલગીર ન થાવ અને આમની ચાલબાજીઓથી દિલ તંગ ન કરો —

૭૧. તેઓ કહે છે કે ''ક્યારે પૂરી થશે આ ધમકી, જો તમે સાચા છો ?''

૭૨. કહો, શું નવાઈ કે જે યાતના માટે તમે ઉતાવળ કરી રહ્યા છો તેનો એક ભાગ તમારા નિકટ આવી પહોંચ્યો હોય.

૭૩. હકીકત એ છે કે તારો રબ (પ્રભુ) તો લોકો ઉપર ખૂબ મહેરબાની કરવાવાળો છે, પરંતુ મોટા ભાગના લોકો આભાર દર્શાવતા નથી.

૭૪. નિઃશંક તારો રબ ખૂબ સારી રીતે જાણે છે જે કંઈ તેમની છાતીઓએ પોતાના અંદર છૂપાવી રાખ્યું છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે.

૭૫. આકાશ અને ધરતીની કોઈ છૂપી વસ્તુ એવી નથી જે એક સ્પષ્ટ પુસ્તકમાં લખેલી ન હોય.

૭૬-૭૭. એ સાચું છે કે આ કુર્આન બની ઇસરાઈલને બહુધા તે વાતોની વાસ્તવિકતા બતાવે છે જેમાં તેઓ મતભેદ ધરાવે છે અને આ માર્ગદર્શન અને કૃપા છે ઈમાન લાવનારાઓ માટે.

૭૮. નિઃશંક (આવી જ રીતે) તારો રબ આ લોકો વચ્ચે પણ પોતાના આદેશથી ફેંસલો કરી દેશે, અને તે પ્રભુત્વશાળી અને સર્વજ્ઞ છે.

૭૯. પછી હે નબી ! અલ્લાહ ઉપર ભરોસો રાખો, નિશ્ચિતપણે તમે તદ્દન સત્ય ઉપર છો.

૮૦. તમે મડદાંઓને સંભળાવી શકતા નથી, ન તે બહેરાઓ સુધી પોતાની પોકાર પહોંચાડી શકો છો જે પીઠ ફેરવીને ભાગી જઈ રહ્યા હોય,

૮૧. અને ન આંધળાઓને રસ્તો બતાવીને ભટકવાથી બચાવી શકો છો. તમે તો પોતાની વાત તે જ લોકોને સંભળાવી શકો છો જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવે છે અને પછી આજ્ઞાંકિત બની જાય છે.

૮૨. અને જ્યારે અમારી વાત પૂરી થવાનો સમય તેમના ઉપર આવી પહોંચશે તો અમે તેમના માટે એક પ્રાણી ધરતીમાંથી કાઢીશું જે તેમના સાથે વાતચીત કરશે કે લોકો અમારી આયતો ઉપર વિશ્વાસ કરતા ન હતા. (રુકૂઅ-૬)

૮૩. અને જરા કલ્પના કરો તે દિવસની જ્યારે અમે દરેક સમુદાય (ઉમ્મત)માંથી તે લોકોને ટોળાબદ્ધ ઘેરીને લાવીશું જેઓ અમારી આયતોને ખોટી ઠેરવતા હતા, પછી તેમને (તેમના પ્રકાર મુજબ શ્રેણીઓમાં) ગોઠવવામાં આવશે,

૮૪. જ્યારે સૌ આવી જશે તો (તેમનો રબ તેમને) પૂછશે કે ''તમે મારી આયતોને ખોટી ઠેરવી દીધી, જો કે તમને તેનું પૂરેપૂરું જ્ઞાન ન હતું ?'' જો આ નહીં તો બીજું શું તમે કરી રહ્યા હતા ?''

૮૫. અને તેમના અત્યાચારના ફળસ્વરૂપે યાતનાનો વાયદો તેમના સાથે પૂરો થઈ જશે, ત્યારે તેઓ કંઈ પણ નહીં બોલી શકે.''

૮૬. શું તેમને સૂઝતું ન હતું કે અમે રાત તેમના માટે શાંતિ મેળવવા બનાવી હતી અને દિવસને પ્રકાશિત કર્યો હતો ? આમાં ઘણી નિશાનીઓ હતી તે લોકો માટે જેઓ ઈમાન લાવતા હતા.

૮૭. અને શું વીતશે તે દિવસે જ્યારે રણશિંગુ (સૂર) ફૂંકવામાં આવશે અને ડેબતાઈ જશે તે બધા જેઓ આકાશો અને ધરતીમાં છે – સિવાય તે લોકોના જેમને અલ્લાહ તે દહેશતથી બચાવવા ચાહશે – અને બધા કાન દબાવીને તેના સમક્ષ હાજર થઈ જશે.

૮૮. આજે તુ પર્વતોને જુએ છે અને સમજે છે કે મજબૂત જામેલા છે, પરંતુ તે વખતે તે વાદળોની જેમ ઊડી રહ્યા હશે. આ અલ્લાહના સામર્થ્યની કરામત હશે જેણે દરેક વસ્તુને હિકમત (તત્ત્વદર્શિતા અને વિવેક-બુદ્ધિ)થી સુદૃઢ કરી છે. તે ખૂબ સારી રીતે જાણે છે કે તમે શું કરો છો.

૮૯. જે ભલાઈ લઈને આવશે, તેને તેનાથી વધારે સારો બદલો મળશે અને આવા લોકો તે દિવસની દહેશતથી સુરક્ષિત હશે

૯૦. અને જે બૂરાઈ લઈને આવશે, એવા બધા લોકો ઊંધા મોઢે આગમાં ફેંકવામાં આવશે. શું તમે લોકો આના સિવાય કોઈ અન્ય બદલો પામી શકો છો કે કરો તેવું પામો ?

૯૧. હે નબી ! (આમને કહો), ''મને તો આ જ આદેશ આપવામાં આવ્યો છે કે આ શહેર (મક્કા)ના રબની બંદગી કરું જેણે આને હરમ (પ્રતિષ્ઠિત) બનાવ્યું છે અને જે દરેક વસ્તુનો માલિક છે. મને આદેશ આપવામાં આવ્યો છે કે હું મુસ્લિમ બનીને રહું



૯૨. અને આ કુર્આન વાંચીને સંભળાવું.'' હવે જે સીધો માર્ગ અપનાવશે તે પોતાના જ ભલા માટે સીધો માર્ગ અપનાવશે અને જે પથભ્રષ્ટ થઈ જાય તેને કહી દો કે ''હું તો માત્ર સચેત કરનાર છું.''

૯૩. આમને કહો, ''પ્રશંસા અલ્લાહ જ માટે છે, ટૂંકમાં જ તે તમને પોતાની નિશાનીઓ દેખાડી દેશે અને તમે તેમને ઓળખી લેશો, અને તારો રબ અજાણ નથી તે કામોથી જે તમે કરો છો. (રુકૂઅ-૭)

# (૨૮) અલ-કસસ

## પરિચય

**નામ :**

આયત ૨૫ના શબ્દો 'વકસ્સ અલૈહિલ કસસ'માંથી લેવામાં આવ્યું છે અર્થાત્ તે સૂરઃ જેમાં 'અલ-કસસ' શબ્દ આવે છે.

**ઉતરાણકાળ :**

સૂરઃ નમ્લની પ્રસ્તાવનામાં અમે નોંધી ગયા છીએ કે સૂરઃ શુઅરા, સૂરઃ નમ્લ અને સૂરઃ કસસ એક પછી એક ઉતરી છે. ભાષા, વર્ણનશૈલી અને વિષયો ઉપરથી પણ આમ જ જણાય છે કે આ ત્રણેય સૂરઃઓનો ઉતરાણકાળ લગભગ એક જ છે. ત્રણેય સૂરઃઓમાં આવેલ હઝરત મૂસા (અલૈ.)ના પ્રસંગના જુદા જુદા ભાગો મળીને એક સંપૂર્ણ પ્રસંગ બની જાય છે.

**વિષયો :**

આનો વિષય તે શંકાઓ અને વાંધાઓનું નિવારણ કરવાનું છે જે પયગંબર (સલ્લ.)ની રિસાલત અંગે કરવામાં આવતા હતા, અને તે બહાનાઓને રદ કરવાનો છે જે આપના ઉપર ઈમાન ન લાવવા માટે રજૂ કરવામાં આવતા હતા. આ હેતુ માટે સૌ પ્રથમ હઝરત મૂસા (અલૈ.)નો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે, જે ઉતરાણકાળના સંજોગો સાથે મળીને કેટલીક હકીકતો આપોઆપ શ્રોતાના મગજમાં બેસાડી દે છે :

પહેલી એ કે અલ્લાહ જે કંઈ કરવા ચાહે છે, તેના માટે તે ખબર ન પડે એવી રીતે કારણો અને સાધનોની વ્યવસ્થા કરી દે છે. જે બાળકના હાથે છેવટે ફિરઔનનું પતન થવાનું હતું, તેને સ્વયં ફિરઔનના જ ઘરમાં તેના પોતાના હાથે ઉછેર્યો અને ફિરઔનને ખબર પણ ન પડી કે તે કોને ઉછેરી રહ્યો છે.

બીજી એ કે નબૂવ્વત કોઈ વ્યક્તિને ભવ્ય સમારંભમાં અને ધરતી અને આકાશોમાં ઘોષણા કરીને આપવામાં આવતી નથી. તમને આશ્ચર્ય થાય છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ગુપ્ત રીતે આ નબૂવ્વત ક્યાંથી મળી ગઈ અને ઘર બેઠાં આ કેવી રીતે પયગંબર બની ગયા. પરંતુ હઝરત મૂસા (અલૈ.)નો હવાલો તમે આપો છો, એમને પણ આવી જ રીતે નબૂવ્વત મળી ગઈ હતી.

ત્રીજી હકીકત એ કે જે બંદા પાસેથી અલ્લાહ કામ લેવા માગે છે, બાહ્ય રીતે તેના પાસે કોઈ તાકાત હોતી નથી, પરંતુ મોટા મોટા લાવ-લશ્કરો અને સાધન-સામગ્રી ધરાવતા લોકો છેવટે તેના મુકાબલે હારી જાય છે. જે તફાવત આજે તમે પોતાના અને હઝરત મુહમ્મદ (સલ્લ.) વચ્ચે જોઈ રહ્યા છો તેનાથી અનેકગણો તફાવત હઝરત મૂસા (અલૈ.) અને ફિરઔનની તાકાત વચ્ચે હતો. પણ જોઈ લો કે છેવટે કોણ જીત્યું અને કોણ હાર્યું.

ચોથી હકીકત એ કે તમે વારંવાર હઝરત મૂસા (અલૈ.)નો હવાલો



ટાંકો છો કે "મુહમ્મદને તે બધું કેમ આપવામાં ન આવ્યું જે મૂસાને આપવામાં આવ્યું હતું" અર્થાત્ લાઠી અને ચળકતો હાથ અને બીજા ચમત્કારો. પરંતુ તમને એ ખબર પણ છે કે જે લોકોને તે ચમત્કારો દેખાડવામાં આવ્યા હતા તેમણે શું કર્યું હતું ? તે તેમણે જોયા પછી પણ ઈમાન ન લાવ્યા. તેઓ બોલ્યા તો એ જ કે આ જાદુ છે, કેમ કે તેઓ સત્ય વિરૂદ્ધ હઠાગ્રહ અને વૈમનસ્યમાં પડેલા હતા. આ જ રોગમાં આજે તમે પડેલા છો. શું તમે તેવા જ ચમત્કારો જોઈને ઈમાન લઈ આવશો ? પછી તમને એ પણ ખબર છે કે જે લોકોએ તે ચમત્કારો જોઈને સત્યનો ઈન્કાર કર્યો હતો તેમનો અંજામ શું આવ્યો ? અંતે અલ્લાહે તેમને નષ્ટ કરી દીધા. હવે શું તમે પણ હઠાગ્રહ સાથે ચમત્કારોની માગણી કરી પોતાનો વિનાશ નોતરવા માગો છો ?

આ તે વાતો છે જે કોઈ પણ સમજૂતી વિના આપોઆપ જ તે દરેક માણસના મગજમાં બેસી જતી હતી જે મક્કાના ઈન્કારયુક્ત વાતાવરણમાં આ પ્રસંગને સાંભળતો હતો, કેમ કે તે વખતે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને મક્કાના વિધર્મીઓ વચ્ચે એવું જ ઘર્ષણ ચાલતું હતું, જેવું આ અગાઉ ફિરઔન અને હઝરત મૂસા (અલૈ.) વચ્ચે થઈ ચૂક્યું હતું.

આ પછી આયત ૪૩થી મૂળ વિષયનું સીધું જ વર્ણન શરૂ થાય છે.

સૌ પ્રથમ એ વાતને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વતનો એક પુરાવો ઠેરવવામાં આવે છે કે આપ ઉમ્મી (જેમને અક્ષરજ્ઞાન ન હોય તે) હોવા છતાં ૨૦૦૦ વર્ષ પહેલાં થઈ ગયેલા એક ઐતિહાસિક પ્રસંગને આટલી વિગતવાર જેમની તેમજ સંભળાવી રહ્યા છે.

પછી આપને પયગંબર બનાવવાને તે લોકોના હિતમાં અલ્લાહની કૃપા ઠરાવવામાં આવે છે, કારણ કે તેઓ ગફલતમાં ડૂબેલા હતા અને અલ્લાહે એમના માર્ગદર્શન માટે આ વ્યવસ્થા કરી.

પછી તેમના તે વાંધાઓના જવાબ આપવામાં આવે છે જે તેઓ વારંવાર રજૂ કરતા હતા કે "આ નબી તે ચમત્કાર કેમ ન લાવ્યા જે આ અગાઉ હઝરત મૂસા (અલૈ.) લાવ્યા હતા." એમને કહેવામાં આવે છે કે મૂસાને જ તમે ક્યાં માન્યા છે કે હવે આ પયગંબર પાસે ચમત્કારની માગણી કરો છો ? મન ની ઈચ્છાઓનું અનુસરણ ન કરો તો સત્ય હજુ પણ તમને દેખાઈ શકે છે.

અંતમાં મક્કાના કાફિરો (બહુદેવવાદીઓ)ના એ મૂળ બહાનાની ચર્ચા કરવામાં આવી છે જે નબી સ.અ.વ.ની વાત ન માનવા માટે તેઓ રજૂ કરતા હતા. તેઓ એમ કહેતા હતા કે જો અમે આરબવાસીઓના મુશ્રિક દીનને છોડીને તૌહીદના આ નવા દીનને સ્વીકારી લઈએ તો એકાએક આ દેશમાંથી અમારો ધાર્મિક, રાજકીય અને આર્થિક ઈજારો સમાપ્ત થઈ જશે. કેમકે આ જ વાત કુરૈશ સરદારોની સત્ય દુશ્મનીનું અસલ કારણ હતું અને આ અંગે અલ્લાહતઆલાએ સૂરઃના અંત સુધી વિગતવાર ચર્ચા કરી છે.

# (૨૮) સૂરઃ અલ-કસસ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૯ • આયતો : ૮૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. તા-સીન-મીમ !

૨. આ સ્પષ્ટ ગ્રંથની આયતો છે.

૩. અમે મૂસા અને ફિરઔનની કેટલીક ઘટનાઓ તમને ઠીક-ઠીક સંભળાવીએ છીએ, એવા લોકોના ફાયદા માટે જેઓ ઈમાન લાવે.

૪. હકીકત એમ છે કે ફિરઔને ધરતી ઉપર માથુ ઉંચક્યુ અને તેના રહેવાસીઓને જૂથોમા વહેંચી નાખ્યા. તેમાથી એક જૂથને અપમાનિત કરતો હતો, તેના પુત્રોને કતલ કરતો અને તેની પુત્રીઓને જીવતી રહેવા દેતો હતો. વાસ્તવમાં તે બગાડ પેદા કરનાર લોકો માંથી હતો.

૫. અને અમે આ ઈરાદો રાખતા હતા કે મહેરબાની કરીએ તે લોકો ઉપર જેમને ધરતીમાં અપમાનિત કરીને રાખવામાં આવ્યા હતા અને તેમને પેશવા (નેતા) બનાવી દઈએ અને તેમને જ વારસ બનાવીએ

૬. અને ધરતીમાં તેમને સત્તા પ્રદાન કરીએ અને તેમના વડે ફિરઔન અને હામાન અને તેમના લશ્કરોને તે બધું જ દેખાડી દઈએ જેનો તેમને ડર હતો.

૭. અમે મૂસાની માતાને ઈશારો કર્યો કે ''આને દૂધ પીવડાવ, પછી જ્યારે તને આના પ્રાણનું જોખમ લાગે તો તેને નદીમાં નાખી દે અને કોઈ ભય અને દુઃખ ન રાખ, અમે તેને તારા જ પાસે લઈ આવીશું અને તેને પયગંબરોમાં સામેલ કરીશું''

૮. છેવટે ફિરઔનના કુટુંબીજનોએ તેને (નદીમાંથી) કાઢી લીધો જેથી તે તેમનો શત્રુ અને તેમના માટે દુઃખનું કારણ બને, વાસ્તવમાં ફિરઔન અને હામાન તથા તેમના લશ્કર (પોતાની યુક્તિઓમાં) મોટી ભૂલ કરી રહ્યા હતા.

૯. ફિરઔનની પત્નીએ (તેને) કહ્યુ, ''આ મારા અને તારા માટે આંખોની ઠંડક છે, તેની હત્યા ન કરો, શુ આશ્ચર્ય કે આ આપણા માટે ફાયદાકારક સિદ્ધ થાય, કે પછી આપણે આને પુત્ર જ બનાવી લઈએ.'' અને તેઓ (પરિણામથી) અજાણ હતા.

૧૦. બીજી તરફ મૂસાની માતાનું હૃદય અધીરું થઈ રહ્યું હતું. તે તેનું રહસ્ય ખુલ્લું પાડી દેતી, જો અમે તેને સાંત્વના ન આપી હોત, જેથી તે (અમારા વચન ઉપર) ઈમાન લાવનારાઓ પૈકી હોય.



૧૧. તેણે બાળકની બહેનને કહ્યુ, તેના પાછળ-પાછળ જા. આથી તે દૂરથી તેને એવી રીતે જોતી રહી કે (દુશ્મનોને) તેની ખબર ન પડી.

૧૨. અને અમે બાળક ઉપર અગાઉથી જ દૂધ પીડાવનારીઓની છાતીઓ હરામ (વર્જિત) કરી દીધી હતી. (આ સ્થિતિ જોઈએ) તે છોકરીએ તેમને કહ્યુ, ''હુ તમને એવા ઘરનુ ઠેકાણુ બતાવુ જેના લોકો તેના પાલન-પોષણની જવાબદારી ઉપાડે અને શુભેચ્છાની સાથે તેને રાખે ?''

૧૩. આવી રીતે મૂસાને અમે તેની માતા પાસે પાછો લઈ આવ્યા જેથી તેની આંખો ઠંડી થાય અને તે દુઃખી ન થાય અને જાણી લે કે અલ્લાહનો વાયદો સાચો હતો, પરંતુ ઘણાંખરા લોકો આ વાત જાણતા નથી. (રુકૂઅ-૧)

૧૪. જ્યારે મૂસા પોતાની પૂર્ણ યુવાવસ્થાએ પહોંચી ગયો અને તેનો વિકાસ (શારીરિક અને માનસિક વિકાસ) પૂર્ણ થઈ ગયો તો અમે તેને હુકમ (તત્વદર્શિતા, સમજ બૂઝ, વિવેક અને નિર્ણય શક્તિ) અને જ્ઞાન (ધાર્મિક અને સાંસારિક જ્ઞાન) પ્રદાન કર્યા. અમે ભલા માણસોને આવો જ બદલો આપીએ છીએ.

૧૫. (એક દિવસે) તે શહેરમાં એવા સમયે દાખલ થયો જ્યારે કે શહેરવાસીઓ ગાફેલ હતા*. ત્યાં તેણે જોયું કે બે માણસો લડી રહ્યા છે. એક તેની પોતાની કોમનો હતો અને બીજો તેની દુશ્મન કોમ સાથે સંબંધ ધરાવતો હતો. તેની કોમના માણસે દુશ્મન કોમવાળા વિરૂદ્ધ તેને મદદ માટે બોલાવ્યો. મૂસાએ તેને એક મુક્કો માર્યો અને તેને ખતમ કરી નાખ્યો. (આ કૃત્ય થતાં જ) મૂસાએ કહ્યું, ''આ શેતાનનું જ કામ છે, તે કઠોર દુશ્મન અને ખુલ્લી રીતે પથભ્રષ્ટ કરનારો છે.''

૧૬. પછી તે કહેવા લાગ્યો, ''હે મારા રબ ! મેં મારા ઉપર અત્યાચાર કરી નાખ્યો, મને ક્ષમા કરી દે.'' આથી અલ્લાહે તેને માફી પ્રદાન કરી. તે મોટો માફ કરનાર અને દયાળુ છે.

૧૭. મૂસાએ નિશ્ચય કર્યો, ''હે મારા રબ ! આ ઉપકાર જે તે મારા ઉપર કર્યો છે, તે પછી હવે હું ક્યારેય પણ અપરાધીઓનો મદદગાર નહીં બનું.''

૧૮. બીજા દિવસે તે વહેલી સવારે ડરતો-ડરતો અને બધી બાજુએથી જોખમને પારખતો શહેરમાં જઈ રહ્યો હતો કે અચાનક શું જુએ છે કે તે જ માણસ, જેણે ગઈકાલે તેને મદદ માટે બોલાવ્યો હતો, આજે ફરી તેને પોકારી રહ્યો છે. મૂસાએ કહ્યું, ''તું તો ખૂબ જ બહેકી ગયેલો માણસ છે.''

૧૯. પછી જ્યારે મૂસાએ ઈરાદો કર્યો કે દુશ્મન કોમના માણસ ઉપર હુમલો કરે તો તે બોલી ઊઠ્યો, ''હે મૂસા ! શું આજે તું મને એવી જ રીતે

* અર્થાત્ માર્ગો સૂના હતા અને શહેરમાં સન્નાટો હતો, સંભવતઃ આ સમય પરોઢનો હોય કે પછી ઉનાળાના દિવસોમાં તાપ અને ગરમીના કારણે બધા ઘરોમાં હોય

કતલ કરવા લાગ્યો જેવી રીતે ગઈકાલે એક માણસને કતલ કરી ચૂક્યો છે? તું આ દેશમાં નિર્દયી-અત્યાચારી બનીને રહેવા માગે છે, સુધારણા કરવા નથી માગતો ?''

૨૦. આ પછી એક માણસ શહેરના પેલે છેડેથી દોડતો આવ્યો અને બોલ્યો, ''મૂસા ! સરદારોમાં તારી હત્યાની સલાહ-મસલત થઈ રહી છે, અહીંથી નીકળી જા, હું તારો હિતેચ્છુ છું.''

૨૧. આ ખબર સાંભળતા જ મૂસા ડરતો-ગભરાતો નીકળી પડ્યો અને તેણે દુઆ કરી કે ''હે મારા રબ ! મને અત્યાચારીઓથી બચાવ.'' (રુકૂઅ-૨)

૨૨. (મિસર—ઈજીપ્તથી નીકળીને) જ્યારે મૂસાએ મદ્‌યનની દિશા પકડી તો તેણે કહ્યું, ''આશા છે કે મારો રબ (પ્રભુ) મને સાચા રસ્તે લઈ જશે.''

૨૩. અને જ્યારે તે મદ્‌યનના કૂવા ઉપર પહોંચ્યો તો તેણે જોયું કે ઘણાં લોકો પોતાના ઢોરોને પાણી પીવડાવી રહ્યા છે અને તેમનાથી અલગ એક તરફ બે સ્ત્રીઓ પોતાના ઢોરોને રોકી રહી છે. મૂસાએ તે સ્ત્રીઓને પૂછ્યું, ''તમને શું પરેશાની છે?'' તેમણે કહ્યું, ''અમે અમારા ઢોરોને પાણી પીવડાવી શકતા નથી, જ્યાં સુધી આ ભરવાડો પોતાના ઢોર કાઢી લઈ ન જાય, અને અમારા પિતા એક અત્યંત વૃદ્ધ માણસ છે.''

૨૪. આ સાંભળીને મૂસાએ તેમના ઢોરોને પાણી પીવડાવી દીધું, પછી છાંયડે જઈ બેઠો અને બોલ્યો, ''પાલનહાર ! જે ભલાઈ પણ તું મારા ઉપર ઉતારે તેનો હું યાચક છું.''

૨૫. (વધારે વાર થઈ ન હતી કે) તે બંને સ્ત્રીઓમાંથી એક શરમ અને લજ્જાની સાથે ચાલતી તેના પાસે આવી અને કહેવા લાગી, ''મારા પિતાજી આપને બોલાવી રહ્યા છે એટલા માટે કે આપે અમારા માટે ઢોરોને જે પાણી પીવડાવ્યું છે તેનું વળતર આપને ચૂકવે.'' મૂસા જ્યારે તેમના પાસે પહોંચ્યો અને પોતાની આખી કહાણી તેને સંભળાવી તો તેણે કહ્યું, ''કોઈ ભય ન રાખો, હવે તમે અત્યાચારી લોકોથી બચી નીકળ્યા છો.''

૨૬. આ બંને સ્ત્રીઓમાંથી એકે પોતાના બાપને કહ્યું, ''પિતાજી ! આ માણસને નોકર તરીકે રાખી લો, સૌથી ઉત્તમ માણસ જેને તમે નોકર રાખી શકો તે એ જ હોઈ શકે જે સશક્ત અને પ્રમાણિક હોય.''

૨૭. તેના પિતાએ (મૂસાને) કહ્યું, ''મારી ઈચ્છા છે કે મારી આ બે પુત્રીઓમાંથી એકના લગ્ન (નિકાહ) તમારા સાથે કરી દઉં, એ શરતે કે તમે આઠ વર્ષ સુધી મારે ત્યાં નોકરી કરો અને જો દસ વર્ષ નોકરી કરો તો તે તમારી મરજી છે. હું તમારા ઉપર સખ્તાઈ કરવા નથી



માગતો. તમે ઈન્શાઅલ્લાહ (જો અલ્લાહે ચાહ્યું તો) મને ભલો માણસ જોશો.''

૨૮. મૂસાએ જવાબ આપ્યો, ''આ વાત મારા અને તમારા વચ્ચે નક્કી થઈ ગઈ. આ બંને મુદ્દતોમાંથી જે પણ હું પૂરી કરૂં તે પછી કોઈ અન્યાય મારા સાથે ન થાય, અને જે કંઈ કોલ-કરાર (સમજૂતી) આપણે કરી રહ્યા છીએ અલ્લાહ તેના ઉપર સાક્ષી છે.'' (રુકૂઅ-૩)

૨૯. જ્યારે મૂસાએ મુદ્દત પૂરી કરી દીધી અને તે પોતાના કુટુંબીજનોને લઈને નીકળ્યો તો તૂરના તરફ તેને એક આગ દેખાઈ. તેણે પોતાના કુટુંબીજનોને કહ્યું, ''થોભો, મેં એક આગ જોઈ છે, કદાચ હું ત્યાંથી કોઈ માહિતી લઈ આવું અથવા તે આગમાંથી કોઈ અંગારો જ ઉઠાવી લાવું જેનાથી તમે તાપણી કરી શકો.''

૩૦. ત્યાં પહોંચ્યો તો ખીણના જમણા કિનારે મુબારક જગ્યામાં એક વૃક્ષમાંથી પોકારવામાં આવ્યો, ''હે મૂસા ! હું જ અલ્લાહ છું, સમગ્ર સૃષ્ટિનો માલિક અને પાલનહાર !''

૩૧. અને (આદેશ આપવામાં આવ્યો કે) ફેંક પોતાની લાઠી. જેવું મૂસાએ જોયું કે તે લાઠી સાપની જેમ વળ ખાઈ રહી છે તો તે પીઠ ફેરવીને ભાગ્યો અને તેણે પાછું વળીને પણ ન જોયું. (આદેશ થયો) ''મૂસા ! પાછો ફર અને ડર નહીં, તું તદ્દન સલામત છે.

૩૨. પોતાનો હાથ બગલમાં નાખ, ચળકતો નીકળશે કોઈ તકલીફ વિના અને ડરથી બચવા માટે પોતાની ભુજાઓ દબાવી લે. આ બે ખુલ્લી નિશાનીઓ છે તારા રબ તરફથી ફિરઔન અને તેના દરબારીઓ સમક્ષ રજૂ કરવા માટે, તેઓ ઘણાં અવજ્ઞાકારી લોકો છે.''

૩૩. મૂસાએ અરજ કરી, ''મારા માલિક ! હું તો તેમના એક માણસની હત્યા કરી ચૂક્યો છું, ડરૂં છું કે તેઓ મને મારી નાખશે

૩૪. અને મારો ભાઈ હારૂન મારા કરતાં બોલવામાં વધુ પ્રવીણ છે, તેને મારા સાથે મદદગાર તરીકે મોકલ, જેથી તે મારૂં સમર્થન કરે, મને ડર છે કે તેઓ મને ખોટો ઠેરવશે.''

૩૫. ફરમાવ્યું, ''અમે તારા ભાઈ વડે તારા હાથ મજબૂત કરીશુ અને તમને બંનેને એવો પ્રભાવ અને તેજ પ્રદાન કરીશું કે તેઓ તમારૂં કશું બગાડી

નહીં શકે. અમારી નિશાનીઓના બળે વર્ચસ્વ તમને અને તમારા અનુયાયીઓને જ મળશે.''

૩૬. પછી જ્યારે મૂસા તે લોકો પાસે અમારી ખુલ્લી નિશાનીઓ લઈને પહોંચ્યો તો તેમણે કહ્યું, ''આ કંઈ જ નથી બલ્કે બનાવટી જાદૂ, અને આ વાતો તો અમે અમારા બાપ-દાદાના જમાનામાં ક્યારેય સાંભળી પણ નથી.''

૩૭. મૂસાએ જવાબ આપ્યો, ''મારો રબ (પ્રભુ) તે વ્યક્તિની સ્થિતિને ખૂબ જાણે છે જે તેના તરફથી માર્ગદર્શન લઈને આવી છે અને તે જ વધારે સારી રીતે જાણે છે કે અંતિમ પરિણામ કોનું સારૂં આવવાનું છે, હકીકત આ છે કે અત્યાચારીઓ કદાપિ સફળતા પામતા નથી.''

૩૮. અને ફિરઔને કહ્યું, ''હે દરબારીઓ ! હું તો મારા સિવાય તમારા કોઈ ખુદાને જાણતો નથી. હામાન ! ઈંટો પકવીને મારા માટે એક ઊંચી ઇમારત તો બનાવડાવ, કદાચ તેના ઉપર ચઢીને હું મૂસાના ખુદાને જોઈ શકુ, હું તો આને જૂઠો સમજું છું.''

૩૯. તેણે અને તેના લશ્કરોએ ધરતીમાં કોઈ પણ અધિકાર વિના પોતાની મોટાઈનો ઘમંડ કર્યો અને સમજ્યા કે તેમને ક્યારેય અમારા તરફ પાછા ફરવાનું જ નથી.

૪૦. છેવટે અમે તેને અને તેના લશ્કરોને પકડ્યા અને સમુદ્રમાં ફેંકી દીધા. હવે જોઈ લો કે આ અત્યાચારીઓનું કેવું પરિણામ આવ્યું.

૪૧. અમે તેમને જહન્નમ તરફ બોલાવનારા આગેવાન બનાવી દીધા, અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેઓ ક્યાંયથી કોઈ મદદ નહીં મેળવી શકે.

૪૨. અને આ દુનિયામાં તેમના પાછળ ફિટકાર લગાવી દીધી અને કયામતના દિવસે તેઓ મોટી મુશ્કેલીમાં સપડાયેલા હશે. (રૂકૂઅ-૪)

૪૩. અગાઉની પેઢીઓને નષ્ટ કર્યા પછી અમે મૂસાને ગ્રંથ પ્રદાન કર્યો, લોકો માટે સમજ-બૂઝની વ્યવસ્થા બનાવીને, માર્ગદર્શન અને કૃપા બનાવીને, જેથી કદાચ લોકો બોધ ગ્રહણ કરે.

૪૪. (હે નબી !) તમે તે વખતે પશ્ચિમી ખૂણામાં હાજર ન હતા જ્યારે અમે મૂસાને આ શરીઅતનો આદેશ પ્રદાન કર્યો, અને ન તમે સાક્ષીઓમાં સામેલ હતા,



૪૫. બલ્કે તે પછી (તમારા જમાના સુધી) અમે અનેક પેઢીઓ ઉઠાવી ચૂક્યા છીએ અને તેમના ઉપર ઘણો જમાનો વીતી ચૂક્યો છે. તમે મદ્યનવાસીઓ વચ્ચે પણ મોજૂદ ન હતા કે તેમને અમારી આયતો સાંભળાવી રહ્યા હોત, પરંતુ (તે વખતની આ ખબરો) મોકલનારા અમે છીએ.

૪૬. અને તમે તૂરની તળેટીમાં પણ તે વખતે મોજૂદ ન હતા જ્યારે અમે (મૂસાને પહેલી વખતે) પોકાર્યો હતો, પરંતુ આ તમારા રબ (પ્રભુ)ની કૃપા છે (કે તમને આ જાણકારીઓ આપવામાં આવી રહી છે) જેથી તમે તે લોકોને સચેત કરી દો કે જેમના પાસે તમારા પહેલાં કોઈ સચેત કરનાર આવ્યો નથી, કદાચ કે તેઓ ભાનમાં આવે.

૪૭. (અને આ અમે એટલા માટે કર્યું કે) ક્યાંક એવું ન થાય કે તેમના પોતાના કૃત્યોના કારણે કોઈ મુસીબત જ્યારે તેમના ઉપર આવે તો તેઓ કહે, ''હે પાલનહાર ! તેં કેમ અમારા તરફ કોઈ રસૂલ (સંદેશવાહક) ન મોકલ્યો કે જેથી અમે તારી આયતોનું અનુસરણ કરતા અને ઈમાનવાળાઓમાંથી હોત.''

૪૮. પરંતુ જ્યારે અમારા ત્યાંથી સત્ય તેમના પાસે આવી ગયું તો તેઓ કહેવા લાગ્યા, ''કેમ ન આપવામાં આવ્યું આને તે બધું, જે મૂસાને આપવામાં આવ્યું હતું ?'' શું આ લોકો તેનો ઇન્કાર નથી કરી ચૂક્યા જે આના પહેલાં મૂસાને આપવામાં આવ્યું હતું ? તેમણે કહ્યું, ''બંને જાદૂ છે જે એક-બીજાની મદદ કરે છે.'' અને કહ્યું, ''અમે કોઈનેય માનતા નથી.''

૪૯. (હે નબી !) આ લોકોને કહો, ''તો લાવો અલ્લાહ તરફથી કોઈ ગ્રંથ જે આ બંને કરતાં વધુ માર્ગદર્શન આપનાર હોય જો તમે સાચા છો, હું તેનું જ અનુસરણ અપનાવીશ.''

૫૦. હવે જો તેઓ તમારી આ માગણી પૂરી કરતા નથી તો સમજી લો કે વાસ્તવમાં આ લોકો પોતાની ઇચ્છાઓના પાછળ ચાલનારા છે, અને તે વ્યક્તિથી વધુ પથભ્રષ્ટ કોણ હશે જે દિવ્ય માર્ગદર્શન વિના માત્ર પોતાની ઇચ્છાઓના પાછળ ચાલે ? અલ્લાહ આવા અત્યાચારીઓને કદાપિ માર્ગદર્શન આપતો નથી (રૂકૂઅ-૫)

૫૧ અને (શિખામણની) વાત નિરંતર અમે તેમને પહોંચાડી ચૂક્યા છીએ જેથી તેઓ ગફલતમાંથી જાગી જાય.

૫૨. જે લોકોને આ પહેલાં અમે ગ્રંથ આપ્યો હતો, તેઓ આ (કુર્આન) ઉપર ઈમાન લાવે છે.

૫૩. અને જ્યારે આ તેમને સંભળાવવામાં આવે છે તો તેઓ કહે છે કે ''અમે આના ઉપર ઈમાન લાવ્યા, આ હકીકતમાં સત્ય છે અમારા રબ

તરફથી, અમે તો પહેલાથી જ મુસ્લિમો છીએ."

૫૪. આ તે લોકો છે જેમને તેમનું વળતર બે વાર આપવામાં આવશે તે દ્રઢતાના બદલામાં જે તેમણે દેખાડી, તેઓ બૂરાઈને ભલાઈથી દૂર કરે છે અને જે કંઈ રોજી અમે તેમને આપી છે તેમાંથી ખર્ચ કરે છે

૫૫. અને જ્યારે તેમણે બેહૂદી વાત સાંભળી તો એમ કહી તેનાથી અલગ થઈ ગયા કે "અમારા કર્મ અમારા માટે અને તમારા કર્મ તમારા માટે, તમને સલામ છે, અમે અજ્ઞાનીઓ જેવી પદ્ધતિ અપનાવવા માગતા નથી."

૫૬. હે નબી ! તમે જેને ઇચ્છો તેને માર્ગદર્શન આપી શકતા નથી, પરંતુ અલ્લાહ જેને ચાહે છે માર્ગદર્શન આપે છે, અને તે એ લોકોને સારી રીતે જાણે છે જેઓ માર્ગદર્શન સ્વીકારનારા છે.

૫૭. તેઓ કહે છે, "જો અમે તમારા સાથે આ માર્ગદર્શનનું અનુસરણ અપનાવી લઈએ તો પોતાની ધરતીમાંથી ઉચકી લેવામાં આવીશું." શું આ સત્ય નથી કે અમે એક શાંતિપૂર્ણ હરમને આ લોકો માટે રહેઠાણની જગ્યા બનાવી દીધી, જેના તરફ દરેક પ્રકારના ફળો ખેંચાઈ આવે છે, અમારા તરફથી રોજી તરીકે ? પરંતુ આમાંના ઘણાંખરા લોકો જાણતા નથી.

૫૮. અને કેટલીય એવી વસ્તીઓ અમે નષ્ટ કરી ચૂક્યા છીએ જેમના લોકો પોતાની આર્થિક સંપન્નતા ઉપર મિથ્યાભિમાની થઈ ગયા હતા. તો જોઈ લો, તે તેમના રહેઠાણો પડેલા છે જેમાં તેમના પછી ભાગ્યે જ કોઈ વસ્યું છે, અંતે તો અમે જ વારસ થઈને રહ્યા.

૫૯. અને તારો રબ વસ્તીઓને નષ્ટ કરનાર ન હતો જ્યાં સુધી તેમના કેન્દ્રમાં એક રસૂલ (ઈશદૂત) ન મોકલી દેતો જે તેમને અમારી આયતો સંભળાવતો, અને અમે વસ્તીઓને નષ્ટ કરનાર ન હતા જ્યાં સુધી તેમના રહેવાસીઓ અત્યાચારી ન થઈ જતા.

૬૦. તમને લોકોને જે કંઈ આપવામાં આવ્યું છે તે માત્ર દુનિયાના જીવનની સામગ્રી છે અને તેની શોભા છે, અને જે કંઈ અલ્લાહ પાસે છે તે આનાથી વધુ સારું અને બાકી રહેનાર છે. શું તમે બુદ્ધિનો ઉપયોગ કરતા નથી ? (રુકૂઅ ૬)

૬૧. શું તે માણસ જેના સાથે અમે સારો વાયદો કર્યો હોય અને તે તેને મેળવવાનો હોય, ક્યારેય તે માણસ જેવો હોઈ શકે છે જેને અમે માત્ર દુનિયાના જીવન માટેની સામગ્રી આપી દીધી હોય અને પછી તે કયામતના દિવસે સજા માટે રજૂ થવાનો હોય ?



૬૨. અને (ભૂલી ન જાય આ લોકો) તે દિવસને જ્યારે તે આમને પોકારશે અને પૂછશે, "ક્યાં છે મારા તે ભાગીદારો જેમના વિષે તમે ધારણા રાખતા હતા ?"

૬૩. આ વાત જેમને લાગુ પડતી હશે તેઓ કહેશે, "હે અમારા રબ ! નિઃશંક આ જ લોકો છે જેમને અમે ભટકાવી મૂક્યા હતા. આમને અમે એવી જ રીતે ભટકાવી દીધા જેવી રીતે અમે પોતે ભટકી ગયા. અમે આપના સમક્ષ તેમની સાથે અસંબદ્ધતાની જાહેરાત કરીએ છીએ. આ લોકો અમારી તો બંદગી કરતા ન હતા."

૬૪. પછી તેમને કહેવામાં આવશે કે પોકારો હવે તમારા ઠરાવેલા ભાગીદારોને. આ લોકો તેમને પોકારશે, પરંતુ તેઓ આમને કોઈ જવાબ નહીં આપે, અને આ લોકો યાતના જોઈ લેશે. કદાચ, આ લોકો સન્માર્ગ અપનાવનારા હોત !

૬૫ અને (ભૂલી ન જાય આ લોકો) તે દિવસ જ્યારે તેઓ આમને પોકારશે અને પૂછશે, "જે રસૂલો મોકલવામાં આવ્યા હતા, તેમને તમે શું જવાબ આપ્યો હતો ?"

૬૬. તે વખતે આમને કોઈ જવાબ નહીં સૂઝે અને ન તેઓ પરસ્પર એક-બીજાને પૂછી જ શકશે.

૬૭. અલબત્ત, જેણે આજે તૌબા કરી લીધી અને ઈમાન લઈ આવ્યો અને સદ્કાર્ય કર્યાં તે જ એ આશા રાખી શકે છે કે ત્યાં સફળતા મેળવનારાઓ પૈકી હશે.

૬૮. તારો રબ પેદા કરે છે જે કંઈ ચાહે છે. અને (તે પોતે જ પોતાના કામ માટે જેને ચાહે છે) પસંદ કરી લે છે. આ પસંદગી આ લોકોએ કરવાનું કામ નથી. અલ્લાહ પવિત્ર છે અને ઘણો ઉચ્ચ છે તે શિર્કથી જે આ લોકો કરી રહ્યા છે.

૬૯. તારો રબ જાણે છે જે કંઈ આ લોકોએ હૃદયોમાં છૂપાવી રાખ્યું છે અને જે કંઈ તેઓ જાહેર કરે છે.

૭૦. તે જ એક અલ્લાહ છે જેના સિવાય કોઈ ઉપાસનાને પાત્ર નથી. તેના જ માટે પ્રશંસા છે દુનિયા (આલોક)માં પણ અને આખિરત (પરલોક)માં પણ, શાસન તેનું જ છે અને તેના જ તરફ તમે સૌ પાછા લઈ જવામાં આવશો.

૭૧. હે નબી ! આમને કહો, ક્યારેય તમે વિચાર્યું કે જો અલ્લાહ કયામત સુધી તમારા ઉપર હંમેશ માટે રાતને ઢાંકી દે તો અલ્લાહ સિવાય તે કયો ઉપાસ્ય છે જે તમને પ્રકાશ લાવી આપે ? શું તમે સાંભળતા નથી ?

૭૨. આમને પૂછો, ક્યારેય તમે લોકોએ વિચાર્યું કે જો અલ્લાહ કયામત સુધી હંમેશ માટે તમારા ઉપર દિવસ જ પ્રસરાવી દે તો અલ્લાહ સિવાય તે કયો ઉપાસ્ય છે જે તમને રાત લાવી આપે જેથી તમે તેમાં શાંતિ પ્રાપ્ત કરી શકો ? શું તમને સૂઝતું નથી ?

૭૩. અને તેની જ કૃપા છે કે તેણે તમારા માટે રાત અને દિવસ બનાવ્યા જેથી તમે (રાતમાં) મનની શાંતિ મેળવો અને (દિવસ દરમ્યાન) પોતાના રબની કૃપા શોધો, કદાચ તમે કૃતજ્ઞ બનો.

૭૪. (યાદ રાખે આ લોકો) તે દિવસ જ્યારે કે તે તેમને પોકારશે, પછી પૂછશે, ''ક્યાં છે મારા તે ભાગીદારો જેમનું તમે (મારા ભાગીદાર હોવાનું) અનુમાન કરતા હતા ?''

૭૫. અને અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક-એક સાક્ષી લઈ આવીશું, પછી કહીશું કે ''લાવો હવે પોતાની દલીલ.'' તે વખતે તેમને જણાઈ જશે કે સત્ય અલ્લાહના પક્ષે છે અને ગુમ થઈ જશે તેમના તે બધાં જૂઠ જે આ લોકોએ ઘડી રાખ્યા હતા. (રુકૂઅ-૭)

૭૬. આ એક સત્ય છે કે કારૂન મૂસાની કોમનો એક માણસ હતો, પછી તે પોતાની કોમ વિરૂદ્ધ વિદ્રોહી બની ગયો, અને અમે તેને એટલા ખજાનાં આપી રાખ્યા હતા કે તેની ચાવીઓ બળવાન પુરૂષોની એક ટોળી મુશ્કેલીથી ઉપાડી શકતી હતી. એક વખતે તેની કોમના માણસોએ જ્યારે તેને કહ્યું, ''બહુ ફુલી ન જાઓ, અલ્લાહ ફૂલી જનારાઓને પસંદ કરતો નથી.

૭૭. જે માલ અલ્લાહે તને આપ્યો છે તેના વડે આખિરત (પરલોક)નુ ઘર બનાવવાની ચિંતા કર અને દુનિયામાંથી પણ પોતાનો હિસ્સો ન ભૂલ. ઉપકાર કર જેવી રીતે અલ્લાહે તારા સાથે ઉપકાર કર્યો છે અને ધરતીમાં બગાડ પેદા કરવાની કોશિશ ન કર. અલ્લાહ બગાડ પેદા કરનારાઓને પસંદ કરતો નથી.''

૭૮. તો તેણે કહ્યું, ''આ બધુ તો મને તે જ્ઞાનના કારણે આપવામાં આવ્યું છે જે મને પ્રાપ્ત છે.'' – શું તેને એ ખબર ન હતી કે અલ્લાહ આ પહેલાં એવા અનેક લોકોને નષ્ટ કરી ચૂક્યો છે જે તેનાથી વધારે શક્તિ અને જૂથ ધરાવતા હતા ? અપરાધીઓને તો તેમના ગુનાઓ પૂછવામાં આવતા નથી.

૭૯. એક દિવસ તે પોતાની કોમ સામે પોતાના ઠાઠ-માઠ સાથે નીકળ્યો. જે લોકો દુનિયાના જીવનની લાલસા રાખતા હતા તેઓ તેને જોઈને કહેવા લાગ્યા, ''કદાચ, અમને પણ તે બધું મળતું જે કારૂનને આપવામાં આવ્યું છે. આ તો મોટો ભાગ્યશાળી છે !''



૮૦. પરંતુ જે લોકો જ્ઞાન ધરાવતા હતા તેઓ કહેવા લાગ્યા, ''અફસોસ તમારી હાલત ઉપર, અલ્લાહનો બદલો વધુ સારો છે તે વ્યક્તિ માટે જે ઈમાન લાવે અને સદ્કાર્ય કરે, અને આ બદલો પ્રાપ્ત થતો નથી, બલ્કે ધૈર્યથી કામ લેનારાઓને.''

૮૧. અંતે અમે તેને અને તેના ઘરને ધરતીમાં ખૂંપાવી દીધા, પછી તેના સમર્થકોની કોઈ ટોળી ન હોતી જે અલ્લાહના મુકાબલામાં તેની મદદ માટે આવતી અને ન તે પોતે જ પોતાની મદદ કરી શક્યો.

૮૨. હવે તે જ લોકો જેઓ ગઈ કાલે તેના દરજ્જાની કામના કરી રહ્યા હતા, કહેવા લાગ્યા, ''અફસોસ ! અમે ભૂલી ગયા હતા કે અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેની રોજી ચાહે છે, વિશાળ બનાવી દે છે અને જેને ચાહે છે, તેને સીમિત આપે છે. જો અલ્લાહે અમારા ઉપર ઉપકાર ન કર્યો હોત તો અમને પણ ધરતીમાં ખૂંપાવી દેતો. અફસોસ ! અમને યાદ ન રહ્યું કે કાફિરો (ઈન્કાર કરનારાઓ) સફળતા પામતા નથી.'' (રુકૂઅ-૮)

૮૩. તે આખિરત (પરલોક)નું ઘર તો અમે તે લોકો માટે વિશિષ્ટ કરી દઈશું જેઓ ધરતીમાં પોતાની મોટાઈ ચાહતા નથી અને ન બગાડ પેદા કરવા માગે છે, અને સારૂં પરિણામ તો સંયમી લોકો માટે જ છે.

૮૪. જે કોઈ ભલાઈ લઈને આવશે તેના માટે તેનાથી વધુ સારી ભલાઈ છે, અને જે બૂરાઈ લઈને આવે તો બૂરાઈ કરનારાઓને એવો જ બદલો મળશે જેવા કામ તેઓ કરતા હતા.

૮૫. હે નબી ! વિશ્વાસ રાખો કે જેણે આ કુર્આનની જવાબદારી તમારા ઉપર મૂકી છે તે તમને એક શ્રેષ્ઠ પરિણામે પહોંચાડવાનો છે. આ લોકોને કહી દો કે ''મારો રબ સારી રીતે જાણે છે કે માર્ગદર્શન લઈને કોણ આવ્યું છે અને સ્પષ્ટ પથભ્રષ્ટતામાં કોણ ગ્રસ્ત છે.''

૮૬. તમે આ વાતની કદી પણ અપેક્ષા રાખતા ન હતા કે તમારા ઉપર ગ્રંથ અવતરિત કરવામાં આવશે, આ તો માત્ર તમારા રબ (પ્રભુ)ની મહેરબાનીથી (તમારા ઉપર અવતરિત થયો છે), તો તમે કાફિરો (ઈન્કાર કરનારાઓ)ના મદદગાર ન બનો.

૮૭. અને એવું ક્યારેય થવા ન પામે કે અલ્લાહની આયતો જ્યારે તમારા

ઉપર ઉતરે તો કાફિરો તમને તેમનાથી રોકી રાખે. પોતાના રબ (પ્રભુ) તરફ આમંત્રણ આપો અને કદાપિ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)માં સામેલ ન થાઓ

૮૮. અને અલ્લાહ સાથે કોઈ બીજા ઉપાસ્યને ન પોકારો. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. દરેક વસ્તુ નાશ પામવાની છે સિવાય કે તેની હસ્તી. સત્તા તેની જ છે અને તેના જ તરફ તમે સૌ પાછા લઈ જવામાં આવવાના છો. (રુકૂઅ-૯)



# (૨૯) અલ-અનકબૂત

## પરિચય

**નામ :**

સૂરઃની ૪૧મી આયતના શબ્દો "જે લોકોએ અલ્લાહને છોડીને બીજા સંરક્ષક બનાવી લીધા છે તેમનો દાખલો કરોળીયા (અનુકબૂત) જેવો છે" ઉપરથી લેવામાં આવ્યું છે અર્થાત્ આ તે સૂરઃ છે જેમાં 'અનુકબૂત' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આયત-૫૬ થી ૬૦ સુધી સ્પષ્ટ થાય છે કે આ સૂરઃ હબશાની હિજરત પહેલાં ઊતરી ચૂકી હતી. વિષયોનો આંતરિક પુરાવો પણ આને સમર્થન આપે છે, કેમ કે પશ્ચાદ્ભૂમિમાં તે જ કાળના બનાવો પ્રતિબિંબિત થાય છે.

**વિષય :**

સૂરઃ વાંચતી વખતે એવું લાગે છે કે આના ઉતરાણકાળ વખતે મક્કામાં મુસલમાનોને ખૂબ જ કષ્ટો આપવામાં આવી રહ્યા હતા. આવા સંજોગોમાં અલ્લાહે આ સૂરઃ એક તરફ સત્યનિષ્ઠ ઈમાનવાળાઓમાં દૃઢતા અને હિંમત તેમજ મક્કમતા પેદા કરવા માટે, અને બીજી તરફ નબળા ઈમાનવાળા લોકોને ઈમાન લાવ્યા પછી કમજોરી દર્શાવવા બદ્દલ શરમ દેવડાવવા માટે ઉતારી. તેના સાથે જ મક્કાના કાફિરો(વિધર્મીઓ)ને પણ આમાં સખત ધમકી આપવામાં આવી કે પોતાના માટે તે પરિણામને નિમંત્રણ ન આપે, જે સત્ય-દુશ્મનીની નીતિ અપનાવનારા દરેક યુગમાં ભોગવતાં રહ્યાં છે.

આના અનુસંધાનમાં તે પ્રશ્નોના જવાબો પણ આપવામાં આવ્યા છે જે કેટલાક નવયુવાનો સામે તે વખતે ઊભા થયા હતા. જેમ કે તેમના માતા-પિતા તેમના ઉપર દબાણ કરી રહ્યા હતાં કે તમે હઝરત મુહમ્મદ (સલ્લ.)નો સાથ છોડી દો અને અમારા ધર્મ (દીન) ઉપર મક્કમ રહો. જે કુર્આન ઉપર તમે ઈમાન લાવ્યાં છો તેમાં પણ આ જ તો લખ્યું છે કે માતા પિતાનો હક્ક સૌથી વધુ છે, તો અમે જે કંઈ કહીએ છીએ તેને માનો, નહીં તો તમે પોતે પોતાના જ ઈમાન વિરૂદ્ધ વર્તશો. આનો જવાબ આઠમી આયતમાં આપવામાં આવ્યો છે.

આવી જ રીતે કેટલાક નવમુસ્લિમોને તેમના કબીલાવાળા કહેતા હતા કે સજા કે સવાબ (પુણ્ય) અમારા માથે, તમે અમારૂં કહ્યું માનો અને આ માણસથી અલગ થઈ જાવ. અલ્લાહ સમક્ષ આનું ઉત્તરદાયિત્વ અમારું રહેશે. આનો જવાબ આયતો ૧૨-૧૩માં આપવામાં આવ્યો છે.

જે પ્રસંગો આ સૂરઃમાં વર્ણવવામાં આવ્યા છે તેમાં પણ મુખ્યત્વે આ જ પાસું વધુ સ્પષ્ટ છે કે આગળના પયગંબરોને જુઓ, કેવી કેવી સખત યાતનાઓ

તેમના ઉપર આવી અને કેટ કેટલી મુદ્દતો સુધી તેમને સતાવવામાં આવ્યા. પછી છેવટે અલ્લાહ તરફથી તેમની મદદ કરવામાં આવી. તેથી ગભરાઓ નહીં, અલ્લાહની મદદ ચોક્કસ આવશે, પરંતુ અજમાયશનો એક તબક્કો પસાર થવો જરૂરી છે. મુસલમાનોને આ બોધ આપવાના સાથે મક્કાના કાફિરોને પણ આ કિસ્સાઓ દ્વારા ચેતવવામાં આવ્યા છે કે જો અલ્લાહ તરફથી પકડ થવામાં વાર થઈ રહી છે તો એમ ન સમજશો કે ક્યારેય તમારી પકડ જ નહીં થાય.

ત્યારપછી મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો કે જો અત્યાચાર અને ત્રાસ તમારા માટે અસહ્ય બની જાય તો ઈમાન છોડવાને બદલે ઘરબાર છોડીને નીકળી જાઓ. અલ્લાહની ધરતી વિશાળ છે, જ્યાં અલ્લાહની બંદગી કરી શકો ત્યાં જતા રહો.

આ બધી વાતો સાથે કાફિરો (સત્યનો ઇન્કાર કરનારાઓ)ને સમજાવવાનું પાસું પણ છૂટી ગયું નથી. તૌહીદ અને આખિરત, બંને હકીકતને દલીલપૂર્વક એમના મગજમાં બેસાડવા માટે કોશિશ કરવામાં આવી છે.



# (૨૯) સૂરઃ અલ-અનૂકબૂત

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૭ • આયતો : ૬૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ !

૨. શું લોકોએ એવું સમજી લીધું છે કે તેઓ માત્ર એટલું કહેવા બદલ છોડી દેવામાં આવશે કે 'અમે ઈમાન લાવ્યા' અને તેમને અજમાવવામાં નહીં આવે ?

૩. જો કે અમે તે સૌ લોકોની પરીક્ષા કરી ચૂક્યા છીએ જેઓ આમની પહેલાં થઈ ગયા છે. અલ્લાહને તો અવશ્ય આ જોવું જ છે કે સાચા કોણ છે અને જૂઠા કોણ.

૪. અને શું તે લોકો જેઓ ખરાબ કૃત્યો કરી રહ્યા છે એવું સમજી બેસ્યા છે કે તેઓ અમારા સામે બાજી લઈ જશે ? ઘણો ખોટો ફેંસલો છે જે તેઓ કરી રહ્યા છે.

૫. જે કોઈ અલ્લાહ સાથે મુલાકાતની અપેક્ષા રાખતો હોય (તેને ખબર હોવી જોઈએ કે) અલ્લાહે નિર્ધારિત કરેલો સમય આવવાનો જ છે, અને અલ્લાહ બધું સાંભળે અને જાણે છે.

૬. જે વ્યક્તિ પણ અવિરત સંઘર્ષ (મુજાહદા) કરશે પોતાના ભલા માટે જ કરશે. નિઃશંક અલ્લાહ દુનિયાવાળાઓથી બેનિયાઝ (નિરપેક્ષ) છે.

૭. અને જેઓ ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે, તેમની બૂરાઈઓ અમે તેમનાથી દૂર કરી દઈશું અને તેમને તેમના ઉત્તમ કાર્યોનો બદલો આપીશું.

૮. અમે મનુષ્યને આદેશ આપ્યો કે પોતાના માતા-પિતા સાથે સદ્વ્યવહાર કરે, પરંતુ જો તેઓ તારા ઉપર દબાણ કરે કે તું મારા સાથે કોઈ એવા (ઉપાસ્ય)ને ભાગીદાર ઠેરવે જેને તું (મારા ભાગીદાર તરીકે) નથી જાણતો તો તેમનું કહ્યું ન માન. મારા જ તરફ તમને સૌને પાછા ફરીને આવવાનું છે, પછી હું તમને બતાવી દઈશ કે તમે શું કરતા રહ્યા છો.

૯. અને જે લોકો ઈમાન લાવ્યા હશે અને જેમણે સદ્કાર્યો કર્યા હશે તેમને અમે જરૂર સદાચારીઓમાં દાખલ કરીશું.

૧૦. લોકોના અંદર કોઈ એવો પણ છે જે કહે છે કે અમે ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર. પરંતુ જ્યારે તે અલ્લાહ માટે સતાવવામાં આવ્યો તો તેણે લોકોએ નાખેલી અજમાયશને અલ્લાહની યાતના (અઝાબ)ની જેમ સમજી લીધી. હવે જો તારા રબ તરફથી વિજય અને મદદ આવી પહોંચ્યા તો આ જ માણસ કહેશે કે ''અમે તો તમારા સાથે હતા.'' શું દુનિયાવાળાઓના હૃદયોની સ્થિતિ અલ્લાહ સારી રીતે જાણતો નથી ?

૧૧. અને અલ્લાહને તો આ જોવું જ છે કે ઈમાન લાવનારાઓ કોણ છે અને મુનાફિક (દંભીઓ, કપટાચારીઓ) કોણ ?

૧૨. આ ઈન્કાર કરનારાઓ ઈમાનવાળાઓને કહે છે કે ''તમે અમારી પદ્ધતિનું અનુસરણ કરો અને તમારા ગુનાઓને અમે પોતાના ઉપર લઈ લઈશું.'' જો કે તેમના ગુનાઓમાંથી કંઈ પણ તેઓ પોતાના ઉપર લેવાના નથી, તેઓ તદ્દન જૂઠું બોલે છે.

૧૩. હા, તેઓ જરૂર પોતાના બોજ પણ ઉપાડશે અને પોતાના બોજ ઉપરાંત બીજા ઘણાં બોજ પણ. અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે જૂઠી વાતો જે તેઓ ઘડતા રહ્યા છે તે માટે ચોક્કસ પૂછવામાં આવશે. (રુકૂઅ-૧)

૧૪. અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો અને તે હજારમાં પચાસ વર્ષ ઓછા સુધી તેમના વચ્ચે રહ્યો. છેવટે તે લોકોને તોફાને ઝડપી લીધા એ સ્થિતિમાં કે તેઓ અત્યાચારી હતા.

૧૫. પછી નૂહને અને નૌકાવાળાઓને અમે બચાવી લીધા અને તેને દુનિયાવાળાઓ માટે એક બોધ ગ્રહણ કરવા માટેની નિશાની બનાવી દીધી.

૧૬. અને ઈબ્રાહીમને મોકલ્યો, જ્યારે કે તેણે પોતાની કોમને કહ્યું, ''અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરો. આ તમારા માટે વધુ સારૂં છે જો તમે જાણો.

૧૭. તમે અલ્લાહને છોડીને જેમને પૂજો છો તેઓ તો માત્ર મૂર્તિઓ છે અને તમે એક જૂઠ ઘડી રહ્યા છો. વાસ્તવમાં અલ્લાહ સિવાય તમે જેની પૂજા કરો છો તેઓ તમને કોઈ રોજી પણ આપવાનો અધિકાર ધરાવતા નથી. અલ્લાહથી રોજી માગો અને તેની જ બંદગી કરો અને તેનો જ આભાર માનો, તેના તરફ જ તમે પાછા લઈ જવામાં આવવાના છો.

૧૮. અને જો તમે ખોટું ઠેરવતા હોવ તો તમારા પહેલાં અનેક કોમો ખોટું ઠેરવી ચૂકી છે, અને પયગંબર ઉપર સ્પષ્ટપણે સંદેશો પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી.''

૧૯. શું આ લોકોએ ક્યારેય જોયું જ નથી કે કેવી રીતે અલ્લાહ સર્જનની શરૂઆત કરે છે, અને પછી તેનું પુનરાવર્તન કરે છે ? નિઃશંક આ (પુનરાવર્તન તો) અલ્લાહ માટે વધુ સરળ છે.

૨૦. એમને કહો કે ધરતીમાં હરો ફરો અને જુઓ કે તેણે કેવી રીતે સર્જનની શરૂઆત કરી છે, પછી અલ્લાહ બીજીવાર પણ જીવન પ્રદાન કરશે.



નિઃશંક અલ્લાહ દરેક વસ્તુ કરવા માટે શક્તિમાન છે.

૨૧. જેને ચાહે સજા આપે અને જેના ઉપર ચાહે દયા કરે. તેના જ તરફ તમે પાછા લઈ જવામાં આવવાના છો.

૨૨. તમે ન ધરતીમાં વિવશ કરી શકો છો, ન આકાશમાં, અને અલ્લાહથી બચાવનાર કોઈ સંરક્ષક અને સહાયક તમારા માટે નથી. (રુકૂઅ-૨)

૨૩. જે લોકોએ અલ્લાહની આયતોનો અને તેનાથી મુલાકાતનો ઈન્કાર કર્યો છે, તેઓ મારી કૃપાથી નિરાશ થઈ ગયા છે, અને તેમના માટે દુઃખદાયી સજા છે.

૨૪. પછી ઈબ્રાહીમની કોમનો જવાબ એ સિવાય કંઈ ન હતો કે તેમણે કહ્યું, ''કતલ કરી દો આને અથવા બાળી મૂકો આને.'' અંતે અલ્લાહે તેને આગમાંથી બચાવી લીધો, નિઃસંદેહ આમાં નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન લાવનારા છે.

૨૫. અને તેણે કહ્યું, ''તમે દુનિયાની જિંદગીમાં તો અલ્લાહને છોડીને મૂર્તિઓને પોતાના વચ્ચે પ્રેમનું માધ્યમ બનાવી લીધી છે, પરંતુ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તમે એક-બીજાનો ઈન્કાર અને એક-બીજા ઉપર ફિટકાર કરશો અને આગ તમારૂં ઠેકાણું હશે અને કોઈ તમારો મદદગાર નહીં હોય.''

૨૬. તે વખતે લૂતે તેને માન્યો અને ઈબ્રાહીમે કહ્યું, ''હું પોતાના રબ તરફ હિજરત કરૂં છું, તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.''

૨૭. અને અમે તેને ઈસ્હાક અને યાકૂબ (જેવી સંતાન) આપી અને તેના વંશમાં નબૂવ્વત (ઈશદૂતત્વ) અને ગ્રંથ મૂકી દીધા, અને તેને દુનિયામાં તેનું વળતર આપ્યું અને આખિરત (પરલોક)માં તે નિઃશંક સદાચારીઓમાંથી હશે.

૨૮. અને અમે લૂતને મોકલ્યો ત્યારે તેણે પોતાની કોમને કહ્યું, ''તમે તો તે અશ્લિલ કૃત્ય કરો છો જે તમારા પહેલાં દુનિયાવાળાઓમાંથી કોઈએ નથી કર્યું.

૨૯. શું તમારી સ્થિતિ એ છે કે પુરુષો પાસે જાઓ છો, વટેમાર્ગુઓને લૂંટો

છો અને પોતાની બેઠકોમાં બૂરા કામ કરો છો ?" પછી કોઈ જવાબ તેની કોમ પાસે એ સિવાય ન હતો કે તેણે કહ્યું, "લઈ આવ અલ્લાહની યાતના, જો તું સાચો છે."

૩૦. લૂતે કહ્યું, "હે મારા રબ ! આ અવજ્ઞાકારી લોકોના મુકાબલામાં મારી મદદ કર." (રુકૂઅ-૩)

૩૧. અને જ્યારે અમારા દૂત ઇબ્રાહીમ પાસે ખુશખબર લઈને પહોંચ્યા તો તેમણે તેને કહ્યું, "અમે આ વસ્તીના લોકોનો નાશ કરવાના છીએ. આના લોકો સખત અત્યાચારી થઈ ગયા છે."

૩૨. ઇબ્રાહીમે કહ્યું, "ત્યાં તો લૂત મોજૂદ છે." તેમણે કહ્યું, "અમે સારી રીતે જાણીએ છીએ કે ત્યાં કોણ-કોણ છે. અમે તેને અને, તેની પત્ની સિવાય, તેના બાકી બધા કુટુંબીજનોને બચાવી લઈશું." તેની પત્ની પાછળ રહી જનારાઓ પૈકી હતી.

૩૩. પછી જ્યારે અમારા દૂત લૂત પાસે પહોંચ્યા તો તેમના આગમનથી તે ભારે પરેશાન અને દિલગીર થયો. તેમણે કહ્યું, "ડરો નહીં અને દુઃખી ન થાઓ. અમે તમને અને તમારા કુટુંબીજનોને બચાવી લઈશું, તમારી પત્ની સિવાય જે પાછળ રહી જનારાઓમાંથી છે.

૩૪. અમે આ વસ્તીના લોકો ઉપર આકાશમાંથી યાતના (અઝાબ) ઉતારવાના છીએ, તે દુરાચારના કારણે જે તેઓ કરતા રહ્યા છે."

૩૫. અને અમે તે વસ્તીની એક સ્પષ્ટ નિશાની છોડી દીધી છે તે લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે.

૩૬. અને મદ્યન તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેણે કહ્યું, "હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો અને આખિરત (પરલોક)ના દિવસના ઉમેદવાર રહો અને ધરતીમાં બગાડ પેદા કરનારા બનીને અતિરેક કરતા ન ફરો."

૩૭. પરંતુ તેમણે તેને ખોટો ઠેરવ્યો. છેવટે એક પ્રચંડ ભૂકંપે તેમને ઝડપી લીધા અને તેઓ પોતાના ઘરોમાં પડેલાને પડેલાં જ રહી ગયા.

૩૮. અને આદ અને સમૂદને અમે નષ્ટ કર્યા. તમે તે સ્થળો જોઈ ચૂક્યા છો જ્યાં તેઓ રહેતા હતા. તેમના કામોને શેતાને તેમના માટે સુંદર બનાવી દીધા અને તેમને સીધા માર્ગથી હટાવી દીધા, જો કે તેઓ સૂઝ-બૂઝ ધરાવતા હતા.



૩૯. અને કારૂન અને ફિરઔન અને હામાનને અમે નષ્ટ કર્યા. મૂસા તેમના પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો, પરંતુ તેમણે ધરતીમાં પોતાની મોટાઈનો ઘમંડ કર્યો, જો કે તેઓ બાજી લઈ જનારા ન હતા.

૪૦. અંતમાં અમે દરેકને તેના ગુના માટે પકડ્યા, પછી એમાંથી કોઈના ઉપર પથ્થરો વરસાવતી હવા મોકલી અને કોઈને એક પ્રચંડ ધડાકાએ ઝડપી લીધા અને કોઈને અમે જમીનમાં ખૂંપાવી દીધા અને કોઈને ગરકાવ કરી દીધા. અલ્લાહ તેમના ઉપર અત્યાચાર કરનાર ન હતો, પરંતુ તેઓ પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યા હતા.

૪૧. જે લોકોએ અલ્લાહને છોડીને બીજા સંરક્ષક બનાવી લીધા છે, તેમનું દૃષ્ટાંત કરોળિયા જેવું છે જે પોતાનું એક ઘર બનાવે છે અને સર્વ ઘરોમાં કમજોર ઘર કરોળિયાનું જ હોય છે. કદાચ આ લોકો જ્ઞાન ધરાવતા.

૪૨. આ લોકો અલ્લાહને છોડીને જે વસ્તુને પણ પોકારે છે, અલ્લાહ તેને સારી રીતે જાણે છે અને તે જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૪૩. આ દૃષ્ટાંતો અમે લોકોને સમજાવવા માટે આપીએ છીએ, પરંતુ આમને તે જ લોકો સમજે છે જેઓ જ્ઞાન ધરાવે છે.

૪૪. અલ્લાહે આકાશો અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે, હકીકતમાં આમાં એક નિશાની છે ઈમાનવાળાઓ માટે. (રુકૂઅ-૪).

**૪૫. (હે નબી !) તિલાવત કરો આ ગ્રંથની (અર્થાત્ પઠન કરો આ કુર્આનનું)** જે તમારા તરફ વહી દ્વારા મોકલવામાં આવ્યો છે અને નમાઝ કાયમ કરો, નિઃશંક નમાઝ નિર્લજ્જતા અને બૂરા કામોથી રોકે છે અને અલ્લાહનું સ્મરણ આનાથી પણ મોટી વસ્તુ છે. અલ્લાહ જાણે છે જે કંઈ તમે કરો છો.

**૪૬. અને અહલે કિતાબ (ગ્રંથવાળાઓ) જોડે વિવાદ ન કરો, પણ ઉત્તમ રીતે — સિવાય તે લોકોના જેઓ તેમનામાંથી અત્યાચારી હોય — અને**

તેમને કહો કે "અમે ઈમાન લાવ્યા છીએ તે વસ્તુ ઉપર પણ જે અમારા તરફ મોકલવામાં આવી છે અને તે વસ્તુ ઉપર પણ જે તમારા તરફ મોકલવામાં આવી હતી, અમારો ખુદા (ઈશ) અને તમારો ખુદા (ઈશ) એક જ છે અને અમે તેના જ મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ."

૪૭. (હે નબી !) અમે આવી જ રીતે તમારા ઉપર ગ્રંથ અવતરિત કર્યો છે. આથી તે લોકો જેમને અમે પહેલાં ગ્રંથ આપ્યો હતો, તેઓ આના ઉપર ઈમાન લાવે છે, અને આ લોકોમાંથી પણ ઘણાં આના ઉપર ઈમાન લાવી રહ્યા છે, અને અમારી આયતોનો ઈન્કાર માત્ર કાફિરો (અધર્મીઓ) જ કરે છે.

૪૮. (હે નબી !) તમે આના પહેલાં કોઈ ગ્રંથ પઢતા ન હતા, અને ન પોતાના હાથે લખતાં હતા, જો આવું હોત તો અસત્યવાદી લોકો શંકામાં પડી શકતા હતા.

૪૯. હકીકતમાં આ સ્પષ્ટ નિશાનીઓ છે તે લોકોના હૃદયોમાં જેમને જ્ઞાન પ્રદાન કરવામાં આવ્યું છે. અને અમારી આયતોનો ઈન્કાર કરતા નથી સિવાય તે લોકો જેઓ અત્યાચારી છે.

૫૦. આ લોકો કહે છે, "કેમ ન ઉતારવામાં આવી આ માણસ ઉપર નિશાનીઓ એના રબ (પ્રભુ) તરફથી ?" કહો, "નિશાનીઓ તો અલ્લાહ પાસે છે અને હું માત્ર સ્પષ્ટપણે ચેતવનાર છું."

૫૧. અને શું આ લોકો માટે આ (નિશાની) પૂરતી નથી કે અમે તમારા ઉપર ગ્રંથ અવતરિત કર્યો જે આમને પઢીને સંભળાવવામાં આવે છે ? વાસ્તવમાં આમાં કૃપા છે અને શિખામણ તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે. (રુકૂઅ-૫)

૫૨. (હે નબી !) કહો કે "મારા અને તમારા વચ્ચે અલ્લાહ સાક્ષી માટે પૂરતો છે. તે આકાશો અને ધરતીમાં બધું જ જાણે છે. જે લોકો અસત્યને માને છે અને અલ્લાહ સાથે કુફ્ર કરે છે તેઓ જ નુકસાનમાં રહેવાના છે."

૫૩. આ લોકો તમારા પાસે યાતના (અઝાબ) જલ્દી લાવવા માટે માગણી કરે છે. જો એક સમય નિશ્ચિત કરી દેવામાં આવ્યો ન હોત તો આમના ઉપર યાતના આવી ગઈ હોત અને ચોક્કસ (તેના સમયે) તે આવીને રહેશે, એકાએક, એવી સ્થિતિમાં કે આમને ખબર પણ નહીં હોય.

૫૪. આ તમારા પાસે યાતના જલ્દી લઈ આવવા માટે માગણી કરે છે, જો કે જહન્નમ આ કાફિરો (અધર્મીઓ)ને ઘેરામાં લઈ ચૂકી છે.

૫૫. (અને આમને ખબર પડશે) તે દિવસે જ્યારે કે યાતના આમને ઉપરથી પણ ઢાંકી લેશે અને પગ નીચેથી પણ, અને કહેશે કે હવે ચાખો મજા



તે કૃત્યોની જે તમે કરતા હતા.

૫૬. હે મારા બંદાઓ, જેઓ ઈમાન લાવ્યા છો ! મારી ધરતી વિશાળ છે, પછી તમે મારી જ બંદગી કરો.

૫૭. દરેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે, પછી તમે સૌ અમારા તરફ જ પાછા લાવવામાં આવશો.

૫૮. જે લોકો ઈમાન લાવ્યા છે અને જેમણે સદ્કાર્યો કર્યા છે, તેમને અમે જન્નત (સ્વર્ગ)ની ઊંચી-ઊંચી ઈમારતોમાં રાખીશું, જેના નીચે નહેરો વહી રહી હશે, ત્યાં તેઓ હંમેશાં રહેશે, કેવું ઉત્તમ વળતર છે સદ્કાર્યો કરનારાઓ માટે —

૫૯. તે લોકો માટે જેમણે સબ્ર (ધૈર્ય) કર્યું છે અને જેઓ પોતાના રબ (પ્રભુ) ઉપર ભરોસો કરે છે.

૬૦. કેટલાય પ્રાણીઓ એવા છે જે પોતાની રોજી સાથે ઉપાડીને ફરતા નથી, અલ્લાહ તેમને રોજી આપે છે અને તમને રોજી આપનાર પણ તે જ છે. તે બધું જ સાંભળે અને જાણે છે.

૬૧. જો તમે આ લોકોને પૂછો કે ધરતી અને આકાશોને કોણે પેદા કર્યા છે અને સૂર્ય અને ચંદ્રને કોણે આધીન કરી રાખ્યા છે તો ચોક્કસ કહેશે કે અલ્લાહે. પછી આ લોકો કયાંથી છેતરાઈ રહ્યા છે ?

૬૨. અલ્લાહ જ છે જે પોતાના બંદાઓમાંથી જેની ચાહે છે રોજી વિપુલ કરી દે છે અને જેની ચાહે છે તંગ કરી દે છે. નિઃશંક અલ્લાહ દરેક વસ્તુનો જાણનાર છે.

૬૩. જો તમે આમને પૂછો કે કોણે આકાશમાંથી પાણી વરસાવ્યું અને તેના વડે નિર્જીવ પડેલી ધરતીને જીવંત કરી દીધી તો તેઓ જરૂર કહેશે કે અલ્લાહે. કહો, અલહમ્દુલિલ્લાહ ! (સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે). પરંતુ આમાંથી ઘણાંખરા લોકો સમજતા નથી. (રુકૂઅ-૬)

૬૪. અને આ દુનિયા (આલોક)નું જીવન કંઈ નથી, બલ્કે એક ખેલ અને દિલ બહેલાવવાની વસ્તુ. અસલ જિંદગીનું ઘર તો આખિરત (પરલોક)નું ઘર છે, કદાચ, આ લોકો જાણતા હોત.

૬૫. જ્યારે આ લોકો નૌકામાં સવાર થાય છે તો પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે વિશુદ્ધ કરીને તેના પાસે દુઆ માગે છે, પછી જ્યારે તે તેમને બચાવીને જમીન ઉપર લઈ આવે છે તો એકાએક આ લોકો શિર્ક કરવા લાગે છે,

૬૬. જેથી અલ્લાહે આપેલી મુક્તિ બદલ તેના તરફ અપકાર દાખવે અને (દુનિયાના જીવનની) મજા માણે. ભલે, ટૂંક સમયમાં જ આમને ખબર પડી જશે.

૬૭. શું આ લોકો જોતા નથી કે અમે એક શાંતિમય હરમ (પ્રતિષ્ઠિત સ્થાન) બનાવી દીધું છે, જો કે એમની આસપાસ લોકોને આંચકી લેવામાં આવે છે ? શું તે પછી પણ આ લોકો અસત્યને માને છે અને અલ્લાહની કૃપાનો ઈન્કાર કરે છે ?

૬૮. તે માણસથી વધુ અત્યાચારી કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠી વાત ઘડે અથવા સત્યનો ઈન્કાર કરે જ્યારે કે તે તેની સામે આવી ગયું હોય ? શું આવા કાફિર લોકો (વિધર્મીઓ)નું ઠેકાણું જહન્નમ (નર્ક) જ નથી ?

૬૯. જે લોકો અમારા માટે સંઘર્ષ કરશે, એમને અમે અમારા રસ્તા દેખાડીશું, અને નિશ્ચિતપણે અલ્લાહ સદ્કાર્યો કરનારાઓની જ સાથે છે. (રુકૂઅ-૭)



# (૩૦) અર્-રૂમ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પ્રથમ આયતના શબ્દ 'ગુલિબતિર્-રૂમ' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આરંભમાં જ જે ઐતિહાસિક બનાવનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનાથી ઉતરાણકાળ નિશ્ચિતપણે નક્કી થઈ જાય છે. આમાં ફરમાવવામાં આવ્યું છે કે, ''નજીકની ધરતીમાં રોમનો પરાજિત થઈ ગયા છે.'' તે જમાનામાં આરબપ્રદેશને લગોલગ રોમનોના કબજા હેઠળ જોર્ડન, સીરિયા અને પેલેસ્ટાઈન હતા. આ દેશોમાં રોમનો ઉપર ઈરાનીઓનું પ્રભુત્વ ઈ.સ. ૬૧૫માં સ્થપાઈ ચૂક્યું હતું. આથી આધારભૂત રીતે કહી શકાય છે કે આ સૂરઃનું અવતરણ તે જ વર્ષમાં થયું, અને આ તે જ વર્ષ હતું, જેમાં હબશાની હિજરતનો પ્રસંગ બન્યો.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

જે આગાહી આ સૂરઃના આરંભની આયતોમાં કરવામાં આવી છે તે કુર્આનેમજીદના કલામે-ઈલાહી (ઈશવાણી) હોવા માટેના અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાચા રસૂલ (ઈશદૂત) હોવાના સૌથી ખુલ્લા પુરાવાઓ પૈકી એક છે. આ સમજવા માટે એ જરૂરી છે કે તે ઐતિહાસિક ઘટનાક્રમો ઉપર એક વિસ્તૃત દૃષ્ટિપાત કરી લેવામાં આવે જે આ આયતો સાથે સંબંધ ધરાવે છે:

પયગંબર (સલ્લ.)ની નબૂવ્વતના આઠ વર્ષ પહેલાંની વાત છે કે રોમન સમ્રાટ કૈસર મોરિસ વિરૂદ્ધ બળવો થયો અને ફોકાસ નામનો એક માણસ રાજ્યાસન ઉપર કબજો જમાવી બેઠો. આ માણસે કૈસરના સાથે તેની પત્નિ અને સંતાનોને જાહેરમાં કતલ કરી નાંખ્યા. આ બનાવથી ઈરાનના બાદશાહ ખુસરો પરવેઝને રોમ ઉપર આક્રમણ કરવાનું નૈતિક બહાનું મળી ગયું. કેમ કે મોરિસે પરવેઝ ઉપર ઉપકાર કર્યા હતા. તેની મદદ વડે જ પરવેઝને ઈરાનનું સિંહાસન મળ્યું હતું. ઈ.સ. ૬૦૩માં તેણે રોમન સામ્રાજ્ય વિરૂદ્ધ લડાઈ કરી અને થોડાજ વર્ષોમાં તેના સૈન્યને હાર આપીને છેક અંદર સુધી ઘૂસી ગયો. રોમના દરબારીઓએ આ જોઈને કે ફોકાસ દેશને બચાવી શકતો નથી, આફ્રિકાના ગવર્નરની મદદ માગી. તેણે પોતાના પુત્ર હિરકલને એક મજબૂત નૌકાદળ સાથે કોન્સ્ટન્ટીનોપલ મોકલી દીધો. તેના ત્યાં પહોંચતાં જ ફોકાસને રાજગાદી ઉપરથી ઉતારી દેવામાં આવ્યો, અને તેની જગ્યાએ હિરકલને કૈસર બનાવવામાં આવ્યો, અને તેણે સત્તા ઉપર આવીને

ફોકાસ સાથે એવું જ વર્તન કર્યું જે તેણે મોરિસ સાથે કર્યું હતું. આ ઈ.સ. ૬૧૦નો પ્રસંગ છે, અને આ તે જ વર્ષ છે જેમાં હઝરત મુહમ્મદ (સલ્લ.) અલ્લાહ તરફથી નબૂવ્વતના પદ ઉપર બિરાજમાન થયા.

ખુસરો પરવેઝે જે નૈતિક કારણને બહાનું બનાવીને લડાઈ કરી હતી તે ફોકાસના પતન અને કતલ પછી બાકી રહ્યું ન હતું. જો ખરેખર તેની લડાઈનો હેતુ ફોકાસ પાસેથી તેના જુલ્મનો બદલો લેવાનો હોત તો તેના માર્યા ગયા પછી તેણે નવા કૈસર સાથે સંધિ કરી લેવી જોઈતી હતી. પરંતુ તેણે તે પછી પણ લડાઈ ચાલુ રાખી અને હવે આ લડાઈને અગ્નિપૂજકો અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે ધર્મ યુદ્ધનો રંગ આપી દીધો.

હિરક્લ આવીને આ પૂર રોકી ન શક્યો અને એક પછી એક પ્રદેશો ઉપર વિજય મેળવીને પછી ઈ.સ. ૬૧૪માં બૈતલ મુકદ્દસ ઉપર કબજો કરીને તો ઈરાનીઓએ ખ્રિસ્તી જગતને ખેદાન-મેદાન કરી નાંખ્યું.

આ વિજય પછી એક વર્ષમાં તો ઈરાની સેનાઓ જોર્ડન, પેલેસ્ટાઈન અને સીનાઈના દ્વીપકલ્પના આખા પ્રદેશ ઉપર કબજો જમાવીને મિસરની સરહદો સુધી પહોંચી ગઈ. આ તે જમાનો હતો જ્યારે મહાન મક્કામાં એક બીજું અને તેના કરતાં અનેકગણું મહત્ત્વનો ઐતિહાસિક સંઘર્ષ ચાલી રહ્યો હતો. અહીં તૌહીદ (એકેશ્વરવાદ)ના ધ્વજવાહકો હઝરત મુહમ્મદ (સલ્લ.)ના નેતૃત્વ હેઠળ અને શિર્ક (અનેકેશ્વરવાદ)ના અનુયાયીઓ કુરૈશ સરદારોની આગેવાની હેઠળ એકબીજા સાથે સંઘર્ષરત હતાં, અને ઈ.સ. ૬૧૫માં તો પરિસ્થિતિ એટલી હદે પહોંચી ગઈ હતી કે મુસલમાનોની એક મોટી સંખ્યાએ ઘરબાર છોડીને હબશાના ખ્રિસ્તી રાજ્યમાં (જે રોમન સલ્તનતને તાબે હતું) આશ્રય લેવો પડ્યો. તે વખતે રોમન સામ્રાજ્ય ઉપર ઈરાનના વર્ચસ્વની વાતો લોકજીભે ચર્ચાઈ રહી હતી. મક્કાના મુશ્રિકો (વિધર્મીઓ)આ સમાચાર સાંભળીને આનંદિત થઈ રહ્યા હતાં અને મુસલમાનોને કહેતા હતા કે જુઓ, ઈરાનના અગ્નિપૂજકો વિજય મેળવી રહ્યાં છે અને વહી તથા રિસાલતમાં માનનારા ખ્રિસ્તીઓ હાર ઉપર હાર ખાતા જઈ રહ્યાં છે. આવી જ રીતે અમે આરબ દેશના મૂર્તિપૂજકો પણ તમને અને તમારા ધર્મને ખતમ કરી નાખીશું.

આ પરિસ્થિતિમાં કુર્આનેમજીદની આ સૂરઃનું અવતરણ થયું અને એમાં આ આગાહી કરવામાં આવી કે, ''નજીકની ધરતી ઉપર રોમનો પરાજિત થઈ ગયાં છે, પરંતુ આ પરાજયના થોડા વર્ષમાં જ તેઓ વિજયી થશે, અને તે એ દિવસ હશે જ્યારે અલ્લાહના આપેલા વિજયથી ઈમાનવાળા ખુશ થઈ રહ્યાં હશે.'' આમાં એકની જગ્યાએ બે આગાહીઓ હતી : એક એ કે રોમનોને પ્રભુત્વ મળશે, બીજી એ કે મુસલમાનોને પણ તે જ જમાનામાં વિજય મળશે.



પ્રત્યક્ષ રીતે તો ઘણે દૂર સુધી આ વાતનો કોઈ અણસાર મળતો ન હતો કે આમાંથી કોઈ પણ આગાહી થોડા વરસમાં સાચી પડશે.

કુર્આનની આ આયતો જ્યારે ઉતરી તો મક્કાના કાફિરોએ મુસલમાનોની ખૂબ મજાક ઉડાવી, પરંતુ સાત-આઠ વર્ષમાંજ પરિસ્થિતિ પલટાઈ ગઈ. ઈ.સ. ૬૨૨માં આ તરફ પયગંબર (સલ્લ.) હિજરત કરીને મદીના ગયા, અને તે તરફ રોમનો કૈસર હિરક્લ શાંતિપૂર્વક કોન્સટન્ટીનોપલથી કાળા સમુદ્ર (Black Sea)ના માર્ગે ત્રાબઝૂન તરફ રવાના થયો, જ્યાં તેણે ઈરાન ઉપર વળતું આક્રમણ કરવાની તૈયારી કરી અને બીજા વર્ષે ઈ.સ. ૬૨૪માં આઝરબૈજાનમાં ઘૂસી જઈને જરથુષ્ટ્રના જન્મસ્થળ અરમ્યાહનો નાશ કર્યો અને ઈરાનીઓના સૌથી મોટા અગ્નિકુંડનો પણ સર્વનાશ કરી દીધો. અલ્લાહની કુદરત જુઓ કે આ જ તે વર્ષ હતું, જેમાં મુસલમાનોને બદ્ર મુકામે પ્રથમવાર મુશ્રિકો (મક્કાના વિધર્મીઓ)ના મુકાબલે નિર્ણાયક વિજય પ્રાપ્ત થયો. આમ તે બંને આગાહીઓ જે સૂરઃ રૂમમાં કરવામાં આવી હતી, દસ વર્ષનો સમય પૂરો થાય તે પહેલા એકીસાથે સાચી ઠરી.

**વિષય:**

આ સૂરઃની શરૂઆત એ વાત સાથે કરવામાં આવી છે કે આજે રોમનો પરાજિત થઈ ગયાં છે અને સમગ્ર દુનિયા પણ એવું સમજી રહી છે, પરંતુ થોડા વર્ષ પસાર થશે નહીં કે પાસું પલટાઈ જશે અને જે પરાજિત છે તે પ્રભુત્વ મેળવશે.

આ આરંભિક કથનમાંથી ખ્યાલ આવે છે કે વ્યક્તિ પોતાની બાહ્ય દૃષ્ટિના કારણે એટલું જ જુએ છે, જે ખરેખર તેની આંખોના સામે હોય છે, પરંતુ આ બાહ્યનાં પડદા પાછળ જે કંઈ છે તેની ખબર તેને હોતી નથી. આ બાહ્ય નજર જ્યારે દુનિયાની નાની-નાની બાબતોમાં ગેરસમજ અને ખોટા અંદાજ માટે કારણભૂત બની શકે છે, તો પછી સમગ્ર જીવનની બાબતમાં દુન્યવી જીવનના બાહ્ય ઉપર ભરોસો કરી લેવો અને આ જ આધાર ઉપર પોતાના જીવનની સમગ્ર પુંજીને દાવ પર લગાવી દેવી કેટલી મોટી ભૂલ છે.

આવી રીતે રોમ અને ઈરાનની બાબતથી પ્રવચનની દિશા આખિરત (પરલોક)ના વિષય તરફ વળી જાય છે અને સતત ૨૭ આયત સુધી વિવિધ રીતે એ સમજાવવાની કોશિશ કરવામાં આવે છે કે આખિરત શક્ય પણ છે, બુદ્ધિસંગત પણ છે, અને આવશ્યક પણ છે.

આના અનુસંધાનમાં આખિરત ઉપર દલીલ કરતાં સૃષ્ટિની જે નિશાનીઓ પુરાવા તરીકે રજૂ કરવામાં આવી છે તે બરાબર એ જ નિશાનીઓ છે જે તૌહીદ (એકેશ્વરવાદ)ને પણ પ્રમાણિત કરે છે. આથી આયત-૪૧ના

આરંભથી પ્રવચનની દિશા તૌહીદના પુરાવા આપવા અને શિર્ક (અનેકેશ્વરવાદ)ને ખોટું ઠરાવવા તરફ વળી જાય છે અને દર્શાવવામાં આવે છે કે મનુષ્ય માટે સ્વાભાવિક દીન (ધર્મ) એ જ છે કે તે તદ્દન એકાગ્ર થઈને એક અલ્લાહની બંદગી કરે. શિર્ક સૃષ્ટિ અને મનુષ્યની પ્રકૃતિ વિરુદ્ધ છે, આથી જ્યાં પણ મનુષ્યએ પથભ્રષ્ટતા અપનાવી છે ત્યાં બગાડ ઊભો થયો છે અને આ પહેલાં માનવ-ઈતિહાસમાં જેટલી પણ કોમો-જાતિઓ બગાડમાં ગ્રસ્ત થઈ છે, તે તમામ પણ મુશ્રિક (અનેકેશ્વરવાદી) કોમો જ હતી.

વાતનું સમાપન કરતાં દૃષ્ટાંત આપીને લોકોને સમજાવવામાં આવ્યું છે કે જેવી રીતે ધરતી, અલ્લાહની પ્રદાન કરેલ વર્ષાથી એકાએક સજીવન થઈ જાય છે અને ખીલી ઊઠે છે, તેવી જ રીતે અલ્લાહે મોકલેલ વહી અને નબૂવ્વત પણ મૃત માનવતાના હિતમાં રહમત (કૃપા)ની વર્ષા સમાન છે. જેનું ઉતરાણ તેના માટે જીવન, ઉન્નતિ અને ભલાઈનું કારણ હોય છે. આ તકનો ફાયદો ઉઠાવશો તો આ જ આરબ પ્રદેશની વેરાન ધરતી અલ્લાહની રહમત (કૃપા)ના કારણે લહેરાવા લાગશે અને બધી ભલાઈ તમારા માટે જ હશે. આનો લાભ નહીં ઉઠાવો તો પોતાનું જ નુકસાન કરશો, ત્યારે પસ્તાવાથી કંઈ વળશે નહીં અને નુકસાન ભરપાઈ કરવાની કોઈ તક તમને પ્રાપ્ત નહીં થાય.



# (૩૦) સૂરઃ અર્-રૂમ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૬૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ !

૨-૩. રોમના વાસીઓ નજીકની ભૂમિમાં પરાજિત થઈ ગયા છે અને પોતાના આ પરાજય પછી થોડા જ વર્ષોમાં તેઓ વિજયી થઈ જશે.

૪. અલ્લાહનો જ અધિકાર છે પહેલાં પણ અને પછી પણ, અને તે દિવસ તે હશે જ્યારે અલ્લાહે પ્રદાન કરેલા વિજય ઉપર મુસલમાનો ખુશીઓ મનાવશે.

૫. અલ્લાહ મદદ આપે છે જેને ચાહે છે, અને તે પ્રભુત્વશાળી અને દયાળુ છે.

૬. આ વાયદો અલ્લાહે કર્યો છે, અલ્લાહ કદાપિ પોતાના વાયદાનો ભંગ નથી કરતો, પરંતુ ઘણાંખરા લોકો જાણતા નથી.

૭. લોકો દુનિયાના જીવન (આલોક)ના ફક્ત બાહ્ય સ્વરૂપને જાણે છે અને આખિરત (પરલોક)થી તેઓ પોતે જ બેખબર છે.

૮. શું તેમણે ક્યારેય સ્વયં પોતાનામાં ચિંતન-મનન નથી કર્યું ? અલ્લાહે ધરતી અને આકાશો અને તે તમામ વસ્તુઓને જે તેમના વચ્ચે છે સત્યપૂર્વક અને એક નિશ્ચિત સમય માટે જ પેદા કરી છે. પરંતુ ઘણાં લોકો પોતાના રબ (પ્રભુ)ની મુલાકાતનો ઈન્કાર કરે છે.

૯. અને શું આ લોકો ક્યારેય ધરતીમાં હર્યાફર્યા નથી કે આમને તે લોકોનો અંજામ દેખાતો જે આમના પહેલાં થઈ ગયા છે ? તેઓ આમનાથી વધુ શક્તિશાળી હતા, તેમણે ધરતીને ખૂબ ખેડી હતી અને તેને એટલી આબાદ કરી હતી જેટલી આમણે કરી નથી. તેમના પાસે તેમના રસૂલો (ઈશદૂતો) નિશાનીઓ લઈને આવ્યા, તો અલ્લાહ તેમના ઉપર અત્યાચાર કરનાર ન હતો, પરંતુ તેઓ પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યા હતા.

૧૦. છેવટે જે લોકોએ બૂરાઈઓ કરી હતી તેમનો અંજામ ખૂબ ખરાબ આવ્યો, કેમ કે તેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી હતી અને તેઓ તેમની મજાક ઉડાવતા હતા. (રુકૂઅ-૧)

૧૧. અલ્લાહ જ સર્જનની શરૂઆત કરે છે, પછી તે જ તેનું પુનરાવર્તન

કરશે, પછી તેના તરફ જ તમે પાછા ફેરવવામાં આવશો.

૧૨. અને જ્યારે તે ઘડી અસ્તિત્વમાં આવશે, તે દિવસે અપરાધીઓ સ્તબ્ધ થઈ જશે.

૧૩. તેમના ઠેરવેલા ભાગીદારોમાંથી કોઈ તેમનો ભલામણકર્તા નહીં થાય અને તેઓ પોતાના ભાગીદારોનો ઇન્કાર કરનારા બની જશે.

૧૪. જે દિવસે તે ઘડી અસ્તિત્વમાં આવશે તે દિવસે (સૌ મનુષ્યો) જુદા-જુદા જૂથોમાં વહેંચાઈ જશે.

૧૫-૧૬. જે લોકો ઈમાન લાવ્યા છે અને જેમણે સદ્કાર્યો કર્યા છે, તેમને એક બાગમાં આનંદ અને ઉલ્લાસની સાથે રાખવામાં આવશે અને જેમણે કુફ્ર કર્યું છે અને અમારી આયતોને અને આખિરત (પરલોક)ની મુલાકાતનો ઇન્કાર કર્યો છે તેમને યાતનામાં હાજર રાખવામાં આવશે.

૧૭. તો તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો અલ્લાહની, જ્યારે કે તમે સાંજ કરો છો અને સવારકરો છો.

૧૮. આકાશો અને ધરતીમાં તેના જ માટે પ્રશંસા છે અને (તસ્બીહ કરો તેની) ત્રીજા પહોરમાં અને જ્યારે તમારા ઉપર ઝુહ્રનો સમય આવે છે.

૧૯. તે સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને નિર્જીવને સજીવમાંથી કાઢી લાવે છે અને ધરતીને તેના મૃત્યુ પછી જીવન પ્રદાન કરે છે. આવી રીતે તમે લોકો પણ (મૃત અવસ્થામાંથી) કાઢી લાવવામાં આવશો. (રુકૂઅ-૨)

૨૦. તેની નિશાનીઓમાંથી એ છે કે તેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી તમે એકાએક મનુષ્ય થઈ (ધરતીમાં) ફેલાતા જઈ રહ્યા છો.

૨૧. અને તેની નિશાનીઓમાંથી એ છે કે તેણે તમારા માટે તમારી જ સહજાતિથી પત્નીઓ બનાવી, જેથી તમે તેમના પાસે મનની શાંતિ મેળવી શકો અને તમારા વચ્ચે પ્રેમ અને દયા પેદા કરી દીધાં. નિઃશંક આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ વિચાર કરે છે.

૨૨. અને તેની નિશાનીઓમાંથી આકાશો અને ધરતીનું સર્જન અને તમારી ભાષાઓ અને તમારા રંગોમાં ભિન્નતા છે. નિશ્ચિતપણે આમાં ઘણી નિશાનીઓ છે બુદ્ધિશાળી લોકો માટે.

૨૩. અને તેની નિશાનીઓમાંથી તમારૂં રાત્રે અને દિવસે ઊંઘવું અને તમારૂં તેની કૃપા (આજીવિકા) શોધવું છે. નિઃશંક આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ (ધ્યાનપૂર્વક) સાંભળે છે.

૨૪. અને તેની નિશાનીઓમાંથી એ છે કે તે તમને વીજળીનો ચમકારો દેખાડે



છે, ભય સાથે પણ અને આશા સાથે પણ અને આકાશમાંથી પાણી વરસાવે છે, પછી તેના વડે ધરતીને તેના મૃત્યુ પછી જીવન પ્રદાન કરે છે. નિઃશંક આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે.

૨૫. અને તેની નિશાનીઓમાંથી એ છે કે આકાશો અને ધરતી તેના આદેશથી કાયમ છે, પછી જેવા તે તમને ધરતીમાંથી પોકારશે, બસ એક જ પોકારમાં એકાએક તમે નીકળી આવશો.

૨૬. આકાશો અને ધરતીમાં જે પણ છે, તેના બંદા (દાસ) છે. બધા તેના જ આદેશના આધીન છે.

૨૭. તે જ છે જે સર્જનનો આરંભ કરે છે, પછી તે તેનું પુનરાવર્તન કરશે અને આ તેના માટે વધારે સરળ છે. આકાશો અને ધરતીમાં તેનો જ ગુણ સૌથી શ્રેષ્ઠ છે અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૩)

૨૮. તે તમને સ્વયં તમારી પોતાની જ જાતથી એક દૃષ્ટાંત આપે છે. શું તમારા તે ગુલામોમાંથી જેઓ તમારા આધીન છે, કેટલાક ગુલામો એવા પણ છે જે અમે આપેલ ધન-દોલતમાં તમારા સાથે બરાબરના ભાગીદાર હોય અને તમે તેમનાથી એવી રીતે ડરતા હોવ જેવી રીતે પરસ્પર પોતાના સમોવડિયાઓથી ડરો છો – આવી રીતે અમે નિશાનીઓ સ્પષ્ટ કરીને રજૂ કરીએ છીએ, તે લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે.

૨૯. પરંતુ આ અત્યાચારીઓ સમજ્યા-જાણ્યા વિના પોતાની કલ્પનાઓની પાછળ ચાલી નીકળ્યા છે. હવે કોણ તે માણસને રસ્તો દેખાડી શકે છે જેને અલ્લાહે ભટકાવી દીધો હોય ? આવા લોકોનો તો કોઈ મદદગાર નથી હોઈ શકતો.

૩૦. તો પછી (હે પયગંબર ! અને પયગંબરના અનુયાયીઓ !) એકાગ્ર થઈને પોતાનું રૂખ આ દીન (ધર્મ)ની દિશામાં જમાવી દો. કાયમ થઈ જાવ તે પ્રકૃતિ ઉપર જેના ઉપર અલ્લાહે મનુષ્યોને પેદા કર્યા છે. અલ્લાહે બનાવેલ પ્રકૃતિ બદલી શકાતી નથી. આ જ તદ્દન સીધો અને દુરસ્ત દીન (ધર્મ) છે, પરંતુ ઘણાં લોકો જાણતા નથી.

૩૧. (કાયમ થઈ જાઓ એ વાત ઉપર) અલ્લાહના તરફ રજૂ થઈને, અને ડરો તેનાથી, અને નમાઝ કાયમ કરો, અને ન થઈ જાઓ તે મુશરિકોમાંથી

૩૨. જેમણે પોત-પોતાનો અલગ દીન (ધર્મ) બનાવી લીધો છે અને જૂથોમાં

વહેંચાઈ ગયા છે. દરેક જૂથ પાસે જે કંઈ છે, તેમાં જ તે મગ્ન છે.

૩૩. લોકોની હાલત એ છે કે જ્યારે તેમને કોઈ તકલીફ પહોંચે છે તો પોતાના રબ (પ્રભુ) તરફ રજૂ થઈ તેને પોકારે છે. પછી જ્યારે તે પોતાની કેટલીક કૃપાની મજા તેમને ચખાડી દે છે તો સહસા તેમનામાંથી કેટલાક લોકો અલ્લાહના ભાગીદાર ઠેરવવા લાગે છે,

૩૪. જેથી અમે કરેલા ઉપકાર બદલ અપકાર કરે. ભલે, માણી લો મજા, ટૂંક સમયમાં જ તમને ખબર પડી જશે.

૩૫. શું અમે કોઈ સનંદ કે દલીલ આમના ઉપર ઉતારી છે જે સાક્ષી આપતી હોય તે શિર્કની સચ્ચાઈનો જે આ લોકો કરી રહ્યા છે ?

૩૬. જ્યારે અમે લોકોને કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ ત્યારે તેઓ તેના ઉપર ફૂલાઈ જાય છે અને જ્યારે તેમના પોતાના કરેલા કૃત્યોના કારણે તેમના ઉપર કોઈ મુસીબત આવે છે તો સહસા તેઓ નિરાશ થવા લાગે છે.

૩૭. શું આ લોકો જોતા નથી કે અલ્લાહ જ રોજી વિશાળ કરે છે જેની ચાહે છે અને તંગ કરે છે (જેની ચાહે છે) ? નિશ્ચિતપણે આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે.

૩૮. તો (હે ઈમાનવાળા !) રિશ્તેદારને તેનો હક્ક આપ અને ગરીબ અને મુસાફરને (તેનો હક્ક). આ પદ્ધતિ વધુ સારી છે તે લોકો માટે જેઓ અલ્લાહની પ્રસન્નતા ઈચ્છતા હોય, અને તેઓ જ સફળતા પામવાના છે.

૩૯. જે વ્યાજ તમે આપો છો જેથી લોકોના ધનમાં ભળીને તે વધી જાય, અલ્લાહના નજીક તે નથી વધતું, અને જે ઝકાત (ધર્મ-દાન) તમે અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના આશયથી આપો છો, તેના જ આપનારા હકીકતમાં પોતાનું ધન વધારે છે.

૪૦. અલ્લાહ જ છે જેણે તમને પેદા કર્યા, પછી તમને રોજી આપી, પછી તે તમને મૃત્યુ આપે છે, પછી તે તમને જીવંત કરશે. શું તમારા ઠેરવેલા ભાગીદારોમાં કોઈ એવો છે જે આમાંથી કોઈ પણ કામ કરતો હોય ? પાક છે તે અને ઉચ્ચતર અને શ્રેષ્ઠ છે તે શિર્ક (ઉપાસનામાં અલ્લાહના ભાગીદાર ઠેરવવાથી)થી જે આ લોકો કરે છે. (રુકૂઅ-૪)

૪૧. જમીન અને સમુદ્રમાં બગાડ પેદા થઈ ગયો છે લોકોના પોતાના હાથોની કમાણીથી, જેથી સ્વાદ ચખાડે તેમને તેમની કેટલાક કર્મોનો, કદાચ તેઓ અટકી જાય.



૪૨. (હે નબી !) આમને કહો કે ધરતીમાં હરીફરીને જુઓ, અગાઉ થઈ ગયેલા લોકોનો શું અંજામ આવી ચૂક્યો છે, તેમાંના ઘણાખરા મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) જ હતા.

૪૩. તો (હે નબી !) પોતાનું રુખ દૃઢતાની સાથે જમાવી દો આ સત્ય-ધર્મની દિશામાં, એનાથી પહેલાં કે તે દિવસ આવે જેના ટળી જવાનો કોઈ ઉપાય અલ્લાહ તરફથી નથી. તે દિવસે લોકો વિભાજિત થઈ એક-બીજાથી અલગ થઈ જશે.

૪૪-૪૫. જેણે ઇન્કાર (કુફ્ર) કર્યો છે તેના ઇન્કારની મુસીબત તેના ઉપર જ છે, અને જે લોકોએ સદ્કાર્યો કર્યા છે તેઓ પોતાના જ માટે (સફળતાનો માર્ગ) સ્વચ્છ કરી રહ્યા છે, જેથી અલ્લાહ ઈમાન લાવનારાઓને અને સદ્કાર્ય કરનારાઓને પોતાની કૃપાથી બદલો આપે. નિઃશંક તે કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને પસંદ કરતો નથી.

૪૬. તેની નિશાનીઓમાંથી એ છે કે તે હવાઓ મોકલે છે શુભ-સૂચના આપવા માટે અને તમને પોતાની કૃપા આપવા માટે અને એ આશયથી કે નૌકાઓ તેના આદેશથી ચાલે અને તમે તેની કૃપા (આજીવિકા) શોધો અને તેના કૃતજ્ઞ બનો.

૪૭. અને અમે તમારા પહેલાં રસૂલોને તેમની કોમ તરફ મોકલ્યાં અને તેઓ તેમના પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યાં. પછી જેમણે અપરાધ કર્યા તેમનાથી અમે બદલો લીધો અને અમારા ઉપર એ કર્તવ્ય હતું કે અમે ઈમાનવાળાઓની મદદ કરીએ.

૪૮-૪૯. અલ્લાહ જ છે જે હવાઓને મોકલે છે અને તે વાદળો ઉઠાવે છે, પછી તે આ વાદળોને આકાશમાં ફેલાવે છે જેવી રીતે ચાહે છે અને તેમને ટુકડીઓમાં પહેંચી નાખે છે, પછી તું જુએ છે કે વરસાદના ટીપાં વાદળોમાંથી ટપકતા જાય છે. આ વરસાદ જ્યારે તે પોતાના બંદાઓમાંથી જેમના ઉપર ચાહે વરસાવે છે તો એકાએક તેઓ આનંદ અને ઉલ્લાસમાં આવી જાય છે, જો કે તેના વરસતાં પહેલાં તેઓ નિરાશ થઈ રહ્યા હતા.

૫૦. જુઓ અલ્લાહની કૃપાનો પ્રભાવ કે મૃત પડેલી ધરતીને તે કેવી રીતે જીવંત કરે છે ? નિઃશંક તે મડદાંઓને જીવન પ્રદાન કરવાવાળો છે

૫૧. અને જો અમે એક એવી હવા મોકલીએ જેના પ્રભાવથી તેઓ પોતાની ખેતીને પીળી પડેલી જુએ તો તેઓ કૃતઘ્નતા (કુફ્ર) કરતા રહી જાય છે.

૫૨-૫૩. (હે નબી !) તમે મડદાંને સંભળાવી શકતા નથી, ન તો તે બહેરાઓને પોતાનો પોકાર સંભળાવી શકો છો જેઓ પીઠ ફેરવીને ચાલી જઈ રહ્યા હોય અને ન તો તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતામાંથી કાઢીને સીધો માર્ગ દેખાડી શકો છો. તમે તો માત્ર તેમને જ સંભળાવી શકો છો જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવે અને આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દે છે. (રુકૂઅ-૫)

૫૪. અલ્લાહ જ તો છે જેણે નિર્બળતાની હાલતથી તમારા સર્જનની શરૂઆત કરી, પછી આ નિર્બળતા બાદ તમને શક્તિ પ્રદાન કરી, ત્યારબાદ આ શક્તિ પછી તમને કમજોર અને વૃદ્ધ કરી દીધા. તે જે કંઈ ચાહે છે, પેદા કરે છે અને તે બધું જ જાણનાર અને દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવનાર છે.

૫૫. અને જ્યારે તે ઘડી આવીને ઘટિત થશે તો અપરાધીઓ સોગંદો ખાઈ-ખાઈને કહેશે કે અમે એક ક્ષણભરથી વધુ રોકાયા નથી. આવી જ રીતે તેઓ દુનિયાના જીવનમાં ધોખો ખાયા કરતા હતા.

૫૬. પરંતુ જેમને જ્ઞાન અને ઈમાનથી સંપન્ન કરી દેવામાં આવ્યા હતા, તેઓ કહેશે કે અલ્લાહના લખાણમાં તો તમે હશ્ર (પુનઃ જીવંત થઈ ઉઠવા)ના દિવસ સુધી પડ્યા રહ્યા છો, તો આ તે જ હશ્રનો દિવસ છે, પણ તમે જાણતા ન હતા.

૫૭. તો તે દિવસ હશે જેમાં અત્યાચારીઓને તેમનું બહાનું કોઈ ફાયદો નહીં પહોંચાડે અને ન તેમને માફી માગવા માટે કહેવામાં આવશે.

૫૮. અમે આ કુર્આનમાં લોકોને વિવિધ રીતે સમજાવ્યા છે. તમે ચાહે કોઈ પણ નિશાની લઈ આવો, જે લોકોએ માનવાનો ઇન્કાર કરી દીધો છે તેઓ એ જ કહેશે કે તમે અસત્ય ઉપર છો.

૫૯. આવી રીતે મહોર મારી દે છે અલ્લાહ, તે લોકોના હૃદયો ઉપર જેઓ જ્ઞાનહીન છે.

૬૦. તો (હે નબી !) સબ્ર કરો (ધૈર્ય રાખો), નિઃસંદેહ અલ્લાહનો વાયદો સાચો છે, અને કદાપિ હળવા ન સમજે તમને, તે લોકો જેઓ વિશ્વાસ કરતા નથી. (રુકૂઅ-૬)



# (૩૧) લુકમાન

## પરિચય

**નામ :**

આ સૂરઃના બીજા રુકૂઅમાં તે શિખામણ નોંધવામાં આવી છે, જે લુકમાન હકીમે પોતાના પુત્રને કરી હતી. આ જ સંબંધના લીધે આ સૂરઃનું નામ લુકમાન રાખવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

તેના વિષયો ઉપર વિચાર કરતાં સ્પષ્ટપણે જણાય છે કે આ તે કાળમાં ઊતરી છે જયારે ઇસ્લામી આહવાન્‌ને કચડી નાંખવા અને રોકવા માટે અત્યાચારની શરૂઆત થઈ ચૂકી હતી, પરંતુ હજુ વિરોધ તીવ્રતાની કક્ષાએ પહોંચ્યો ન હતો. આનો સંકેત આયતો ૧૪-૧૫ ઉપરથી મળે છે, જેમાં નવમુસ્લિમ યુવાનોને બતાવવામાં આવ્યું છે કે માતા-પિતાના હક્ક તો નિઃશંક અલ્લાહ પછી સૌથી વધુ છે, પરંતુ જો તેઓ તમને ઇસ્લામ કબૂલ કરતાં રોકે અને અનેકેશ્વરવાદી ધર્મ તરફ પાછા ફરવા માટે મજબૂર કરે તો એમની આ વાત કદાપિ ન માનો.

**વિષય :**

આ સૂરઃમાં લોકોને શિર્કની નિરર્થકતા અને અયોગ્યતા તથા તૌહીદની સત્યતા તથા યોગ્યતા સમજાવવામાં આવી છે, અને તેમને આહવાન્ આપવામાં આવ્યું છે કે બાપ-દાદાનું આંધળું અનુકરણ છોડી દો, ખુલ્લા હૃદયથી તે શિક્ષણ ઉપર વિચાર કરો જે હઝરત મુહમ્મદ (સલ્લ.) સૃષ્ટિના માલિક અને સર્જનહાર તરફથી પ્રસ્તુત કરી રહ્યાં છે, અને આંખો ખુલ્લી રાખી જુઓ કે દરેક બાજુએ સૃષ્ટિમાં અને સ્વયં તમારી જાતમાં કેવી-કેવી સ્પષ્ટ નિશાનીઓ તેની સત્યતાની ગવાહી આપી રહી છે.

આ સંબંધમાં એ પણ દર્શાવવામાં આવ્યું છે કે આ કોઈ નવો અવાજ નથી જે દુનિયામાં અથવા આરબ-દેશમાં પ્રથમ વખતે જ ઉઠયો હોય અને લોકો માટે સાવ અપરિચિત હોય. પહેલાં પણ જે લોકો જ્ઞાન, બુદ્ધિ અને વિવેકનો દાવો કરતા હતા તેઓ આ જ વાતો કહેતા હતા, જે આજે હઝરત મુહમ્મદ (સલ્લ.) કરી રહ્યા છે. તમારા પોતાના જ દેશમાં 'લુકમાન' નામનો ડાહ્યો

માણસ થઈ ચૂક્યો છે જેના ડહાપણ અને વિવેકદર્શિતાની વાતો તમારે ત્યાં પ્રખ્યાત છે, જેના રૂઢિપ્રયોગો અને જેની તત્ત્વદર્શિતાભરી કહેવતો તમે પોતાની વાતચીતમાં વાપરો છો, જેનું વર્ણન તમારા કવિઓ અને વકતાઓ વારંવાર કરે છે. હવે પોતે જ જોઈ લો કે તેઓ કઈ માન્યતા અને કઈ નીતિમત્તાનું શિક્ષણ આપતા હતા.



# (૩૧) સૂરઃ લુકમાન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૪ • આયતો : ૩૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ !

૨. આ તત્ત્વદર્શિતાસભર ગ્રંથની આયતો છે,

૩. માર્ગદર્શન અને કૃપા ઉત્તમ કાર્ય કરનારાઓ માટે,

૪. જેઓ નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને આખિરત (પરલોક)માં વિશ્વાસ ધરાવે છે.

૫. આવા જ લોકો પોતાના રબ (માલિક અને પાલનહાર) તરફથી સન્માર્ગ ઉપર છે. અને આ જ લોકો સફળતા પ્રાપ્ત કરવાવાળા છે.

૬. અને મનુષ્યોમાંથી જ કોઈ એવો પણ છે જે મનમોહક વાર્તાઓ ખરીદી લાવે છે જેથી લોકોને અલ્લાહના માર્ગથી જ્ઞાન વગર પથભ્રષ્ટ કરી દે અને આ માર્ગ ઉપર આવવાના આમંત્રણને મજાકમાં ઉડાવી દે. આવા લોકો માટે સખત અપમાનજનક યાતના છે.

૭. તેને જ્યારે અમારી આયતો સંભળાવવામાં આવે છે તો તે અત્યંત ઘમંડ સાથે એવી રીતે મોઢું ફેરવી લે છે જાણે તેણે તે સાંભળી જ નથી, જાણે કે તેના કાન બહેરા છે. સારૂં, ખુશખબર સંભળાવી દો તેને એક દુઃખદાયી યાતનાની.

૮-૯. અલબત્ત જે લોકો ઈમાન લઈ આવે અને સદ્કાર્ય કરે, તેમના માટે કૃપાસભર જન્નતો છે જેમાં તેઓ હંમેશાં રહેશે. આ અલ્લાહનો પાકો વાયદો છે અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૧૦. તેણે આકાશોને પેદા કર્યા તમે જોઈ શકો તેવા સ્તંભો વગર. તેણે ધરતીમાં પર્વતો જમાવી દીધા જેથી તે તમને લઈને ગબડી ન પડે. તેણે દરેક પ્રકારના પ્રાણીઓ ધરતીમાં ફેલાવી દીધા અને આકાશમાંથી પાણી વરસાવ્યું અને ધરતીમાં જાત-જાતની ઉમદા વસ્તુઓ ઉગાડી દીધી.

૧૧. આ તો છે અલ્લાહનું સર્જન, હવે મને બતાવો, આ બીજાઓએ શું પેદા કર્યું છે ? — સાચી વાત એ છે કે આ અત્યાચારી લોકો સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડેલા છે. (રુકૂઅ-૧)

૧૨. અમે લુકમાનને હિકમત (તત્ત્વદર્શિતા, બુદ્ધિમતા) પ્રદાન કરી હતી

તમારા માટે આધીન કરી રાખી છે અને પોતાની જાહેર અને છૂપી નેઅ્મતો (કૃપાઓ) તમારા ઉપર પૂર્ણ કરી દીધી છે ? આ સ્થિતિ હોવા છતાં મનુષ્યોમાંથી કેટલાક લોકો એવા છે જેઓ અલ્લાહ વિષે ઝઘડે છે એના વગર કે તેમના પાસે કોઈ જ્ઞાન હોય, અથવા કોઈ માર્ગદર્શન અથવા કોઈ પ્રકાશ દેખાડનાર ગ્રંથ.

૨૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અનુસરણ કરો તે વસ્તુનું જે અલ્લાહે અવતરિત કરી છે તો કહે છે કે અમે તો તે વસ્તુનું અનુસરણ કરીશું જેના ઉપર અમે અમારા બાપ-દાદાને જોયા છે. શું આ લોકો તેમનું જ અનુસરણ કરશે ચાહે શેતાન તેમને ભડકે બળતી આગ તરફ જ કેમ ન બોલાવતો રહ્યો હોય ?

૨૨. જે વ્યક્તિ પોતાને અલ્લાહને સમર્પિત કરી દે અને વ્યવહારમાં તે સદાચારી હોય, તેણે વાસ્તવમાં એક ભરોસાપાત્ર સહારો પકડી લીધો, અને બધા જ મામલાઓનો અંતિમ ફેંસલો અલ્લાહના જ હાથમાં છે.

૨૩. હવે જે કુફ્ર (ઇન્કાર) કરે છે તો તેમનો ઇન્કાર તમને દિલગીર ન કરે, તેમને પાછા ફરીને આવવાનું તો અમારા જ પાસે છે, પછી અમે તેમને બતાવી દઈશું કે તેઓ શું કરીને આવ્યા છે. નિશ્ચિતપણે અલ્લાહ દિલોના રહસ્યો સુદ્ધાં જાણે છે.

૨૪. અમે થોડી મુદ્દત તેમને દુનિયામાં મજા કરવાની મહેતલ આપી રહ્યા છીએ, પછી તેમને વિવશ કરીને એક સખત યાતના તરફ ખેંચીને લઈ જઈશું.

૨૫. જો તમે આમને પૂછો કે ધરતી અને આકાશોને કોણે પેદા કર્યા છે, તો તેઓ ચોક્કસ કહેશે કે અલ્લાહે. કહો, અલહમ્દુલિલ્લાહ ! (સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે) પરંતુ એમનામાંથી ઘણાંખરા લોકો જાણતા નથી.

૨૬. આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે અલ્લાહનું છે. નિઃશંક અલ્લાહ બેનિયાઝ (અપેક્ષારહિત) અને સ્વયં પ્રશંસિત છે.

૨૭. ધરતીમાં જેટલાં વૃક્ષો છે જો તે બધા જ કલમ બની જાય અને સમુદ્ર (શાહી બની જાય) જેને વધુ સાત સમુદ્રો શાહી ઉપલબ્ધ કરે તો પણ અલ્લાહની વાતો (લખવાથી) પૂરી નહીં થાય. નિઃશંક અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્વદર્શી છે.

૨૮. તમને સૌ મનુષ્યોને પેદા કરવા અને પુનઃ જીવંત કરી ઉઠાવવા તો (તેના માટે) બસ એવું જ છે જાણે એક જીવધારીને (પેદા કરવું અને જીવંત કરી ઉઠાવવું). હકીકત એ છે કે અલ્લાહ બધું જ સાંભળનાર અને જોનાર છે.



૨૯. શું તમે જોતા નથી કે અલ્લાહ રાતને દિવસમાં પરોવીને લઈ આવે છે અને દિવસને રાતમાં ? તેણે સૂર્ય અને ચંદ્રને વશમાં કરી રાખ્યા છે, બધા જ એક નિયત સમય સુધી ચાલી જઈ રહ્યા છે અને (શું તમે નથી જાણતા) કે જે કંઈ પણ તમે કરો છો અલ્લાહ તેનાથી વાકેફ છે ?

૩૦. આ બધું એટલા માટે છે કે અલ્લાહ જ સત્ય છે અને તેને છોડીને જે બીજી વસ્તુઓને આ લોકો પોકારે છે તે બધી અસત્ય છે, અને (એટલા માટે કે) અલ્લાહ જ ઉચ્ચ અને મહાન છે. (રુકૂઅ-૩)

૩૧. શું તમે જોતા નથી કે નૌકા સમુદ્રમાં અલ્લાહની કૃપાથી ચાલે છે, જેથી તે તમને પોતાની કેટલીક નિશાનીઓ દેખાડે ? નિઃસંદેહ આમાં ઘણી નિશાનીઓ છે તે દરેક વ્યક્તિ માટે જે ધૈર્ય અને કૃતજ્ઞતા દર્શાવનાર હોય.

૩૨. અને જ્યારે (સમુદ્રમાં) આ લોકો ઉપર એક મોજું સાયબાનો (છત્ર-છાયાઓ)ની જેમ છવાઈ જાય છે તો આ લોકો અલ્લાહને પોકારે છે, પોતાના દીન (ધર્મ)ને તદ્દન તેના જ માટે વિશિષ્ટ કરીને. પછી જ્યારે તે બચાવીને તેમને જમીન સુધી પહોંચાડી દે છે તો તેમનામાંથી કોઈ મધ્યમમાર્ગ અપનાવે છે, અને અમારી નિશાનીઓનો ઇન્કાર કરતો નથી પણ દરેક તે વ્યક્તિ જે વિશ્વાસઘાત કરનારી અને અપકારી છે.

૩૩. લોકો ! બચો પોતાના રબના પ્રકોપથી અને ડરો તે દિવસથી જ્યારે કે કોઈ પિતા પોતાના પુત્ર તરફથી બદલો નહીં આપે અને ન કોઈ પુત્ર પોતાના પિતા તરફથી કંઈ બદલો આપનાર હશે. હકીકતમાં અલ્લાહનો વાયદો સાચો છે. તો તમને આ દુનિયા (આલોક)નું જીવન ધોખામાં ન નાખે. અને ન તો ધોખાબાજ (શેતાન) તમને અલ્લાહના મામલામાં ધોખો આપી જાય.

૩૪. તે ઘડીનું જ્ઞાન અલ્લાહ પાસે જ છે, તે જ વરસાદ વરસાવે છે, તે જ જાણે છે કે માતાઓની કૂખમાં શું ઊછરી રહ્યું છે, કોઈ જીવધારી નથી જાણતો કે કાલે તે શું કમાણી કરવાનો છે, અને ન કોઈ વ્યક્તિને એ ખબર છે કે કયા ભૂ-ભાગ ઉપર તેને મોત આવવાનું છે, અલ્લાહ જ બધું જાણનાર અને માહિતગાર છે. (રુકૂઅ-૪)

# (૩૨) અસ્-સજદહ

## પરિચય

**નામ :**

આયત-૧૫માં 'સજદહ'નો વિષય આવ્યો છે તેને આ સૂરઃનું શીર્ષક બનાવવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વર્ણનશૈલી ઉપરથી એમ લાગે છે કે આનો ઉતરાણકાળ મક્કાનો મધ્ય તબક્કો છે, બલ્કે તેનો પણ શરૂઆતનો સમય, જ્યારે કે મક્કાના વિધર્મીઓના જુલ્મોએ તીવ્રતા ધારણ કરી ન હતી.

**ચર્ચાનાં વિષયો :**

સૂરઃનો વિષય તૌહીદ (એકેશ્વરવાદ), આખિરત (પરલોક) અને રિસાલત (ઈશદૂતત્વ) વિષે લોકોની શંકાઓનું નિવારણ અને આ ત્રણેય સચ્ચાઈઓ ઉપર ઈમાન લાવવા માટે આમંત્રણ પાઠવવાનો છે. સત્ય-સંદેશની આ ત્રણે બુનિયાદી વાતો ઉપર મક્કાના વિધર્મીઓના વાંધાઓનો જવાબ આપતા સૌથી પહેલા તેમનાથી એ કહેવામાં આવ્યું છે કે કોઈ પણ શંકા વિના આ અલ્લાહનો જ કલામ (વાણી) છે અને તે એટલા માટે ઉતારવામાં આવ્યો છે કે નબૂવ્વતના લાભથી વંચિત, વિમુખ કોમને સચેત કરી દેવામાં આવે. એને તમે અલ્લાહના નામે ઘડી કાઢેલી વાતો કેવી રીતે કહી શકો છો, જ્યારે કે તેના અલ્લાહ તરફથી અવતરિત કર્યા હોવાની હકીકત જગજાહેર અને ખુલ્લી છે.

ત્યાર પછી એમને કહેવામાં આવ્યુ છે કે આ કુર્આન જે હકીકતો તમારા સામે પ્રસ્તુત કરે છે, બુદ્ધિનો ઉપયોગ કરીને જાતે વિચારો કે આમાં કઈ વસ્તુ આશ્ચર્યજનક છે. આકાશ અને ધરતીના તંત્રને જુઓ, સ્વયં પોતાના જન્મ અને સ્વરૂપ (આકાર) ઉપર વિચાર કરો, શું આ બધું તેના શિક્ષણની સચ્ચાઈ ઉપર સાક્ષી આપતું નથી, જે આ પયગંબરના મુખથી આ કુર્આનમાં તમને આપવામાં આવી રહ્યુ છે?

ત્યારપછી આખિરત (પરલોક)ની દુનિયાનું દૃશ્ય પ્રસ્તુત કરવામાં આવ્યું છે અને ઈમાનના ફળ અને કુફ્ર (અસત્ય)ના અંજામને વર્ણવી અનુરોધ કરવામાં આવ્યો છે કે લોકો ખરાબ પરિણામ સામે આવી જાય તે પહેલાં કુફ્ર (અસત્ય) ત્યજી દે અને કુર્આનના શિક્ષણનો સ્વીકાર કરી લે, જેને માની લેવાથી સ્વયં એમનો પોતાનો અંત સુધરશે.

પછી એમને બતાવવામાં આવ્યું છે કે આ અલ્લાહની મોટી કૃપા છે કે તે મનુષ્યના ગુનાઓ બદલ એકાએક આખરી નિર્ણાયક આફતમાં તેને ઝડપી

દેતો નથી, બલ્કે તે પહેલાં નાની-નાની મુસીબતો તથા તકલીફો, આફતો અને નુકસાન મોકલતો રહે છે, હળવા-હળવા ફટકા મારતો રહે છે, જેથી તેને ચેતવણી મળે અને તેની આંખો ઉઘડી જાય. મનુષ્ય જો આરંભના ફટકાથી જ સભાન થઈ જાય તો તેના પોતાના જ હિતમાં બહેતર છે.

ત્યારપછી કહ્યું કે દુનિયામાં આ કોઈ પહેલો અને અનોખો બનાવ નથી આ પહેલાં હઝરત મૂસા (અલૈ.) ઉપર પણ ગ્રંથ આવ્યો જ હતો જેને તમે સૌ જાણો છો. વિશ્વાસ રાખો કે આ ગ્રંથ અલ્લાહ તરફથી જ આવ્યો છે અને સારી રીતે સમજી લો કે હવે ફરીથી તે જ બનશે જે હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં બની ચૂક્યું છે. નેતૃત્વ અને સરદારી હવે એમને જ ફાળે જશે જે આ અલ્લાહના ગ્રંથનો સ્વીકાર કરશે. આને રદ કરનારાઓની નિષ્ફળતા નિશ્ચિત છે.

પછી મક્કાના કાફિરોને કહેવામાં આવ્યું છે કે પોતાના વેપારી પ્રવાસો દરમ્યાન તમે જે પુરોગામી નાશ પામેલી કોમોની વસ્તીઓ પાસેથી પસાર થાઓ છો તેમનો અંજામ જોઈ લો, શું આ જ અંજામ તમે પોતાના માટે પસંદ કરો છો ? બાહ્ય દેખાવથી છેતરાઓ નહીં. આજે તમે જોઈ રહ્યાં છો કે હઝરત મુહમ્મદ (સલ્લ.)ની વાત કેટલાક નવયુવાનો અને ગુલામો તેમજ ગરીબો સિવાય કોઈ સાંભળતું જ નથી અને ચારે બાજુથી તેમના ઉપર મહેણાં ટોણાં, નિંદા અને વાગ્બાણોની વર્ષા થઈ રહી છે. એના લીધે તમે એમ સમજી બેઠાં છો કે આ વાત વધુ સમય ટકી શકવાની નથી. પરંતુ આ તમારી નજરનો દોષ છે. શું આ તમારો રાત દિવસનો અનુભવ નથી કે આજે એક જમીન તદ્દન સૂકી અને વેરાન પડી છે, પરંતુ આવતી કાલે એક જ વરસાદમાં તે એવી રીતે ખીલી ઊઠે છે કે તેના ખૂણે-ખૂણામાંથી ભીનાશની શક્તિઓ ફૂટવા માંડે છે.

વાતના અંતે પયગંબર (સલ્લ.)ને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે કે આ લોકો તમારી વાતો સાંભળીને મજાક ઉડાવે છે અને પૂછે છે કે, આ નિર્ણાયક વિજય તમને ક્યારે મળવાનો છે, એમને કહો કે જ્યારે અમારા અને તમારા નિર્ણયનો સમય આવી જશે. તે વખતે માનવાથી તમને કોઈ લાભ નહીં થાય અને જો અંતિમ નિર્ણયની જ રાહ જોવી હોય તો, રાહ જોતાં બેસી રહો. માનવું હોય તો અત્યારે જ માની લો.



# (૩૨) સૂરઃ અસ્-સજ્દહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૩૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ !

૨. આ ગ્રંથનું અવતરણ નિઃસંદેહ સમગ્ર સૃષ્ટિના માલિક તરફથી છે.

૩. શું આ લોકો કહે છે કે આ માણસે આને પોતે ઘડી કાઢ્યો છે ? નહીં, બલ્કે આ સત્ય છે તારા રબ (પ્રભુ) તરફથી જેથી તું સચેત કરે એક એવી કોમને જેના પાસે તારા પહેલાં કોઈ સચેત કરનાર નથી આવ્યો, કદાચ તેઓ માર્ગદર્શન પામી જાય.

૪. તે અલ્લાહ જ છે જેણે આકાશો અને ધરતીને અને તેમના વચ્ચેની તમામ વસ્તુઓને છ દિવસોમાં પેદા કર્યા અને તે પછી સિંહાસન ઉપર બિરાજમાન થયો, તેના સિવાય ન તમારો કોઈ સમર્થક અને સહાયક છે, ન કોઈ તેના સામે ભલામણ કરનાર, પછી શું તમે ભાનમાં નહીં આવો ?

૫. તે આકાશથી ધરતી સુધીના દુનિયાના મામલાઓની વ્યવસ્થા કરે છે અને આ વ્યવસ્થાતંત્રની કાર્યવાહીનો અહેવાલ ઉપર તેના સમક્ષ જાય છે એક એવા દિવસમાં જેનું પ્રમાણ તમારી ગણત્રી મુજબ એક હજાર વર્ષ છે.

૬. તે જ છે દરેક અદૃશ્ય અને દૃશ્યનો જાણનાર, પ્રભુત્વશાળી અને દયાળુ.

૭. જે વસ્તુ પણ તેણે બનાવી ઉમદા બનાવી. તેણે મનુષ્યના સર્જનની શરૂઆત ગારાથી કરી.

૮. પછી તેનો વંશ એક એવા સત્ત્વથી આગળ વધાર્યો જે તુચ્છ પાણી જેવો છે.

૯. પછી તેને નખશિખ ઠીક-ઠાક કર્યો અને તેના અંદર પોતાની રૂહ (આત્મા) ફૂંકી દીધી, અને તમને કાન આપ્યા, આંખો આપી અને હૃદય આપ્યા. તમે લોકો ભાગ્યે જ કૃતજ્ઞ થાવ છો.

૧૦. અને આ લોકો કહે છે, ''જ્યારે અમે માટીમાં ભળી ગયા હોઈશું તો શું ફરી નવેસરથી પેદા કરવામાં આવીશું?'' મૂળ વાત એ છે કે આ લોકો પોતાના રબ (પ્રભુ)ની મુલાકાતનો ઇન્કાર કરનારા છે.

૧૧. આમને કહો, ''મૃત્યુનો તે ફરિશ્તો જે તમારા ઉપર નિયુક્ત કરવામાં આવ્યો છે, તમને આખાને આખા પોતાના કબજામાં લઈ લેશે અને પછી

તમે પોતાના રબ પાસે પાછા લાવવામાં આવશો.'' (રુકૂઅ-૧)

૧૨. કદાચ, તમે જુઓ તે સમય જયારે આ અપરાધીઓ માથું નમાવી પોતાના રબના હજૂરમાં ઊભા હશે. (તે વખતે આ લોકો કહી રહ્યા હશે કે) ''હે અમારા રબ ! અમે બરાબર જોઈ લીધું અને સાંભળી લીધું. હવે અમને પાછા મોકલી આપ જેથી અમે સદ્‌કાર્ય કરીએ. હવે અમને વિશ્વાસ થઈ ગયો છે.''

૧૩. (જવાબમાં કહેવામાં આવશે) ''જો અમે ચાહતા તો પહેલાંથી જ દરેક વ્યક્તિને આવું માર્ગદર્શન આપી દેતા. પરંતુ મારી તે વાત પૂરી થઈ ગઈ જે મેં કહી હતી કે હું જહન્નમ (નર્ક)ને જિન્નાતો અને મનુષ્યો બધાથી ભરી દઈશ.

૧૪. તો હવે ચાખો સ્વાદ પોતાના આ કૃત્યનો કે તમે આ દિવસની મુલાકાતને ભુલાવી દીધી, અમે પણ હવે તમને ભુલાવી દીધા છે. ચાખો, હંમેશની યાતનાનો સ્વાદ પોતાના કૃત્યોના બદલામાં.''

૧૫. અમારી આયતો ઉપર તો તે લોકો ઈમાન લાવે છે, જેમને આ આયતો સંભળાવીને જયારે શિખામણ આપવામાં આવે છે તો સિજદામાં પડી જાય છે અને પોતાના રબ (પ્રભુ)ની પ્રશંસા સાથે તેના ગુણગાન (તસ્બીહ) કરે છે અને ઘમંડ કરતા નથી.

૧૬. તેમની પીઠો પથારીઓથી અળગી રહે છે, પોતાના રબ (પ્રભુ)ને ડર અને અભિલાષાની સાથે પોકારે છે અને જે કંઈ રોજી અમે તેમને આપી છે તેમાંથી ખર્ચ કરે છે.

૧૭. પછી જે કંઈ આંખોની ઠંડકનો સામાન તેમના કર્મોના બદલા રૂપે તેમના માટે છૂપાવી રાખવામાં આવ્યો છે તેની કોઈ જીવધારીને ખબર નથી.

૧૮. ભલા એવું કંઈ થઈ શકે છે કે જે માણસ ઈમાનવાળો (આજ્ઞાંકિત) હોય તે એ માણસ જેવો થઈ જાય જે અવજ્ઞાકારી હોય ? આ બંને સરખા નથી હોઈ શકતા.

૧૯. જેઓ ઈમાન લાવ્યા છે અને જેમણે સદ્‌કાર્ય કર્યા છે તેમના માટે તો જન્નતોના રહેઠાણો છે, અતિથિ-સત્કારના સ્વરૂપે તેમના કર્મોના બદલામાં.

૨૦. અને જેમણે અવજ્ઞા અપનાવેલ છે તેમનું ઠેકાણું દોજખ (નર્ક) છે. જયારે પણ તેઓ તેમાંથી નીકળવા માગશે, તેમાં જ ધકેલી દેવામાં આવશે અને તેમને કહેવામાં આવશે કે ચાખો હવે તે જ આગની યાતનાનો સ્વાદ જેને તમે ખોટી ઠેરવતા હતા.

૨૧. તે મોટી યાતના પહેલાં અમે આ જ દુનિયામાં (કોઈને કોઈ નાની) યાતનાનો મજા આ લોકોને ચખાડતા રહીશું, કદાચ આ લોકો (પોતાના વિદ્રોહપૂર્ણ વર્તનથી) પાછા ફરે.



૨૨. અને તેનાથી મોટો અત્યાચારી કોણ હશે જેને તેના રબ (પ્રભુ)ની આયતો દ્વારા શિખામણ આપવામાં આવે અને પછી તે તેનાથી મોઢું ફેરવી લે. આવા અપરાધીઓથી તો અમે બદલો લઈને રહીશું. (રુકૂઅ-૨)

૨૩. આના પહેલાં અમે મૂસાને ગ્રંથ આપી ચૂક્યા છીએ, આથી તે જ વસ્તુ મળે તો તમને કોઈ શંકા થવી ન જોઈએ. તે ગ્રંથને અમે ઇસરાઈલની સંતાન માટે માર્ગદર્શન બનાવ્યો હતો.

૨૪. અને જયારે તેમણે ધૈર્ય રાખ્યું અને અમારી આયતો ઉપર વિશ્વાસ રાખતા રહ્યા, તો તેમના અંદર અમે એવા આગેવાનો પેદા કર્યા જેઓ અમારી આજ્ઞાથી માર્ગદર્શન કરતા હતા.

૨૫. નિશ્ચિતપણે તારો રબ જ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે વાતોનો ફેંસલો કરશે જેમાં (બની ઇસરાઈલ) પરસ્પર મતભેદ કરતા રહ્યા છે.

૨૬. અને શું આ લોકોને (આ ઐતિહાસિક ઘટનાઓમાં) કોઈ માર્ગદર્શન ન મળ્યું કે આમના પહેલાં કેટલીય કોમોને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ, જેમના રહેવાની જગ્યાઓમાં આજે આ લોકો હરેફરે છે ? આમાં મોટી નિશાનીઓ છે, શું આ લોકો સાંભળતા નથી ?

૨૭. અને શું આ લોકોએ આ દૃશ્ય ક્યારેય પણ નથી જોયું કે અમે એક વેરાન ભૂમિ તરફ પાણી વહાવી લાવીએ છીએ અને પછી તે જ ભૂમિમાંથી તેઓ પાક ઉગાડે છે, જેનાથી તેમના પશુઓને પણ ચારો મળે છે અને આ લોકો પોતે પણ ખાય છે ? તો શું આમને કંઈ પણ નથી સૂઝતું ?

૨૮. આ લોકો કહે છે કે ''આ ફેંસલો ક્યારે થશે, જો તમે સાચા છો ?''

૨૯. આમને કહો, ''ફેંસલાના દિવસે ઈમાન લાવવું તે લોકો માટે સહેજ પણ ફાયદાકારક નહીં નીવડે જેમણે ઇન્કાર (કુફ્ર) કર્યો છે અને પછી તેમને કોઈ મહેતલ મળશે નહીં.''

૩૦. ભલે, એમને એમની હાલત ઉપર છોડી દો અને પ્રતીક્ષા કરો, આ લોકો પણ પ્રતીક્ષા કરી રહ્યા છે. (રુકૂઅ-૩)

# (૩૩) અલ-અહ્ઝાબ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૨૦ના વાક્ય 'યહ્સબૂનલ્ અહ્ઝાબ લમ યઝ્હબૂ (આ લોકો સમજી રહ્યા છે કે હુમલો લઈને આવેલા જૂથો હજુ ગયા નથી) ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષયો ત્રણ મહત્ત્વના બનાવોની ચર્ચા કરે છે : એક અહ્ઝાબની લડાઈ, જે શવ્વાલ હિ.સ. ૦૫માં બન્યો. બીજો બની કુરૈઝાની લડાઈ, જે ઝિલ્કઅદ હિ.સ. ૦૫માં બન્યો અને ત્રીજો હઝરત ઝૈનબ સાથે પયગંબર (સલ્લ.)ના નિકાહ, જે તે જ વરસે ઝિલ્કઅદમાં થયા. આ ઐતિહાસિક બનાવોથી સૂરઃનો ઉતરાણકાળ નક્કી થઈ જાય છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

ઉહદના અને અહ્ઝાબના યુદ્ધના વચ્ચે બે વર્ષનો સમયગાળો સતત એવી હંગામી પરિસ્થિતિનો જમાનો હતો, જેના કારણે પયગંબર (સલ્લ.) અને આપના સાથીઓને એક દિવસ માટે પણ સુખ-સંતોષ કે શાંતિ પ્રાપ્ત ન થઈ. તેમ છતાં આ સમગ્ર મુદ્દત દરમ્યાન નવિન મુસ્લિમ સમાજનું નિર્માણ અને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સુધારણાનું કાર્ય નિરંતર ચાલતું રહ્યું. આ જ સમયગાળો હતો, જેમાં મુસલમાનોના નિકાહ અને તલાકના કાયદાઓ મોટાભાગે સંપન્ન થઈ ગયા. વારસાનો કાયદો બન્યો. દારૂ અને જૂગારને હરામ ઠેરવવામાં આવ્યા. 'પરદા'ના આદેશો અવતરિત થયા અને સામાજીક તેમજ આર્થિક ક્ષેત્રના બીજા ઘણા વિભાગો બાબતે નવા વિધેયકો લાગુ પાડવામાં આવ્યા.

**ચર્ચાના વિષયો :**

આના વિષયો અને પશ્ચાદ્ભૂમિને નજર સમક્ષ રાખવાથી સ્પષ્ટપણે જણાય છે કે આ સમગ્ર સૂરઃ એક જ સમયે ઉતરેલ પ્રવચન નથી, બલ્કે આ અસંખ્ય આદેશો અને પ્રવચનોની શ્રૃંખલા છે જે તે કાળમાં મહત્ત્વના બનાવોના અનુસંધાનમાં એક પછી એક ઉતર્યા અને એક જગ્યાએ ભેગા કરીને એક સૂરઃના રૂપમાં સંપાદિત કરી દેવામાં આવ્યા.

(૧) પહેલો રુકૂઅ અહ્ઝાબની લડાઈના થોડા સમય પહેલાં ઉતરેલો જણાય છે. પશ્ચાદ્ભૂમિને દ્રષ્ટિ સમક્ષ રાખી જોવામાં આવે તો આ રુકૂઅ વાંચતા



સ્પષ્ટ લાગે છે કે આના ઉતરાણ વખતે હઝરત ઝૈદ (રદિ.) હઝરત ઝૈનબ (રદિ.)ને તલાક આપી ચૂક્યા હતા. નબી (સલ્લ.) એ જરૂરિયાત અનુભવી રહ્યા હતા કે દત્તક પુત્ર વિષેના અજ્ઞાનતાના ખ્યાલો, વહેમો અને રિવાજો સમાપ્ત કરી દેવામાં આવે, અને આપને એ પણ લાગી રહ્યું હતું કે જ્યાં સુધી આપ જાતે જ આગળ વધીને આ રિવાજને તોડશે નહીં ત્યા સુધી આ રિવાજ તોડી નહીં શકાય. પરંતુ તેની સાથે આપ એ દ્વિધામાં હતા અને પગલું ભરતાં અચકાઈ રહ્યા હતાં કે જો આ સંજોગોમાં આપ (સલ્લ.)એ હઝરત ઝૈદ (રદિ.)ની તલાક આપેલી પત્ની સાથે નિકાહ કરી લીધા તો ઇસ્લામ વિરૂદ્ધ તોફાન જગાવવા માટે મુનાફિકો, યહૂદીઓ અને મુશ્રિકોને એક મોટું બહાનું હાથ લાગી જશે.

(૨) બીજા-ત્રીજા રુકૂઅમાં અહ્ઝાબ અને બનીકુરૈઝાની લડાઈઓની સમીક્ષા કરવામા આવી છે. આ તે વાતની સ્પષ્ટ નિશાની છે કે આ બંને રુકૂઅ આ લડાઈઓ પછી ઉતર્યા છે.

(૩) ચોથા રુકૂઅના આરંભથી આયત-૩૫ સુધીનું પ્રવચન બે વિષયોને આવરી લે છે. પહેલા ભાગમાં નબી (સલ્લ.)ની પત્નીઓને, જે તે વખતે તંગી અને મુસીબતનાં સમયમાં ધીરજ ધરવાથી દૂર થઈ રહી હતી, અલ્લાહે સચેત કરી કે દુનિયા અને તેની શોભા, તથા અલ્લાહ, રસૂલ અને આખિરતમાંથી કોઈ એકને પસંદ કરી લો. બીજા ભાગમાં તે સામાજિક સુધારણાનું પહેલું પગલું ભરવામાં આવ્યું કે સુધારાનો આરંભ નબી (સલ્લ.)ના ઘરથી કરતાં પુનિત પત્નીઓને આદેશ આપવામા આવ્યો કે અજ્ઞાનતાકાળની જેમ સાજ શણગારના પ્રદર્શનથી દૂર રહે, સન્માનપૂર્વક પોતાના ઘરોમાં બેસે અને અજાણ્યા પુરૂષો સાથે વાત કરતી વખતે સખત કાળજી રાખે. આ પરદાના આદેશનો આરંભ હતો.

(૪) આયત ૩૬ થી ૪૮ સુધીનો વિષય હઝરત ઝૈનબ (રદિ.) સાથે નબી (સલ્લ.)ના નિકાહના અનુસંધાનમાં છે. આમાં તે તમામ વાંધાઓનો જવાબ આપવામા આવ્યો છે જે વિરોધીઓ તરફથી આ નિકાહ સામે ઉઠાવવામાં આવી રહ્યા હતા, તે શંકાઓનું નિવારણ કરવામાં આવ્યું છે જે મુસલમાનોના હૃદયોમાં નાખવાની કોશિશ કરવામાં આવતી હતી.

(૫) આયત-૪૯માં તલાકના કાનૂનની એક કલમ વર્ણવવામાં આવી છે. આ એક અલગ આયત છે જે સંભવતઃ આ જ બનાવોના અનુસંધાનમાં કોઈ પ્રસંગે ઉતરી હોય.

(૬) આયત ૫૦ થી ૫૨માં નબી (સલ્લ.) માટે નિકાહના ખાસ નિયમો વર્ણવવામાં આવ્યાં છે. આમાં એ વાત સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે આપ (સલ્લ.) તે કેટલાક નિયંત્રણોથી મુક્ત છે, જે લગ્નજીવનની બાબતમાં

સામાન્ય મુસલમાનો ઉપર મૂકવામાં આવ્યાં છે.

(૭) આયત ૫૩ થી ૫૫માં સમાજસુધારણાનું બીજું પગલું ભરવામાં આવ્યું છે. આમાં નબી (સલ્લ.)ના ઘરોમાં પારકા પુરુષોના આવવા-જવા ઉપર પ્રતિબંધ, મુલાકાત અને સંબોધનના નિયમો, નબી (સલ્લ.)ની પત્નીઓ વિષે કે તેઓ મુસલમાનો માટે માતાની જેમ હરામ છે વગેરે આદેશો આવરી લેવામાં આવ્યા છે :

(૮) આયત ૫૬ અને ૫૭ માં એ ગુસપુસ માટે સખત ઠપકો આપવામાં આવ્યો છે જે નબી (સલ્લ.)ના વિવાહ અને આપના ખાનગી જીવન વિષે કરવામાં આવી રહી છે.

(૯) આયત ૫૯માં સામાજિક સુધારાનું ત્રીજું પગલું ભરવામાં આવ્યું છે. આમાં તમામ મુસ્લિમ સ્ત્રીઓને આ હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ જ્યારે ઘરથી બહાર નીકળે તો ચાદરો વડે પોતાને ઢાંકીને અને ઘુમટો તાણીને નીકળે. આના પછી સૂરઃના અંત સુધી અફવાઓ ફેલાવવાની ઝુંબેશ માટે સખત ઠપકો આપવામાં આવ્યો છે જે મુનાફિકો, બેવકૂફ, નીચ અને અધમ માણસોએ ચલાવી રાખી હતી.



# (૩૩) સૂરઃ અલ-અહ્ઝાબ

(મદીનામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૯ ● આયતો : ૭૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. હે પયગંબર ! અલ્લાહથી ડરો અને કાફિરો (ઇન્કાર કરનારાઓ)અને મુનાફિકો (દંભીઓ)નું અનુસરણ ન કરો. હકીકતમાં સર્વજ્ઞ અને તત્ત્વદર્શી તો અલ્લાહ જ છે.

૨. અનુસરણ કરો તે વાતનું જેનો નિર્દેશ તમારા રબ (માલિક અને પાલનહાર) તરફથી તમને કરવામાં આવી રહ્યો છે, અલ્લાહ તે દરેક વાતથી વાકેફ છે જે તમે લોકો કરો છો.

૩. અલ્લાહ ઉપર ભરોસો રાખો, અલ્લાહ જ ભરોસા માટે પૂરતો છે.

૪. અલ્લાહે કોઈ પણ વ્યક્તિના શરીરમાં બે હૃદય નથી મૂક્યા, ન તેણે તમારા લોકોની તે પત્નીઓને જેમના સાથે તમે ઝિહાર ('ઝિહાર' એટલે પત્નીને માતા સાથે સરખાવવી. અજ્ઞાનતા કાળમાં જ્યારે લોકો પોતાની પત્નીઓ સાથે ઝઘડતા તો એવું કહી દેતા હતા કે હવેથી તું મારા માટે મારી માતાની પીઠની જેમ હરામ—અવૈધ છે. આને 'ઝિહાર' કરવું કહેવામાં આવતું હતું.) કરો છો તમારી માતા બનાવી દીધી છે, અને ન તેણે તમારા પાલક-પુત્રોને તમારા સગા પુત્રો બનાવ્યા છે. આ તો તે વાતો છે જે તમે લોકો મોઢેથી બોલી નાખો છો. પણ અલ્લાહ તે વાત કહે છે જે સત્ય ઉપર આધારિત છે, અને તે જ સાચી પદ્ધતિ તરફ માર્ગદર્શન કરે છે.

૫. પાલક-પુત્રોને તેમના પિતાઓના સંબંધથી બોલાવો, આ અલ્લાહના નજીક વધુ ન્યાયોચિત વાત છે અને જો તમને ખબર ન હોય કે તેમના પિતાઓ કોણ છે તો તેઓ તમારા દીની (ધર્મના) ભાઈ અને સાથી છે. અજાણતાં જે વાત તમે કહો તેના માટે તમારી કોઈ પકડ નથી, પરંતુ તે વાત માટે અવશ્ય પકડ છે જેનો તમે દિલથી ઇરાદો કરો. અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.

૬. નિઃશંક નબી (પયગંબર)ને તો ઈમાનવાળાઓ માટે તેમના પોતાના સ્વયં ઉપર પ્રાથમિકતા પ્રાપ્ત છે, અને નબીની પત્નીઓ તેમની માતાઓ છે, પરંતુ અલ્લાહના ગ્રંથ અનુસાર સામાન્ય ઈમાનવાળાઓ અને હિજરત કરનારાઓની સરખામણીમાં સગાઓ એક-બીજાના વધુ હક્કદાર છે. અલબત્ત પોતાના સાથીઓ સાથે તમે કોઈ ભલાઈ (કરવા ઇચ્છો તો) કરી શકો છો. આ આદેશ અલ્લાહના ગ્રંથમાં લખેલો છે.

૭. અને (હે નબી !) યાદ રાખો તે પ્રતિજ્ઞા અને વચનને જે અમે બધા જ

પયગંબરો પાસેથી લીધેલ છે. તમારાથી પણ અને નૂહ અને ઇબ્રાહીમ અને મૂસા અને મરયમના પુત્ર ઈસાથી પણ. બધાથી અમે પાકું વચન લઈ ચૂક્યા છીએ,

૮. જેથી સાચા લોકોને (તેમનો રબ) તેમની સચ્ચાઈ વિષે પૂછે, અને કાફિરો (ઇન્કાર કરનારાઓ) માટે તો તેણે દુઃખદાયી યાતના તૈયાર કરી જ રાખી છે. (રુકૂઅ-૧)

૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! યાદ કરો અલ્લાહના ઉપકારને જે (હમણાં જ) તેણે તમારા ઉપર કર્યો છે, જ્યારે કે લશ્કરો તમારા ઉપર ચઢી આવ્યા તો અમે તેમના ઉપર એક સખત આંધી મોકલી દીધી અને એવા લશ્કર રવાના કર્યા જે તમને દેખાતા ન હતા. અલ્લાહ તે બધું જોઈ રહ્યો હતો જે તમે તે વખતે કરી રહ્યા હતા.

૧૦. જ્યારે દુશ્મન ઉપરથી અને નીચેથી તમારા ઉપર ચઢી આવ્યા, જ્યારે ભયથી આંખો પથરાઈ ગઈ, કાળજાં મોઢે આવી ગયા, અને તમે લોકો અલ્લાહ વિષે જાત-જાતની કલ્પનાઓ કરવા લાગ્યા,

૧૧. તે વખતે ઈમાન લાવનારાઓને સખત રીતે અજમાવવામાં આવ્યા અને ખરાબ રીતે હચમચાવી નાખવામાં આવ્યા.

૧૨. યાદ કરો તે સમય જ્યારે દંભીઓ અને તે સૌ લોકો જેમના હૃદયોમાં રોગ હતો ચોખ્ખે-ચોખ્ખું કહેતા હતા કે અલ્લાહ અને તેના રસૂલે જે વાયદાઓ અમારા સાથે કર્યા હતા તે છેતરપિંડી સિવાય કંઈ ન હતા.

૧૩. જ્યારે તેમનામાંથી એક જૂથે કહ્યું, ''હે યસરિબના લોકો ! તમારા માટે હવે રોકાવાનો કોઈ પ્રસંગ નથી, પાછા ફરી જાવ.'' જ્યારે તેમનું એક જૂથ આમ કહીને પયગંબરથી પાછા જવાની રજા માગી રહ્યું હતું કે ''અમારા ઘરો જોખમમાં છે.'' જો કે તે જોખમમાં ન હતા, વાસ્તવમાં તેઓ (લડાઈના મોરચેથી) ભાગવા માગતા હતા.

૧૪. જો શહેરના આસપાસથી દુશ્મનો ઘૂસી આવ્યા હોત અને તે વખતે તેમને ઉપદ્રવ (ફિત્ના) તરફ બોલાવવામાં આવતા તો આ લોકો તેમાં જરૂર સામેલ થઈ જતા અને ઉપદ્રવમાં સામેલ થવામાં તેમને ભાગ્યે જ સંકોચ થતો.

૧૫. આ લોકોએ આ પહેલાં અલ્લાહ સાથે કરાર કર્યો હતો કે આ લોકો પીઠ નહીં દેખાડે, અને અલ્લાહ સાથે કરેલા કરારની પૂછપરછ તો થવાની જ હતી.

૧૬. હે પયગંબર ! આમને કહો, જો તમે મૃત્યુ કે કતલ થવાથી ભાગો તો



આ ભાગવું તમારા માટે સહેજ પણ લાભપ્રદ નહીં હોય. આ પછી જિંદગીની મજા લૂંટવાનો થોડો જ સમય તમને મળી શકશે.

૧૭. આમને કહો, કોણ છે જે તમને અલ્લાહથી બચાવી શકતો હોય, જો તે તમને નુકસાન પહોંચાડવા માગે ? અને કોણ તેની કૃપાને રોકી શકે છે જો તે તમારા ઉપર કૃપા કરવા ચાહે ? અલ્લાહ સામે તો આ લોકો કોઈ સમર્થક અને સહાયક નથી મેળવી શકતા.

૧૮ અલ્લાહ તમારામાંથી તે લોકોને સારી રીતે જાણે છે જેઓ (યુદ્ધની કામગીરીમાં) અડચણો ઊભી કરનારા છે, જેઓ પોતાના ભાઈઓને કહે છે કે ''આવો અમારા તરફ.'' જેઓ લડાઈમાં ભાગ લે પણ છે, તો બસ નામ ગણાવવા માટે,

૧૯. જેઓ તમારો સાથ આપવામાં ખૂબ જ કંજૂસ છે. જોખમનો પ્રસંગ આવી જાય તો એવી રીતે આંખો ફેરવી-ફેરવીને તમારા તરફ જુએ છે જેમ કે મરવા પડેલ વ્યક્તિ ઉપર બેહોશી છવાઈ રહી હોય. પરંતુ જ્યારે જોખમ ટળી જાય છે તો આ જ લોકો ફાયદાઓના લાલચુ બનીને કાતરની જેમ ચાલતી જીભો લઈને તમારા સ્વાગત માટે આવી જાય છે. આ લોકો કદાપિ ઈમાન લાવ્યા નથી, તેથી જ અલ્લાહે તેમના બધા કર્મો વ્યર્થ કરી દીધા અને આમ કરવું અલ્લાહ માટે ખૂબ સરળ છે.

૨૦. આ લોકો સમજી રહ્યા છે કે આક્રમણ લઈને આવેલા જૂથો હજુ ગયા નથી અને તેઓ જો ફરી હુમલો લઈ આવે તો તેમનું મન ચાહે છે કે તે વખતે ક્યાંક વેરાન રણમાં બદૃદુઓ વચ્ચે જઈને બેસે અને ત્યાંથી જ તમારા સમાચાર પૂછતા રહે, તે ઉપરાંત પણ જો આ લોકો તમારા વચ્ચે રહે, તો પણ યુદ્ધમાં ઓછો જ ભાગ લેશે (રુકૂઅ-૨)

૨૧. હકીકતમાં તમારા માટે અલ્લાહના રસૂલ (ઈશદૂત)માં એક ઉત્તમ આદર્શ હતો, દરેક તે વ્યક્તિ માટે જે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસની અપેક્ષા રાખતો હોય અને અલ્લાહનું પુષ્કળ પ્રમાણમાં સ્મરણ કરે.

૨૨. અને સાચા ઈમાનવાળાઓ (ની હાલત તે વખતે એ હતી કે) જ્યારે તેમણે આક્રમણ લઈને આવતા લશ્કરોને જોયા તો પોકારી ઊઠ્યા કે ''આ તે જ વસ્તુ છે જેનો અલ્લાહ અને તેના રસૂલે અમારા સાથે વાયદો કર્યો હતો, અલ્લાહ અને તેના રસૂલની વાત તદ્દન સાચી હતી.'' આ ઘટનાએ તેમના ઈમાન અને સમર્પણની ભાવનાને ઓર વધારી દીધા.

૨૩. ઈમાન લાવનારાઓમાં એવા લોકો મોજૂદ છે જેમણે અલ્લાહ સાથે

કરેલા વાયદાને સાચો કરી દેખાડ્યો છે. તેમનામાંથી કોઈ પોતાની માનતા પૂરી કરી ચૂક્યો અને કોઈ સમય આવવાની રાહ જુએ છે. તેમણે પોતાના વલણમાં કોઈ ફેરફાર કર્યો નથી.

૨૪. (આ બધું એટલા માટે થયું) જેથી અલ્લાહ સાચા લોકોને તેમની સચ્ચાઈનો બદલો આપે અને મુનાફિકો (ઢોંગીઓ)ને ચાહે તો સજા કરે અને ચાહે તો તેમની તૌબા (ક્ષમા અને પશ્ચાત્તાપ)નો સ્વીકાર કરી લે, નિઃશંક અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.

૨૫. અલ્લાહે કાફિરો (ઈન્કાર કરનારાઓ)ના મોઢા ફેરવી દીધા, તેઓ કોઈ પણ લાભ પ્રાપ્ત કર્યા વિના જ પોતાના દિલમાં બળતરા લઈને આમ જ પાછા ફર્યા, અને ઈમાનવાળાઓ તરફથી અલ્લાહ જ લડવા માટે પૂરતો થઈ ગયો, અલ્લાહ ખૂબ શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે.

૨૬. પછી ગ્રંથવાળાઓમાંથી જેમણે આ આક્રમણ કરનારાઓને સાથ આપ્યો હતો, અલ્લાહ તેમના ગઢોમાંથી તેમને ઉતારી લાવ્યો અને તેમના હૃદયોમાં તેણે એવી ધાક બેસાડી દીધી કે આજે તેમાંના એક જૂથને તમે કતલ કરી રહ્યા છો અને બીજા જૂથને કેદ કરી રહ્યા છો.

૨૭. તેણે તમને તેમની ભૂમિ અને તેમના ઘરો અને તેમના ધનના વારસદાર બનાવી દીધા અને તે પ્રદેશ તમને આપ્યો જેને તમે ક્યારેય પદદલિત કર્યો ન હતો. અલ્લાહ દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે. (રુકૂઅ-૩)

૨૮. હે પયગંબર ! પોતાની પત્નીઓને કહો, જો તમે દુનિયા અને તેની શોભા ચાહો છો, તો આવો, હું તમને કંઈક આપી-અપાવીને ભલી રીતે રુખસદ કરી દઉં.

૨૯. અને જો તમે અલ્લાહ અને તેના રસૂલ અને આખિરત (પરલોક)ની ઈચ્છા ધરાવતી હોવ, તો જાણી લો કે તમારામાંથી જેઓ સદાચારી છે અલ્લાહે તેમના માટે મોટું વળતર તૈયાર રાખ્યું છે.

૩૦ પયગંબરની પત્નીઓ ! તમારામાંથી જે કોઈ ખુલ્લી અશ્લિલતાનું કૃત્ય કરશે તેને બમણી યાતના આપવામાં આવશે, અલ્લાહ માટે આ ખૂબ સરળ છે.

૩૧. અને તમારામાંથી જે અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરશે અને સદ્કાર્ય કરશે તેને અમે બમણું વળતર આપીશું અને અમે તેના માટે સન્માનપૂર્ણ રોજી તૈયાર કરી રાખી છે.



૩૨. પયગંબરની પત્નીઓ ! તમે સામાન્ય સ્ત્રીઓ જેવી નથી. જો તમે અલ્લાહથી ડરવાવાળી હોવ તો દબાયેલ અવાજમાં વાત ન કરો જેથી હૃદયના વિકારમાં ગ્રસ્ત કોઈ (પુરુષ) લાલચમાં પડી જાય, બલ્કે સ્પષ્ટ સીધી વાત કરો.

૩૩. પોતાના ઘરોમાં ટકીને રહો અને અગાઉના અજ્ઞાનતાકાળની જેમ શણગારનું પ્રદર્શન કરતી ન ફરો. નમાઝ કાયમ કરો, ઝકાત આપો અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો. અલ્લાહ તો એવું ઈચ્છે છે કે તમે પયગંબરના ઘરવાળાઓથી ગંદકી દૂર કરે અને તમને પૂર્ણ રૂપે વિશુદ્ધ કરી દે.

૩૪. યાદ રાખો, અલ્લાહની આયતો અને તત્ત્વદર્શિતાની તે વાતોને જે તમારા ઘરોમાં સંભળાવવામાં આવે છે. નિઃશંક અલ્લાહ સૂક્ષ્મ દૃષ્ટિવાળો[૯] અને માહિતગાર છે. (રુકૂઅ-૪)

૩૫. નિશ્ચિતપણે જે પુરુષો અને જે સ્ત્રીઓ મુસ્લિમ છે, ઈમાનવાળા છે, આજ્ઞાંકિત છે, સત્યનિષ્ઠ છે, ધૈર્યવાન છે, અલ્લાહના આગળ ઝુકનારા છે, સદકા (દાન) આપનારા છે, રોઝા રાખનારા છે, પોતાના ગુપ્તાંગોની રક્ષા કરનારા છે અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરનારા છે, અલ્લાહે તેમના માટે ક્ષમા અને મોટું વળતર તૈયાર કરી રાખ્યું છે.

૩૬. કોઈ મોમિન (ઈમાનવાળા) પુરુષ અને કોઈ મોમિન (ઈમાનવાળી) સ્ત્રીને એ અધિકાર નથી પહોંચતો કે જ્યારે અલ્લાહ અને તેનો રસૂલ કોઈ મામલામાં ફેંસલો કરી દે તો પછી તેને પોતાના તે મામલામાં સ્વયં ફેંસલો કરવાનો અધિકાર પ્રાપ્ત રહે, અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલની અવજ્ઞા કરે તો તે સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડી ગયો.

૩૭. હે પયગંબર ! યાદ કરો તે પ્રસંગ જ્યારે તમે તે માણસને કહી રહ્યા હતા જેના ઉપર અલ્લાહે અને તમે ઉપકાર કર્યો હતો કે ''પોતાની પત્નીને ન છોડ અને અલ્લાહથી ડર.'' તે વખતે તમે પોતાના હૃદયમાં તે વાત છૂપાવી રહ્યા હતા જેને અલ્લાહ ખોલી નાખવા માગતો હતો.

તમે લોકોથી ડરી રહ્યા હતા, જો કે અલ્લાહ તેનો વધુ હક્ક ધરાવે છે કે તમે તેનાથી ડરો. પછી જ્યારે ઝૈદ તેના સાથે પોતાની જરૂરત પૂરી કરી ચૂક્યો તો અમે આ (તલાક પામેલી મહિલા)ના તમારા સાથે નિકાહ (લગ્ન) કરી દીધા જેથી ઈમાનવાળાઓ ઉપર પોતાના દત્તક પુત્રોની પત્નીઓના મામલામાં કોઈ તંગી ન રહે, જ્યારે કે તેઓ તેમનાથી પોતાની જરૂરત પૂરી કરી ચૂક્યા હોય, અને અલ્લાહનો આદેશ તો વ્યવહારમાં આવવો જ જોઈતો હતો.

૩૮. પયગંબર ઉપર કોઈ એવા કામમાં કોઈ રૂકાવટ નથી જે અલ્લાહે તેના માટે નિશ્ચિત કરી દીધું હોય. આ જ અલ્લાહનો દસ્તૂર તે સૌ પયગંબરોના મામલામાં રહ્યો છે જેઓ પહેલા થઈ ગયા છે અને અલ્લાહનો આદેશ એક અચળ નિશ્ચિત ફેસલો હોય છે.

૩૯. (આ અલ્લાહનો દસ્તૂર છે તે લોકો માટે) જેઓ અલ્લાહના સંદેશાઓ પહોંચાડે છે અને તેનાથી જ ડરે છે અને એક અલ્લાહ સિવાય કોઈથી ડરતા નથી અને હિસાબ લેવા માટે માત્ર અલ્લાહ જ પૂરતો છે.

૪૦. (લોકો !) મુહમ્મદ તમારા પુરુષોમાંથી કોઈના પિતા નથી, પરંતુ તે અલ્લાહના રસૂલ (ઈશદૂત) અને પયગંબરોના સમાપક (ખાતમુન્-નબિય્યીન) છે, અને અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે. (રુકૂઅ-૫)

૪૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો

૪૨. અને સવારે અને સાંજ તેની તસ્બીહ (ગુણગાન) કરતા રહો.

૪૩. તે જ છે જે તમારા ઉપર દયાળુતા દર્શાવે છે અને તેના ફરિશ્તાઓ તમારા માટે દયાળુતાની પ્રાર્થના કરે છે જેથી તે તમને અંધકારોમાંથી પ્રકાશમાં કાઢી લાવે. તે ઈમાનવાળાઓ ઉપર ખૂબ મહેરબાન છે.

૪૪. જે દિવસે તેઓ તેને મળશે, તેમનું સ્વાગત સલામ સાથે થશે અને તેમના માટે અલ્લાહે ખૂબ પ્રતિષ્ઠિત વળતર તૈયાર કરી રાખ્યું છે.

૪૫. હે પયગંબર ! અમે તમને મોકલ્યા છે સાક્ષી બનાવીને, ખુશખબર આપનાર બનાવીને અને ડરાવનારા બનાવીને,

૪૬. અલ્લાહની અનુમતિથી તેના તરફ આમંત્રણ આપનારા બનાવીને અને પ્રકાશિત દીપ બનાવીને.

૪૭. ખુશખબર આપી દો તે લોકોને જેઓ (તમારા ઉપર) ઈમાન લાવ્યા છે કે તેમના માટે અલ્લાહ તરફથી મોટી કૃપા છે.

૪૮. અને કદાપિ દબાશો નહીં કાફિરો (અધર્મીઓ) અને મુનાફિકો (દંભીઓ)થી, કોઈ પરવા ન કરો તેમના કષ્ટ પહોંચાડવાની અને ભરોસો કરી લો અલ્લાહ ઉપર, અલ્લાહ જ એના માટે પૂરતો છે કે



માણસ પોતાના મામલાઓ તેને સુપ્રત કરી દે.

૪૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમે ઈમાનવાળી સ્ત્રીઓ સાથે નિકાહ (લગ્ન) કરો અને પછી તેમને હાથ લગાવ્યા પહેલાં તલાક આપી દો તો તમારા તરફથી તેમના ઉપર કોઈ 'ઇદ્દત' અનિવાર્ય નથી જેના પૂરી થવાની તમે માગણી કરી શકો. તેથી તેમને થોડોઘણું ધન આપો અને ભલી રીતે રુખસદ કરી દો.

૫૦. હે પયગંબર ! અમે તમારા માટે હલાલ (વૈધ) કરી દીધી તમારી તે પત્નીઓ જેમના મહેર તમે ચૂકવ્યા છે, અને તે સ્ત્રીઓ જે અલ્લાહે પ્રદાન કરેલ દાસીઓમાંથી તમારા કબજામાં આવી, અને તમારી તે કાકાની દીકરીઓ, ફોઈની દીકરીઓ અને મામાની દીકરીઓ અને માસીની દીકરીઓ જેમણે તમારા સાથે હિજરત કરી છે, અને તે ઈમાનવાળી સ્ત્રી જેણે પોતાને પયગંબરના હવાલે (હિબા) કરી હોય, જો પયગંબર તેને નિકાહ (લગ્ન-સંબંધ)માં લેવા ઇચ્છે. આ છૂટ ખાસ તમારા માટે છે, બીજા ઈમાનવાળાઓ માટે નથી. અમને ખબર છે કે સામાન્ય ઈમાનવાળાઓ ઉપર તેમની પત્નીઓ અને દાસીઓની બાબતમાં અમે કઈ સીમાઓ નિર્ધારિત કરી છે. (તમને આ સીમાઓથી અમે એ કારણસર બાકાત રાખ્યા છે) જેથી તમારા ઉપર કોઈ તંગી ન રહે, અને અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

૫૧. તમને અધિકાર આપવામાં આવે છે કે પોતાની પત્નીઓમાંથી જેને ચાહો પોતાનાથી અલગ રાખો, જેને ચાહો પોતાના સાથે રાખો અને જેને ચાહો અલગ રાખ્યા પછી પોતાના પાસે બોલાવી લો. આ બાબતમાં તમારા ઉપર કોઈ દોષ નથી. આવી રીતે એ બાબતની વધુ શક્યતા છે કે તેમની આંખો ઠરશે અને તેઓ દુઃખી નહીં થાય, અને જે કંઈ તમે તેમને આપશો તેનાથી તેઓ સૌ રાજી રહેશે. અલ્લાહ જાણે છે જે કંઈ તમારા હૃદયોમાં છે, અને અલ્લાહ બધું જ જાણનાર અને સહનશીલ છે.

૫૨. આ પછી તમારા માટે બીજી સ્ત્રીઓ હલાલ (વૈધ) નથી, અને ન એની પરવાનગી છે કે આમની જગ્યાએ બીજી પત્નીઓ લઈ આવો, ચાહે તેમની સુંદરતા તમને કેટલીય પસંદ હોય. અલબત્ત દાસીઓની તમને અનુમતિ છે. અલ્લાહ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખે છે. (રુકૂઅ-૬)

૫૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પયગંબરના ઘરમાં વિના

પરવાનગીએ દાખલ ન થયા કરો. ન ભોજનના સમયની રાહ જોતા રહો. હા, જો તમને ભોજન માટે બોલાવવામાં આવે તો જરૂર આવો. પરંતુ જ્યારે જમી લો તો વિખેરાઈ જાવ, વાતોમાં વળગી ન રહો. તમારી આ હરકતો પયગંબરને તકલીફ પહોંચાડે છે, પરંતુ તેઓ શરમમાં કંઈ કહેતા નથી અને અલ્લાહ સાચી વાત કહેવામાં શરમાતો નથી. પયગંબરની પત્નીઓ પાસેથી જો તમારે કંઈ માગવું હોય તો પડદા પાછળથી માગો, આ તમારા અને તેમના હૃદયોની પવિત્રતા માટે વધુ યોગ્ય રીત છે, તમારા માટે આ કદાપિ વૈધ નથી કે તમે અલ્લાહના રસૂલ (ઈશદૂત)ને તકલીફ આપો, અને ન એ જ વૈધ છે કે તેમના પછી તેમની પત્નીઓ સાથે નિકાહ (લગ્ન) કરો, આ અલ્લાહના સમીપ ખૂબ મોટો ગુનો છે.

૫૪. તમે ચાહે કોઈ વાત જાહેર કરો કે છૂપાવો, અલ્લાહને દરેક વાતનુ જ્ઞાન છે.

૫૫. પયગંબરની પત્નીઓ માટે એમાં કોઈ દોષ નથી કે તેમના પિતા, તેમના પુત્રો, તેમના ભાઈઓ, તેમના ભત્રીજાઓ, તેમના ભાણિયાઓ, તેમની સાથે મેળ-મિલાપની સ્ત્રીઓ અને તેમના કબજામાં હોય (દાસ-દાસીઓ) તેઓ ઘરોમાં આવે. (હે સ્ત્રીઓ !) તમારે અલ્લાહની અવજ્ઞાથી બચવું જોઈએ, અલ્લાહ દરેક વસ્તુ ઉપર નજર રાખે છે.

૫૬. અલ્લાહ અને તેના ફરિશ્તાઓ પયગંબર ઉપર 'દરૂદ' (સલામતી અને શાંતિની પ્રાર્થના) મોકલે છે, હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! તમે પણ તેમના ઉપર દરૂદ અને સલામ મોકલો.

૫૭. જે લોકો અલ્લાહ અને તેના રસૂલને તકલીફ આપે છે તેમના ઉપર દુનિયા (આલોક) અને આખિરત (પરલોક)માં અલ્લાહે ફિટકાર કરી છે અને તેમના માટે અપમાનજનક યાતના તૈયાર કરી રાખી છે.

૫૮. અને જે લોકો ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓને કોઈ પણ વાંક વગર તકલીફ પહોંચાડે છે તેમણે એક મોટો આક્ષેપ અને ખુલ્લા ગુનાની મુસીબત પોતાના માથે લઈ લીધી છે. (રુકૂઅ-૭)

૫૯. હે પયગંબર ! પોતાની પત્નીઓ અને પુત્રીઓ અને ઈમાનવાળી



સ્ત્રીઓને કહી દો કે પોતાના ઉપર પોતાની ચાદરોના પાલવ લટકાવી રાખે. આ વધુ ઉચિત રીત છે જેથી તેઓ ઓળખી લેવામાં આવે અને સતાવવામાં ન આવે. અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.

૬૦. જો મુનાફિકો (દંભીઓ), અને તે લોકો જેમના હૃદયોમાં ખરાબી છે, અને તેઓ જેઓ મદીનામાં ઉશ્કેરણીજનક અફવાઓ ફેલાવનારા છે, પોતાની કુચેષ્ટાઓ બંધ નહીં કરે તો અમે તેમના વિરૂદ્ધ કાર્યવાહી કરવા માટે તમને ઊભા કરીશું, પછી તેઓ આ શહેરમાં મુશ્કેલીથી જ તમારા સાથે રહી શકશે.

૬૧. તેમના ઉપર ચારે તરફથી ફિટકારની ઝડી પડશે, જ્યાં પણ જોવા મળશે પકડી લેવાશે અને ઘણી ખરાબ રીતે માર્યા જશે.

૬૨. આ અલ્લાહનો નિયમ છે જે આવા લોકોના મામલામાં અગાઉથી ચાલતો આવ્યો છે, અને તમે અલ્લાહના નિયમમાં સહેજ પણ ફેરફાર નહીં જુઓ.

૬૩. લોકો તમને પૂછે છે કે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી ક્યારે આવશે. કહો, તેનું જ્ઞાન તો અલ્લાહને જ છે. તમને શું ખબર, કદાચ તે નજીક જ આવી ગઈ હોય.

૬૪. ભલે, એ વાત ચોક્કસ છે કે અલ્લાહે ઈન્કાર કરનારાઓ ઉપર ફિટકાર કર્યો છે અને તેમના માટે ભડકે બળતી આગ તૈયાર કરી રાખી છે

૬૫. જેમાં તેઓ હંમેશાં રહેશે, કોઈ સમર્થક અને સહાયક નહીં મેળવી શકે.

૬૬. જે દિવસે તેમના ચહેરા આગ ઉપર ઊલટ-પૂલટ કરવામાં આવશે તે વખતે તેઓ કહેશે કે "કદાચ, અમે અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કર્યું હોત."

૬૭. અને કહેશે, "હે અમારા માલિક ! અમે અમારા આગેવાનો અને વડવાઓનું અનુસરણ કર્યું અને તેમણે અમને સન્માર્ગથી ભટકાવી દીધા.

૬૮. હે માલિક ! તેમને બમણી યાતના આપ અને તેમના ઉપર સખત ફિટકાર કર." (રુકૂઅ-૮)

૬૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તે લોકો જેવા ન થઈ જાઓ જેમણે મૂસાને તકલીફો આપી હતી, પછી અલ્લાહ તેમની બનાવેલી વાતોથી તેને મુક્ત કર્યો અને તે અલ્લાહના સમીપ બહુમાન પામેલો હતો.

૭૦. હે ઈમાન લાવનારાઓ ! અલ્લાહથી ડરો અને સીધી વાત કહો.

૭૧. અલ્લાહ તમારા કર્મો દુરસ્ત કરી દેશે અને તમારા ગુનાઓને ક્ષમા

# (૩૪) સબા

## પરિચય

**નામ :**

આયત-૧૫ના વાક્ય 'લકદ કાન લિસબઇન ફી મસ્કનિહિમ આયતુન' ઉપરથી લેવામાં આવ્યું છે અર્થાત્ તે સૂરઃ જેમાં સબાનો ઉલ્લેખ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આના ઉતરાણનો સમય કોઈ આધારભૂત કથનો ઉપરથી જણાતો નથી. અલબત્ત વર્ણન-શૈલી ઉપરથી લાગે છે કે તે સમય કાં તો મક્કાનો મધ્ય તબક્કો છે અથવા સંભવતઃ તેનો પ્રારંભિક કાળ, જ્યારે કે અત્યાચાર અને દમન, તીવ્રતાની કક્ષાએ પહોંચ્યા ન હતાં અને હજુ માત્ર ઠઠ્ઠા-મશ્કરી, અફવાઓ, આરોપો મૂકવા તથા શંકા-કુશંકાઓ ઊભી કરીને ઇસ્લામી આંદોલનને દબાવવાના પ્રયત્નો ચાલી રહ્યા હતાં.

**વિષયો :**

આ સૂરઃમાં કાફિરો (સત્યનો ઇન્કાર કરનારાઓ)ના તે વાંધાઓનો જવાબ આપવામાં આવ્યો છે જે તેઓ પયગંબર (સલ્લ.)ના તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ના સંદેશ સામે અને સ્વયં આપની નબૂવ્વત સામે મોટાભાગે મહેણાં-મજાક અને બેહૂદા આક્ષેપોના સ્વરૂપમાં ઊભા કરવામાં આવતા હતા. તે વાંધાઓનો જવાબ ક્યાંક તેમને નોંધ સ્વરૂપમાં આપવામાં આવ્યો છે, તો ક્યાંક પ્રવચન ઉપરથી જ સ્પષ્ટ થઈ જાય છે કે આ કયા વાંધાનો જવાબ છે. જવાબો મોટાભાગે શિખામણ, યાદ અપાવવા તથા દલીલોના રૂપમાં છે, પરંતુ ક્યાંક-ક્યાંક તેમના હઠાગ્રહના ખરાબ અંજામથી ડરાવવામાં પણ આવ્યા છે. આ જ અનુસંધાનમાં હઝરત દાઊદ (અલૈ.), સુલૈમાન (અલૈ.) અને સબાની કોમના પ્રસંગો તે હેતુથી વર્ણવવામાં આવ્યા છે કે તમારી સામે ઇતિહાસના આ બે દૃષ્ટાંતો મોજૂદ છે. આ બંને દૃષ્ટાંતોને નજર સમક્ષ રાખીને પોતે જ અભિપ્રાય બાંધો કે તૌહીદ અને આખિરત ઉપર વિશ્વાસ અને કૃપાઓ બદલ કૃતજ્ઞતાની ભાવનાથી જે જીવન બને છે, તે બહેતર છે કે તે જીવન જે કુફ્ર અને શિર્ક તથા આખિરતના ઇન્કાર અને દુનિયાપરસ્તીના આધાર ઉપર રચાય છે.



# (૩૪) સૂરઃ સબા

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૫૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. પ્રશંસા તે અલ્લાહ માટે છે જે આકાશો અને ધરતીની દરેક વસ્તુનો માલિક છે અને આખિરત (પરલોક)માં પણ તેના જ માટે પ્રશંસા છે. તે તત્ત્વદર્શી અને ખબર રાખવાવાળો છે.

૨. જે કંઈ જમીનમાં જાય છે અને જે કંઈ તેમાંથી નીકળે છે અને જે કંઈ આકાશમાંથી ઊતરે છે અને જે કંઈ તેમાં ચડે છે, દરેક વસ્તુને તે જાણે છે, તે દયાળુ અને માફ કરનાર છે.

૩. ઇન્કાર કરનારાઓ કહે છે શું વાત છે કે 'કયામત' (પ્રલય) અમારા ઉપર આવતી નથી ! કહો, ''સોગંદ છે અદૃશ્યના જાણકાર મારા પાલનહારના ! તે તમારા ઉપર આવીને રહેશે. તેનાથી રજભાર કોઈ વસ્તુ ન આકાશોમાં છૂપાયેલી છે ન ધરતીમાં. ન રજકણથી મોટી અને ન તેનાથી નાની. બધું જ એક સ્પષ્ટ પુસ્તકમાં અંકિત છે.''

૪. અને આ 'કયામત' એટલા માટે આવશે કે વળતર આપે અલ્લાહ તે લોકોને જેઓ ઈમાન લાવ્યા છે અને સદ્કાર્યો કરતા રહ્યા છે. તેમના માટે માફી છે અને પ્રતિષ્ઠાપૂર્ણ રોજી.

૫. અને જે લોકોએ અમારી આયતોને નીચું દેખાડવા માટે જોર લગાવ્યું છે, તેમના માટે સૌથી ખરાબ પ્રકારની દુઃખદાયી યાતના છે.

૬. હે પયગંબર ! જ્ઞાન ધરાવનારા લોકો સારી રીતે જાણે છે કે જે કંઈ તમારા રબ (પ્રભુ) તરફથી તમારા ઉપર અવતરિત કરવામાં આવ્યું છે તે સંપૂર્ણપણે સત્ય છે અને પ્રભુત્વશાળી અને સ્વયં પ્રશંસિત અલ્લાહનો માર્ગ દેખાડે છે.

૭. ઇન્કાર કરનારાઓ લોકોને કહે છે કે ''અમે બતાવીએ એવો માણસ જે સમાચાર આપે છે કે જ્યારે તમારા શરીરનું કણેકણ વિખેરાઈ ગયું હશે તે વખતે તમે નવેસરથી પેદા કરવામાં આવશો ?

૮. ખબર નહીં, આ માણસ અલ્લાહના નામે જૂઠ ઘડે છે કે તેને ગાંડપણ વળગ્યું છે.'' નહીં, બલ્કે જે લોકો પરલોક (આખિરત)ને નથી માનતા તેઓ યાતનામાં ગ્રસ્ત થવાના જ છે અને તેઓ જ તદ્દન ખરાબ રીતે બહેકેલા છે.

૯. શું આ લોકોએ ક્યારેય તે આકાશ અને ધરતીને નથી જોયા, જેણે આમને આગળ અને પાછળથી ઘેરી રાખ્યા છે ? અમે ઇચ્છીએ તો

આમને જમીનમાં ખૂંપાવી દઈએ, અથવા આકાશના કેટલાક ટુકડા આમની ઉપર પાડી દઈએ. વાસ્તવમાં આમાં એક નિશાની છે તે દરેક બંદા માટે જે અલ્લાહ તરફ રજૂ થનાર હોય. (રૂકૂઅ-૧)

૧૦. અમે દાઊદને અમારા તરફથી મોટી કૃપા પ્રદાન કરી હતી. (અમે આદેશ આપ્યો કે) હે પર્વતો ! તેના સાથે સુસંવાદિતા કરો (અને આ જ આદેશ અમે) પક્ષીઓને આપ્યો. અમે લોખંડને તેના માટે નરમ કરી દીધું

૧૧. તે આદેશ સાથે કે બખતરો બનાવ અને તેની કડીઓ બરાબર માપસર રાખ. (હે દાઊદના લોકો !) સદ્કાર્યો કરો, જે કંઈ તમે કરો છો તેને હું જોઈ રહ્યો છું.

૧૨. અને સુલૈમાન માટે અમે હવાને આધીન કરી દીધી, સવારના સમયે તેનું ચાલવું એક મહિનાના રસ્તા સુધી અને સંધ્યા કાળે તેનું ચાલવું એક મહિનાના રસ્તા સુધી. અમે તેના માટે પીગળેલા તાંબાનું ઝરણું વહાવી દીધું અને એવા જિન્નાતો તેના સ્વાધીન કરી દીધા જેઓ પોતાના રબ (પ્રભુ)ના આદેશથી તેના આગળ કામ કરતા હતા. તેમનામાંથી જે અમારા આદેશનો અનાદર કરતો તેને અમે ભડકે બળતી આગની મજા ચખાડતા.

૧૩. તેઓ તેના માટે બનાવતા હતા જે કંઈ તે ઇચ્છતો, ઊંચી ઇમારતો, ચિત્રો, મોટા-મોટા હોજ જેમ કે મોટો થાળ અને પોતાની જગ્યાએથી ખસે નહીં તેવા ભારે દેગડા – હે દાઊદના લોકો ! કર્મ કરો કૃતજ્ઞતાના રૂપે, મારા બંદાઓમાં ઓછા જ છે જેઓ કૃતજ્ઞ છે.

૧૪. પછી જ્યારે સુલૈમાન ઉપર અમે મૃત્યુનો નિર્ણય લાગુ કર્યો તો જિન્નાતોને તેના મૃત્યુના સમાચાર આપનાર કોઈ વસ્તુ તે (લાકડા વગેરેમાં પડતા) કીડા સિવાય ન હતી જે તેની લાઠીને ખાઈ રહ્યો હતો. આવી રીતે જ્યારે સુલૈમાન પડી ગયો તો જિન્નાતો ઉપર તે વાત પ્રગટ થઈ ગઈ કે જો તેઓ અદૃશ્યને જાણવાવાળા હોત તો આ અપમાનજનક યાતનામાં ગ્રસ્ત ન રહેતા.

૧૫. સબા માટે તેમના પોતાના મકાનમાં જ એક નિશાની મોજૂદ હતી, બે બાગ જમણી બાજુ અને ડાબી બાજુ. ખાઓ પોતાના પાલનહારની રોજી અને આભાર માનો તેનો, દેશ છે ઉત્તમ અને સ્વચ્છ, અને પાલનહાર છે ક્ષમાશીલ !

૧૬. પરંતુ તેઓ મોઢું ફેરવી ગયા. છેવટે અમે તેમના ઉપર બંધ તોડી નાખે તેવો જળ-પ્રલય મોકલ્યો અને તેમના પહેલાના બે બાગોની જગ્યાએ વધુ બે બાગ તેમને આપ્યા જેમાં કડવા ફળ અને ઝાઉ (એક પ્રકારની

વનસ્પતિ)ના વૃક્ષ હતા અને થોડીઘણી બોરડીઓ.

૧૭. આ હતો તેમના ઇન્કારનો બદલો જે અમે તેમને આપ્યો, અને અપકારી મનુષ્ય સિવાય આવો બદલો અમે બીજા કોઈને આપતા નથી.

૧૮. અને અમે તેમના અને તે વસ્તીઓના વચ્ચે, જેમને અમે બરકત (નિરંતર વધતી જતી સમૃદ્ધિ) આપી હતી, સ્પષ્ટ દેખાઈ આવતી વસ્તીઓ વસાવી દીધી હતી અને તેમાં મુસાફરીના અંતર ચોક્કસ અંદાજ પ્રમાણે રાખ્યા હતા. હરો ફરો આ માર્ગો ઉપર રાત-દિવસ, સંપૂર્ણ શાંતિથી.

૧૯. પરંતુ તેમણે કહ્યું, ''હે અમારા માલિક અને પાલનહાર ! અમારી મુસાફરીના અંતર લાંબા કરી દે.'' તેમણે પોતાના ઉપર પોતે અત્યાચાર કર્યો. છેવટે અમે તેમને એક કહાણી બનાવીને મૂકી દીધા અને તેમને સાવ વેરણ છેરણ કરી નાખ્યા. નિઃશંક આમાં નિશાનીઓ છે દરેક તે વ્યક્તિ માટે જે ખૂબ જ ધૈર્યવાન અને કૃતજ્ઞ હોય.

૨૦. તેમના વિષે ઇબ્લીસ (શેતાન)ની પોતાની ધારણા સાચી નીકળી અને તેમણે તેનું જ અનુસરણ કર્યું, તે નાના જૂથ સિવાય જે ઈમાનવાળું હતું.

૨૧. ઇબ્લીસને તેમના ઉપર સહેજ પણ સત્તા ન હતી, પણ જે કંઈ થયું તે એ કારણે થયું કે અમે તે જોવા માગતા હતા કે કોણ આખિરત (પરલોક)ને માનનારો છે અને કોણ તેની બાબતમાં શંકામાં ગ્રસ્ત છે. તારો રબ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખવાવાળો છે. (રુકૂઅ-૨)

૨૨. (હે પયગંબર ! આ અનેકેશ્વરવાદીઓને) કહો, ''પોકારી જુઓ, પોતાના તે ઉપાસ્યોને જેમને તમે અલ્લાહ સિવાય પોતાના ઉપાસ્યો સમજી બેઠા છો. તેઓ ન આકાશોમાં રજ બરાબર વસ્તુના માલિક છે ન ધરતીમાં. તેઓ આકાશ અને ધરતીની મિલ્કતમાં ભાગીદાર પણ નથી. તેમનામાંથી કોઈ અલ્લાહનો સહાયક પણ નથી.

૨૩. અને અલ્લાહ સમક્ષ કોઈ ભલામણ પણ કોઈના માટે ફાયદાકારક નથી થઈ શકતી, તે વ્યક્તિ સિવાય જેના માટે અલ્લાહે ભલામણ કરવાની પરવાનગી આપી હોય. ત્યાં સુધી કે જ્યારે લોકોના હૃદયોમાંથી ગભરાટ દૂર થશે તો તેઓ (ભલામણ કરનારાઓને) પૂછશે કે તમારા રબે (પ્રભુએ) શું જવાબ આપ્યો ? તેઓ કહેશે કે ઠીક જવાબ મળ્યો છે અને તે મહાન અને ઉચ્ચતર છે.''

૨૪. (હે પયગંબર !) આમને પૂછો, ''કોણ તમને આકાશો અને ધરતીમાંથી રોજી આપે છે ?'' કહો, ''અલ્લાહ. હવે અનિવાર્યપણે અમારા અને તમારામાંથી કોઈ એક જ સન્માર્ગ ઉપર છે અથવા ખુલ્લી પથભ્રષ્ટતામાં પડેલો છે.''

૨૫. આમને કહો, ''જે કસૂર અમે કર્યો હોય તેના માટે તમને કંઈ પણ પૂછવામાં નહીં આવે અને જે કંઈ તમે કરી રહ્યા છો તેનો જવાબ



અમારા પાસેથી માગવામાં નહીં આવે.''

૨૬. કહો, ''અમારો રબ અમને એકત્ર કરશે, પછી અમારા વચ્ચે યોગ્ય ફેંસલો કરી આપશે. તે એવો પ્રભુત્વશાળી હાકેમ છે જે બધું જ જાણે છે.''

૨૭. આમને કહો, ''જરા મને બતાવો તો ખરા, તે કઈ હસ્તીઓ છે જેમને તમે તેના સાથે ભાગીદાર બનાવેલી છે.'' કદાપિ નહીં, પ્રભુત્વશાળી અને સર્વજ્ઞ તો માત્ર તે અલ્લાહ જ છે.

૨૮. અને (હે પયગંબર !) અમે તમને સમગ્ર મનુષ્યો માટે ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવીને મોકલ્યા છે, પરંતુ ઘણાં લોકો જાણતા નથી.

૨૯. આ લોકો તમને કહે છે કે ''તે (કયામતનો) વાયદો ક્યારે પૂરો થશે, જો તમે સાચા છો ?''

૩૦. કહો, ''તમારા માટે એક એવા દિવસનો સમય નિશ્ચિત છે જેના આગમનને તમે ન એક ક્ષણ ભર વિલંબિત કરી શકો છો અને ન તો એક ક્ષણ ભર તેને વહેલો લાવી શકો છો.'' (રુકૂઅ-૩)

૩૧. આ કાફિરો (ઇન્કાર કરનારાઓ) કહે છે કે ''અમે કદાપિ આ કુરઆનને નહીં માનીએ અને ન આનાથી પહેલાં આવેલા કોઈ ગ્રંથનો સ્વીકાર કરીશું.'' કદાચ, તમે જુઓ આમની હાલત તે વખતે, જ્યારે આ અત્યાચારીઓ પોતાના રબની હજૂરમાં ઊભા હશે. તે વખતે તેઓ એક બીજા ઉપર દોષારોપણ કરશે. જે લોકોને દુનિયામાં દબાવીને રાખવામાં આવ્યા હતા તેઓ મોટા બનનારાઓને કહેશે કે ''જો તમે ન હોત તો અમે ઈમાનવાળા હોત.''

૩૨. તે મોટા બનનારાઓ આ દબાયેલા લોકોને જવાબ આપશે, ''શું અમે તમને તે માર્ગદર્શનથી રોક્યા હતા જે તમારા પાસે આવ્યું હતું ? નહીં, બલ્કે તમે પોતે જ અપરાધી હતા.''

૩૩. તે દબાયેલા લોકો તે મોટા બનનારાઓને કહેશે, ''નહીં, બલ્કે રાત-દિવસની ચાલબાજીઓ હતી જ્યારે તમે અમને કહેતા હતા કે અમે અલ્લાહ સાથે ઇન્કારની નીતિ (કુફ્ર) અપનાવીએ અને બીજાઓને તેના સમકક્ષ ઠેરવીએ.'' છેવટે જ્યારે આ લોકો યાતના જોશે તો પોતાના મનમાં પસ્તાશે અને અમે આ ઇન્કાર કરનારાઓના ગળામાં તોક નાખી દઈશું. શું લોકોને એ સિવાય બીજો કોઈ બદલો આપી શકાય છે કે જેવા કર્મો તેમના હતા તેવો જ બદલો તેઓ પામે ?

૩૪. ક્યારેય એવું નથી બન્યું કે અમે કોઈ વસ્તીમાં એક સચેત કરનાર મોકલ્યો હોય અને તે વસ્તીના ખાતા-પીતા લોકોએ એવું ન કહ્યું હોય કે ''જે સંદેશ તમે લઈને આવ્યા છો તેને અમે નથી માનતા.''

૩૫. તેમણે હમેશા એ જ કહ્યું કે ''અમે તમારાથી વધુ ધન અને સંતાન ધરાવીએ છીએ અને અમે કદાપિ સજા પામવાના નથી.''

૩૬. હે પયગંબર ! આમને કહો, મારો રબ જેને ચાહે છે વિપુલ રોજી આપે છે અને જેને ચાહે છે પ્રમાણસર આપે છે, પરંતુ ઘણાંખરા લોકો આ સત્યને જાણતા નથી.'' (રુકૂઅ-૪)

૩૭. આ તમારું ધન અને તમારી સંતાન નથી જે તમને અમારાથી નિકટ કરતા હોય. હા, પરંતુ જેઓ ઈમાન લાવે અને સદ્‌કાર્યો કરે. આ જ લોકો છે જેમના માટે તેમના કર્મોનું બમણું વળતર છે, અને જેઓ ભવ્ય અને ઊંચા ભવનોમાં શાંતિપૂર્વક રહેશે.

૩૮. રહ્યા તે લોકો જેઓ અમારી આયતોને નીચું દેખાડવા માટે દોડધૂપ કરે છે, તો તેઓ યાતના-ગ્રસ્ત થશે.

૩૯. હે પયગંબર ! આમને કહો, મારો રબ પોતાના બંદાઓમાંથી જેને ચાહે છે વિપુલ રોજી આપે છે અને જેને ચાહે છે નિયત પ્રમાણમાં આપે છે. જે કંઈ તમે ખર્ચ કરી નાખો છો તેના સ્થાને તે જ તમને વધુ આપે છે, તે બધા રોજી આપનારાઓ કરતાં શ્રેષ્ઠ રોજી આપનાર છે.

૪૦. અને જે દિવસે તે તમામ મનુષ્યોને એકત્ર કરશે અને પછી ફરિશ્તાઓને પૂછશે, ''શું આ લોકો તમારી જ ઉપાસના કરતા હતા ?''

૪૧. તો તેઓ જવાબ આપશે કે ''પવિત્ર છે આપની હસ્તી, અમારો સંબંધ તો આપથી છે, ન કે આ લોકોથી. વાસ્તવમાં આ લોકો અમારી નહીં પરંતુ જિન્નાતોની ઉપાસના કરતા હતા, આમાંના ઘણાંખરા તેમના ઉપર જ ઈમાન લાવ્યા હતા.''

૪૨. (તે વખતે અમે કહીશું કે) આજે તમારામાંથી કોઈ, ન કોઈને ફાયદો પહોંચાડી શકે છે, ન નુકસાન. અને અત્યાચારીઓને અમે કહી દઈશું કે હવે ચાખો આ જહન્નમ (નર્ક)ની યાતનાની મજા જેને તમે ખોટી ઠેરવતા હતા.

૪૩. આ લોકોને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે તો આ લોકો કહે છે કે ''આ માણસ તો બસ એવું ઇચ્છે છે કે તમને તે ઉપાસ્યોથી વિમુખ કરી દે જેમની ઉપાસના તમારા બાપ-દાદા કરતા આવ્યા છે.'' અને કહે છે કે ''આ (કુર્આન) માત્ર એક જૂઠ છે, ઘડી કાઢેલું.'' આ કાફિરો (અધર્મીઓ) સમક્ષ જ્યારે સત્ય આવ્યું તો તેમણે કહી દીધું કે ''આ તો સ્પષ્ટ જાદૂ છે.''

૪૪. જો કે ન અમે આ લોકોને પહેલા કોઈ ગ્રંથ આપ્યો હતો કે આ લોકો તેને પઢતા હોય અને ન તમારાથી પહેલાં તેમના તરફ કોઈ સચેત કરનાર મોકલ્યો હતો.

૪૫. આમના પહેલા થઈ ગયેલા લોકો ખોટું ઠેરવી ચૂક્યા છે. જે કંઈ અમે તેમને આપ્યું હતું તેના દસમા ભાગને પણ આ લોકો પહોંચ્યા નથી.



પરંતુ જ્યારે તેમણે મારા પયગંબરોને ખોટા ઠેરવ્યા તો જોઈ લો કે મારી સજા કેવી કઠોર હતી. (રુકૂઅ-૫)

૪૬. હે પયગંબર ! આમને કહો કે ''હું તમને માત્ર એક વાતનો ઉપદેશ આપું છું. અલ્લાહ માટે તમે એકલા-એકલા અને બે-બે મળીને મગજ લડાવો અને વિચારો, તમારા સાહેબમાં છેવટે કઈ વાત છે જે ઉન્માદની હોય ? તે તો એક કઠોર યાતનાના આગમન પહેલા તમને સચેત કરનાર છે.''

૪૭. આમને કહો, ''જો મેં તમારા પાસેથી કોઈ વળતર માગ્યું હોય તો તે તમને મુબારક, મારૂં વળતર તો અલ્લાહના શિરે છે અને તે દરેક વસ્તુ ઉપર સાક્ષી છે.''

૪૮. આમને કહો, ''મારો રબ (મારા ઉપર) સત્યની પ્રકાશના કરે છે અને તે તમામ છૂપી હકીકતોને જાણવાવાળો છે.''

૪૯. કહો, ''સત્ય આવી ગયું અને હવે અસત્યના કરવાથી કંઈ થઈ શકતું નથી.''

૫૦. કહો, ''જો હું પથભ્રષ્ટ થઈ ગયો હોઉં તો મારી પથભ્રષ્ટતાની મુસીબત મારા ઉપર છે, અને જો હું સન્માર્ગ ઉપર છું તો તે વહી (દિવ્ય પ્રકાશના)ના આધારે છું જે મારો રબ મારા ઉપર અવતરિત કરે છે, તે બધું જ સાંભળે છે અને નિકટ જ છે.''

૫૧. કદાચ, તમે જુઓ આમને તે વખતે જ્યારે આ લોકો ગભરાયેલા ફરી રહ્યા હશે અને ક્યાંય બચીને નહીં જઈ શકે, બલ્કે નજીકથી જ પકડી લેવામાં આવશે.

૫૨. તે વખતે આ લોકો કહેશે કે અમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા. જો કે હવે દૂર નીકળી ચૂકેલી વસ્તુ કયાંથી હાથ આવી શકે છે.

૫૩. આ પહેલાં આ લોકો ઈન્કાર કરી ચૂક્યા હતા અને શોધખોળ કર્યા વિના મોટી-મોટી વાતો હાંકતા હતા.

૫૪. તે વખતે જે વસ્તુની આ લોકો ઝંખતા કરતા હશે તેનાથી વંચિત કરી દેવામાં આવશે, જેવી રીતે તેમના પુરોગામી સહપંથીઓ વંચિત થઈ ચૂક્યા હશે. આ લોકો ખૂબ જ પથભ્રષ્ટ કરનાર શંકામાં પડેલા હતા. (રુકૂઅ-૬)

# (૩૫) ફાતિર

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'ફાતિર'ને આ સૂરઃનું શીર્ષક ઠેરવવામાં આવ્યુ છે, જેનો અર્થ માત્ર એટલો જ છે કે આ તે સૂરઃ છે જેમાં 'ફાતિર' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

વર્ણન-શૈલીના આંતરિક પુરાવા ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ સૂરઃના ઉતરાણનો સમય લગભગ મક્કાનો મધ્ય તબક્કો છે, અને તેનો પણ તે સમય જેમાં વિરોધ ચારા એવા પ્રમાણમાં તીવ્ર બની ગયો હતો.

**વિષય :**

પ્રવચનનો હેતુ એ છે કે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના તૌહીદ (એકેશ્વરવાદ)ના સંદેશના સામે જે વલણ તે વખતે મક્કાવાસીઓ અને તેમના આગેવાનોએ અપનાવી રાખ્યુ હતુ, તે માટે તેમને ઉપદેશાત્મક રીતે ચેતવણી અને ઠપકો પણ આપવામાં આવે અને શિખામણની શૈલીમાં સમજાવવામાં પણ આવે. વિષયનો ટૂંકસાર એ છે કે મૂર્ખાઓ ! આ પયગંબર જે માર્ગ તરફ તમને આમંત્રણ આપી રહ્યો છે, તેમાં તમારી પોતાની ભલાઈ છે. તેના તરફ તમારો ગુસ્સો, તમારા કાવત્રાઓ અને ચાલબાજીઓ અને પયગંબરના કામને નિષ્ફળ બનાવવા માટેની તમારી યુક્તિઓ ખરેખર તો તેના વિરુદ્ધ નહીં, બલ્કે તમારા પોતાના વિરુદ્ધ જઈ રહી છે. એની વાત નહીં માનો તો પોતાનું જ નુકસાન કરશો, તેનું કંઈ બગાડશો નહીં. તે જે કંઈ તમને કહી રહ્યો છે, તેના ઉપર વિચાર તો કરો કે છેવટે તેમાં ખોટી વાત કઈ છે. તે શિર્ક (અનેકેશ્વરવાદ)ને રદિયો આપે છે. તમે આંખો ખોલીને જુઓ, શું શિર્ક માટે આ દુનિયામાં કોઈ બુદ્ધિસંગત આધાર મોજૂદ છે ? તે તૌહીદ તરફ બોલાવે છે. તમે જાતે બુદ્ધિનો ઉપયોગ કરો, શું આકાશો અને ધરતીનો સર્જનહાર અલ્લાહ સિવાય ક્યાંય એવી કોઈ હસ્તી જોવા મળે છે, જે અલ્લાહ જેવા ગુણો અને અધિકારો ધરાવતી હોય ? તે તમને કહે છે કે તમે આ દુનિયામાં બેજવાબદાર નથી, બલ્કે તમારે પોતાના માલિક અને પાલનહારને પોતાના કર્મોનો હિસાબ આપવાનો છે અને આ દુનિયાના જીવન પછી સત્કર્મો અને દુષ્કર્મોના પરિણામો ભોગવવાના છે. હવે જો આ તદ્દન બુદ્ધિસંગત અને સત્ય ઉપર આધારિત વાતોને તમે નથી માનતા અને ખોટા ઉપાસ્યોની બંદગી છોડતા નથી અને પોતાને બિનજવાબદાર સમજીને સ્વચ્છંદી જીવન જીવવા માગો છો તો તેમાં આમંત્રણ આપનારનું શું



નુકસાન છે. દુર્દશા તો તમારી પોતાની જ થવાની છે. પયગંબર (સલ્લ.) ઉપર તો માત્ર સમજાવવાની જવાબદારી હતી અને તે તેણે પૂરી કરી દીધી.

પ્રવચનમાં વચ્ચે વારંવાર પયગંબર (સલ્લ.)ને સાંત્વન આપવામાં આવ્યુ છે કે આપ જ્યારે ઉપદેશ આપવાની ફરજ પૂરેપૂરી રીતે બજાવી રહ્યાં છો તો પથભ્રષ્ટતા માટે દુરાગ્રહ રાખનારો સીધો માર્ગ ન સ્વીકારે તો તેની કોઈ જવાબદારી આપના ઉપર નથી આવતી. તે સાથે આપને એ પણ સમજાવવામાં આવ્યું છે કે જે લોકો માનવા તૈયાર નથી, તેમના આ વર્તન બદ્દલ દુઃખી ન થાઓ અને ન તેમને સીધા માર્ગે લાવવાની ચિંતામાં પોતાનો જીવ બાળો. એના બદલે આપ પોતાનુ પૂર્ણ ધ્યાન તે લોકો ઉપર આપો, જેઓ વાત સાંભળવા તૈયાર છે.

ઈમાન સ્વીકારનારાઓને પણ આના અનુસંધાનમાં મોટી ખુશખબરો આપવામાં આવી છે, જેથી તેમના મનમાં દ્રઢતા અને મજબૂતી પેદા થાય અને તેઓ અલ્લાહના વાયદાઓ ઉપર ભરોસો કરીને સત્ય-માર્ગ ઉપર મક્કમ રહે.

# (૩૫) સૂરઃ ફાતિર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૫ • આયતો : ૪૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. પ્રશંસા અલ્લાહ માટે જ છે જે આકાશો અને ધરતીનો સર્જનહાર અને ફરિશ્તાઓને સંદેશવાહક નિયુક્ત કરનાર છે, (એવા ફરિશ્તાઓ) જેમની બબ્બે અને ત્રણ ત્રણ અને ચાર ચાર ભુજાઓ છે. તે પોતાની મખલૂક (સર્જનો)ની સંરચનામાં ચાહે તેવી અભિવૃદ્ધિ કરે છે. નિઃશંક અલ્લાહ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.

૨. અલ્લાહ જે કૃપાનો દરવાજો પણ લોકો માટે ખોલી નાખે તેને કોઈ રોકવાવાળું નથી અને જેને તે બંધ કરી દે તેને અલ્લાહ પછી બીજો કોઈ ખોલવાવાળું નથી. તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૩. લોકો ! તમારા ઉપર અલ્લાહના જે ઉપકારો છે તેને યાદ રાખો. શું અલ્લાહ સિવાય કોઈ અન્ય સર્જનહાર પણ છે જે તમને આકાશ અને ધરતીમાંથી રોજી આપતો હોય ? — કોઈ ઉપાસ્ય તેના સિવાય નથી, પછી તમે ક્યાંથી ધોખો ખાઈ રહ્યા છો ?

૪. હવે જો (હે પયગંબર !) આ લોકો તમને ખોટા ઠેરવે છે (તો આ કોઈ નવી વાત નથી), તમારા પહેલાં પણ ઘણાં પયગંબરો ખોટા ઠેરવાઈ ચૂક્યા છે, અને બધા જ મામલાઓ છેવટે તો અલ્લાહના જ પાસે લઈ જવામાં આવનાર છે.

૫. લોકો ! અલ્લાહનો વાયદો નિશ્ચિતપણે સત્ય છે, આથી દુનિયા (આલોક)નું જીવન તમને ધોખામાં ન નાખે અને ન તે મોટો ધોખાબાજ (શૈતાન) તમને અલ્લાહ વિષે ધોખો આપી જાય.

૬. વાસ્તવમાં શૈતાન તમારો શત્રુ છે માટે તમે પણ તેને પોતાનો શત્રુ જ સમજો. તે તો પોતાના અનુયાયીઓને પોતાના માર્ગે એટલા માટે બોલાવી રહ્યો છે કે તેઓ દોઝખ (નર્ક)માં જનારા લોકોમાં સામેલ થઈ જાય.

૭. જે લોકો કુફ્ર (ઈન્કાર) કરશે તેમના માટે કઠોર યાતના (અઝાબ) છે અને જેઓ ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે તેમના માટે મગફિરત(ક્ષમા) અને મોટું વળતર છે. (રુકૂઅ-૧)

૮. (ભલા કોઈ ઠેકાણું છે તે માણસની પથભ્રષ્ટતાનું) જેના માટે તેનું બૂરું કાર્ય શોભારપદ બનાવી દેવામાં આવ્યું હોય અને તે તેને સારું સમજી રહ્યો હોય ? હકીકત એ છે કે અલ્લાહ જેને ચાહે છે પથભ્રષ્ટતામાં નાખી દે છે અને જેને ચાહે છે સન્માર્ગ દેખાડી દે છે. તો (હે પયગંબર !) ઈચ્છા-અનિચ્છાએ તમારો જીવ આ લોકો માટે રંજ અને દુઃખમાં ન બાળો. જે કંઈ આ લોકો કરી રહ્યા છે અલ્લાહ



તેને સારી રીતે જાણે છે.

૯. તે અલ્લાહ જ તો છે જે હવાઓને મોકલે છે, પછી તે વાદળાં ઉઠાવે છે, પછી અમે તેને એક વેરાન પ્રદેશ તરફ લઈ જઈએ છીએ અને તેના વડે તે જ ભૂમિને જીવંત કરી દઈએ છીએ જે મૃત પડી હતી. મૃત્યુ પામેલા મનુષ્યોનું જીવિત થઈ ઊઠવું પણ આવી રીતે જ હશે.

૧૦. જે કોઈ પ્રતિષ્ઠા ચાહતો હોય તેને ખબર હોવી જોઈએ કે પ્રતિષ્ઠા સમગ્રપણે અલ્લાહની છે. તેને ત્યાં જે વસ્તુ ઉપર ચઢે છે તે માત્ર પવિત્ર બોલ છે, અને સદ્કાર્ય તેને ઉપર ચઢાવે છે. રહ્યા તે લોકો જેઓ બેહૂદી ચાલબાજીઓ ચાલે છે, તેમના માટે કઠોર યાતના છે અને તેમની ચાલબાજી સ્વયં જ વિનષ્ટ થવાની છે.

૧૧. અલ્લાહે માટીથી તમારું સર્જન કર્યું, પછી વીર્યથી, પછી તમારા જોડા બનાવી દીધા (અર્થાત્ પુરુષ અને સ્ત્રી). કોઈ સ્ત્રી ગર્ભવતી નથી થતી અને ન બાળક જણે છે, પરંતુ આ બધું અલ્લાહની જાણમાં હોય છે. કોઈ આયુષ્ય મેળવનાર આયુષ્ય નથી પામતો અને ન કોઈના આયુષ્યમાં કોઈ ઘટાડો થાય છે, પણ આ બધું એક પુસ્તકમાં અંકિત હોય છે. અલ્લાહ માટે આ ખૂબ સરળ કામ છે.

૧૨. અને પાણીના બંને ભંડારો સમાન નથી. એક મીઠો અને તરસ છિપાવનાર છે, પીવામાં રુચિકર, અને બીજો સાવ ખારો કે ગળું છોલી નાખે. પરંતુ બંનેમાંથી તમે તાજુંમાજું માંસ પ્રાપ્ત કરો છો, પહેરવા માટે શ્રૃંગારની વસ્તુઓ કાઢો છો, અને આ જ પાણીમાં તમે જુઓ છો કે નૌકાઓ તેની છાતી ચીરતી જઈ રહી છે જેથી તમે અલ્લાહની કૃપા (આજીવિકા) શોધો અને તેના કૃતજ્ઞ બનો.

૧૩. તે દિવસમાં રાત અને રાતમાં દિવસને પરોવીને લઈ આવે છે. ચંદ્ર અને સૂર્યને તેણે આધીન બનાવી રાખ્યા છે. આ બધું જ એક નિશ્ચિત સમય સુધી ચાલી જઈ રહ્યું છે. તે જ અલ્લાહ (જેના આ બધા જ કામ છે) તમારો માલિક અને પાલનહાર છે. રાજ્ય તેનું જ છે. તેને છોડીને બીજા જેને તમે પોકારો છો તેઓ એક તણખલાના પણ માલિક નથી.

૧૪. તેમને પોકારો તો તેઓ તમારી દુઆઓ (પ્રાર્થનાઓ) સાંભળી શકતા નથી અને સાંભળી લે તો તેનો કોઈ જવાબ તમને આપી શકતા નથી.

અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેઓ તમારા શિર્ક (અનેકેશ્વરવાદી કૃત્ય)નો ઈન્કાર કરી દેશે. વસ્તુ-સ્થિતિની આવી સાચી ખબર તમને એક ખબર રાખવાવાળા સિવાય કોઈ નથી આપી શકતો. (રુકૂઅ-૨)

૧૫. લોકો ! તમે જ અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ તો ગની (અપેક્ષામુક્ત) અને તે સ્વયં પ્રશંસિત છે.

૧૬. તે ચાહે તો તમને ખસેડીને કોઈ નવું સર્જન તમારી જગ્યાએ લઈ આવે,

૧૭. આવું કરવું અલ્લાહ માટે સહેજ પણ મુશ્કેલ નથી,

૧૮. અને કોઈ બોજ ઉઠાવનાર કોઈ બીજાનો બોજ નહીં ઉઠાવે, અને જો કોઈ લદાયેલ જીવ પોતાનો બોજ ઉઠાવવા માટે પોકારશે તો તેના ભારનો એક નાનો ભાગ પણ વહેંચવા કોઈ નહીં આવે, ચાહે તે નિકટતમ સગો જ કેમ ન હોય. (હે પયગંબર !) તમે માત્ર તે જ લોકોને ચેતવી શકો છો જેઓ જોયા વગર પોતાના રબ (પ્રભુ)થી ડરે છે અને નમાઝ કાયમ કરે છે. જે વ્યક્તિ પણ પવિત્રતા અપનાવે છે પોતાની જ ભલાઈ માટે અપનાવે છે અને પાછા ફરવાનું સૌને અલ્લાહ તરફ જ છે.

૧૯. આંધળો અને આંખોવાળો સમાન નથી

૨૦. ન અંધારાઓ અને પ્રકાશ સમાન છે

૨૧. ન ઠંડો છાંયડો અને તડકાની ગરમી એક સમાન છે ,

૨૨. અને ન જીવંત અને મૃત સરખા છે. અલ્લાહ જેને ચાહે છે સંભળાવે છે, પરંતુ (હે પયગંબર !) તમે તે લોકોને સંભળાવી શકતા નથી જેઓ કબરોમાં દફન છે.

૨૩. તમે તો માત્ર એક સાવધાન કરનારા છો.

૨૪. અમે તમને સત્ય સાથે મોકલ્યા છે, ખુશખબર આપનારા અને ડરાવનારા બનાવીને. અને કોઈ સમુદાય એવો નથી થયો જેમાં કોઈ સચેત કરનાર ન આવ્યો હોય.

૨૫. હવે જો આ લોકો તમને ખોટા ઠેરવે છે તો આમના પહેલાં થઈ ગયેલા લોકો પણ ખોટા ઠેરવી ચૂક્યા છે. તેમના પાસે તેમના પયગંબરો ખુલ્લી દલીલો અને પુસ્તિકાઓ અને સ્પષ્ટ આદેશ આપતો ગ્રંથ લઈને આવ્યા હતા.

૨૬. પછી જે લોકોએ ન માન્યું તેમને મેં ઝડપી લીધાં અને જોઈ લો મારી સજા કેવી કઠોર હતી. (રુકૂઅ-૩)

૨૭. શું તમે જોતા નથી કે અલ્લાહ આકાશમાંથી પાણી વરસાવે છે અને પછી તેના વડે અમે જાત-જાતના ફળો કાઢી લાવીએ છીએ જેમના રંગો જુદા જુદા હોય છે. પર્વતોમાં પણ સફેદ, લાલ અને કાળી ભમ્મર ધારીઓ જોવા મળે છે જેમના રંગ વિભિન્ન હોય છે, અને આવી જ



રીતે મનુષ્યો અને પ્રાણીઓ અને ઢોરોના રંગ પણ જુદાં-જુદાં છે.

૨૮. સત્ય એ છે કે અલ્લાહના બંદાઓમાંથી માત્ર જ્ઞાન ધરાવનારા લોકો જ તેનાથી ડરે છે, નિઃશંક અલ્લાહ પ્રભુત્વશાળી અને ક્ષમાશીલ છે.

૨૯. જે લોકો અલ્લાહના ગ્રંથનો પાઠ કરે છે અને નમાઝ કાયમ કરે છે, અને જે કંઈ રોજી અમે તેમને આપી છે તેમાંથી જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે, ચોક્કસ તેઓ એક એવા વેપારની અપેક્ષા રાખે છે જેમાં કદાપિ ખોટ નહીં જાય.

૩૦. (આ વેપારમાં તેમણે પોતાનું સર્વસ્વ એટલા માટે લગાડી દીધું છે કે) જેથી અલ્લાહ તેમના વળતર પૂરેપૂરા તેમને આપે અને વધુમાં પોતાની કૃપાથી તેમને પ્રદાન કરે. નિઃશંક અલ્લાહ માફી બક્ષનાર અને કદરદાન છે.

૩૧. (હે પયગંબર !) જે ગ્રંથ અમે તમારા તરફ વહી દ્વારા ઉતાર્યો છે તે જ સત્ય છે, સમર્થન કરતો આવ્યો છે તે ગ્રંથોનું જે આના પહેલાં આવ્યા હતા. નિઃસંદેહ અલ્લાહ પોતાના બંદાઓની સ્થિતિથી વાકેફ છે અને દરેક વસ્તુ ઉપર નજર રાખવાવાળો છે.

૩૨. પછી અમે આ ગ્રંથના ઉત્તરાધિકારી બનાવી દીધા તે લોકોને જેમણે અમે (આ ઉત્તરાધિકાર માટે) પોતાના બંદાઓમાંથી ચૂંટી લીધા. હવે કોઈ તો તેમનામાંથી પોતાના ઉપર અત્યાચાર કરનાર છે, અને કોઈ મધ્યમ-માર્ગીય છે, અને કોઈ અલ્લાહની મરજીથી સદકાર્યોમાં અગ્રેસર રહેનારા છે, આ જ મહાન કૃપા છે.

૩૩. સદૈવ રહેનારી જન્નતો છે જેમાં આ લોકો પ્રવેશ કરશે. ત્યાં તેમને સોનાના કંગનો અને મોતીઓથી શણગારવામાં આવશે, ત્યાં તેમનો પોશાક રેશમનો હશે,

૩૪. અને તેઓ કહેશે, ''આભાર તે અલ્લાહનો, જેણે અમારું દુઃખ દૂર કરી દીધું. નિઃશંક અમારો રબ ક્ષમાશીલ અને કદરદાન છે,

૩૫. જેણે અમને પોતાની કૃપાથી શાશ્વત નિવાસની જગ્યામાં રોકી દીધા, હવે અહીં અમને ન કોઈ શ્રમ કરવો પડે છે, ન તો થાક લાગે છે.''

૩૬. અને જે લોકોએ ઈન્કાર કર્યો છે તેમના માટે જહન્નમ (નર્ક)ની આગ છે, ન તેમનો કિસ્સો તમામ કરી નાખવામાં આવશે કે મરી જાય અને ન તેમના માટે જહન્નમ (નર્ક)ની યાતનામાં સહેજ પણ ઘટાડો કરવામાં આવશે. આ રીતે અમે બદલો આપીએ છીએ તે દરેક વ્યક્તિને જે ઈન્કાર (કુફ્ર) કરનાર છે.

૩૭. તેઓ ત્યાં ચીસો પાડી-પાડીને કહેશે કે ''હે અમારા પાલનહાર ! અમને

અહીંથી કાઢી લે જેથી અમે સદ્કાર્યો કરીએ, તે કાર્યોથી જુદા જે પહેલાં
કરતા રહ્યા હતા.'' (તેમને જવાબ આપવામાં આવશે), ''શું અમે
તમને એટલું આયુષ્ય નહોતું આપ્યું જેમાં કોઈ શિક્ષા ગ્રહણ કરવા
માગતો તો શિક્ષા ગ્રહણ કરી શકતો હતો ? અને તમારા પાસે સચેત
કરવાવાળો પણ આવી ચૂક્યો હતો. હવે ચાખો મજા.
અત્યાચારીઓનો અહીં કોઈ મદદગાર નથી.'' (રુકૂઅ-૪)
૩૮. નિઃશંક અલ્લાહ આકાશો અને ધરતીની દરેક છૂપી વસ્તુથી વાકેફ
છે, તે તો છાતીઓમાં છૂપાયેલાં રહસ્યો સુદ્ધાં જાણે છે.
૩૯. તે જ તો છે જેણે તમને ધરતી ઉપર 'ખલીફા' (નાયબ, પ્રતિનિધિ) બનાવ્યા
છે. હવે જે કોઈ કુફ્ર (ઇન્કાર) કરે છે તેના કુફ્રની મુસીબત તેના ઉપર જ
છે, અને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને તેમનું કુફ્ર આ સિવાય કંઈ ઉન્નતિ
નથી આપતું કે તેમના રબ (પ્રભુ)નો પ્રકોપ તેમના ઉપર વધુને વધુ ભભકતો
જાય છે. કાફિરો માટે નુકસાનમાં વૃદ્ધિ સિવાય કોઈ ઉન્નતિ નથી.
૪૦. (હે પયગંબર !), આમને કહો, ''ક્યારેય તમે જોયા પણ છે પોતાના
તે ભાગીદારોને, જેમને તમે અલ્લાહને છોડીને પોકાર્યા કરો છો ?
મને બતાવો, તેમણે ધરતીમાં શું પેદા કર્યું છે ? અથવા તો આકાશોમાં
તેમની શું ભાગીદારી છે ?'' (જો આ લોકો બતાવી શકતા નથી તો
એમને પૂછો) શું અમે આમને કોઈ લખાણ કરી આપ્યું છે જેના અધારે
આ લોકો (પોતાના આ અનેકેશ્વરવાદી કૃત્ય માટે) કોઈ સ્પષ્ટ સનંદ
ધરાવતા હોય ? નહીં, બલ્કે આ અત્યાચારીઓ એક-બીજાને માત્ર
કપટ અને ચાલાકીના દગાઓ આપ્યે જાય છે.
૪૧ હકીકત એ છે કે અલ્લાહ જ છે જેણે આકાશો અને ધરતીને ખસી જતાં રોકી
રાખ્યા છે, અને જો તેઓ ખસી જાય તો અલ્લાહ પછી કોઈ બીજો પકડવાવાળો
નથી. નિઃશંક અલ્લાહ અત્યંત સહનશીલ અને દરગુજર કરનાર છે.
૪૨. આ લોકો પાકી-પાકી સોગંદો ખાઈને કહ્યા કરતા હતા કે જો કોઈ સચેત
કરનાર તેમને ત્યાં આવી ગયો હોત તો તેઓ દુનિયાની દરેક બીજી
કોમથી વધીને સન્માર્ગ ઉપર હોત. પરંતુ જ્યારે સચેત કરનાર તેમને
ત્યાં આવી ગયો તો તેના આગમને તેમના અંદર સત્યથી દૂર ભાગવા
સિવાય કોઈ વસ્તુમાં વધારો ન કર્યો.
૪૩. આ લોકો ધરતીમાં વધુને વધુ વિદ્રોહ કરવા લાગ્યા અને ખરાબમાં
ખરાબ ચાલો ચાલવા લાગ્યા, જો કે બૂરી ચાલો સ્વયં ચાલબાજોને જ
ઝડપી લે છે. હવે શું આ લોકો એની પ્રતીક્ષા કરી રહ્યા છે કે અગાઉ થઈ
ગયેલી કોમોની સાથે અલ્લાહની જે રીત રહી છે તે જ તેમના સાથે પણ
અપનાવવામાં આવે ? આ જ વાત છે તો તમે અલ્લાહની રીતમાં કદાપિ
કોઈ ફેરફાર નહીં જુઓ અને તમે કદી પણ નહીં જુઓ કે અલ્લાહના



નિયમને તેના નિયત માર્ગથી કોઈ તાકાત ફેરવી શકે છે.
૪૪. શું આ લોકો ક્યારેય ધરતીમાં હર્યાફર્યા નથી કે આમને તે લોકોનો
અંજામ દેખાતો જેઓ આમના પહેલાં થઈ ચૂક્યા છે અને આમનાથી
ખૂબ જ શક્તિશાળી હતા ? અલ્લાહને કોઈ વસ્તુ વિવશ કરનાર નથી,
ન આકાશોમાં ન ધરતીમાં. તે બધું જ જાણે છે અને દરેક વસ્તુ કરવા
માટે શક્તિમાન છે.
૪૫. જો ક્યાંક તે લોકોને તેમના કરેલા કૃત્યો ઉપર પકડતો, તો ધરતીમાં
કોઈ જીવધારીને જીવતો ન મૂક્યો હોત. પરંતુ તે તેમને એક નિશ્ચિત
સમય સુધી મહેતલ આપી રહ્યો છે. પછી જ્યારે તેમનો સમય પૂરો
થઈ જશે તો અલ્લાહ પોતાના બંદાઓને જોઈ લેશે. (રુકૂઅ-૫)

# (૩૬) યાસીન

## પરિચય

**નામ :**

આરંભના બે અક્ષરોને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વર્ણનશૈલી ઉપર વિચાર કરતાં જણાય છે કે આ સૂરઃનો ઉતરાણકાળ મક્કાના મધ્યકાળનો અંતિમ સમય છે અથવા તો આ મક્કા રોકાણના અંતિમ તબક્કામાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે.

**વિષય :**

પ્રવચનનો હેતુ મક્કાના કુરૈશ કાફિરો (વિધર્મીઓ)ને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વત ઉપર ઈમાન ન લાવવા તથા જુલમ અને ઠઠ્ઠા-મશ્કરીથી તેનો મુકાબલો કરવાના પરિણામથી ડરાવવાનો છે. એમાં ડરાવવાનું અને ધમકીનું પાસું વધુ સ્પષ્ટ અને મુખ્ય છે, પરંતુ વારંવાર ડરાવવાના સાથે દલીલો દ્વારા સમજાવવામાં પણ આવ્યા છે.

દલીલો ત્રણ બાબતો અંગે કરવામાં આવી છે :

તૌહીદ અર્થાત્ એકેશ્વરવાદ ઉપર સૃષ્ટિની નિશાનીઓ અને સામાન્ય બુદ્ધિથી. આખિરત (પરલોક) ઉપર સૃષ્ટિની નિશાનીઓ, સામાન્ય બુદ્ધિ અને સ્વયં મનુષ્યના પોતાના અસ્તિત્વથી, અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ની રિસાલત (ઈશદૂતત્વ)ની સચ્ચાઈ ઉપર એ વાતથી કે આપ આ જવાબદારીના પ્રચાર-પ્રસારની આ સઘળી મહેનત માત્ર નિઃસ્વાર્થપણે સહન કરી રહ્યા હતાં, અને એ બાબતથી કે જે વાતો તરફ આપ લોકોને આમંત્રણ આપી રહ્યાં હતાં તે તદ્દન બુદ્ધિસંગત હતી અને તેનો સ્વીકાર કરવામાં લોકોનું પોતાનું ભલું હતું.

આ દલીલોના જોરે ધમકી, ઠપકો અને ચેતવણીના વિષયો ખૂબ જ જોરદાર રીતે વારંવાર કહેવામાં આવ્યા છે જેથી હૃદયો ઉપર લાગેલા તાળાં તૂટે અને જેમનામાં સત્ય સ્વીકારની થોડી પણ યોગ્યતા બાકી હોય તેઓ પ્રભાવિત થયા વિના ન રહી શકે.

ઈમામ અહમદ, અબૂ દાઊદ, નિસાઈ, ઈબ્ને માજહ અને તબરાની વગેરેએ મઅ્કિલ બિન યાસર પાસેથી આ કથન નોંધ્યું છે કે પયગંબર (સલ્લ.)એ ફરમાવ્યું કે 'યાસીન કલ્બુલ્-કુર્આન' અર્થાત્ યાસીન કુર્આનનું હૃદય છે. આ ઉપમા એવી છે જેમ કે સૂરઃ ફાતિહાને 'ઉમ્મુલ્-કુર્આન' કહેવામાં આવે છે. ફાતિહાને 'ઉમ્મુલ્-કુર્આન' કહેવાનું કારણ એ છે કે તેમાં કુર્આનેમજીદના સંપૂર્ણ શિક્ષણનો ટૂંકસાર આવી ગયો છે અને યાસીનને કુર્આનનું ધબકતુ હૃદય એટલા માટે કહેવામાં આવે છે કે તે કુર્આનના સંદેશને ખૂબ જ જોશપૂર્ણ રીતે રજૂ કરે છે, જેનાથી જડતા તૂટે છે અને આત્મામાં હલચલ પેદા થાય છે.



આ જ મઅ્કિલ બિન યાસર પાસેથી ઈમામ અહમદ, અબૂ દાઊદ અને ઈબ્ને માજહએ આ કથન નોંધ્યું છે કે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ ફરમાવ્યું, ''ઈકરઉ સૂરતુ યાસીન અલા મૌતાકુમ'' અર્થાત્ પોતાના મૃત્યુ પામેલાઓ ઉપર સૂરઃ યાસીન પઢ્યા કરો. આમ કહેવાનું કારણ એ છે કે મૃત્યુ સમયે મુસલમાનના મગજમાં ઈસ્લામની આસ્થાઓ તાજી થઈ જાય. ખાસ કરીને આખિરત (પરલોક)નો પૂરેપૂરૂં દૃશ્ય પણ તેના સામે આવી જાય અને તે જાણી લે કે દુન્યવી જીવન (આલોક)ના તબક્કામાંથી પસાર થઈને હવે આગળ કયા તબક્કાઓમાં તેને પ્રવેશવાનું છે. આ હેતુ પ્રાપ્ત કરવા માટે વધુ યોગ્ય એ જણાય છે કે અરબી ન જાણનાર માણસને સૂરઃ યાસીન સંભળાવવાની સાથે તેનો અનુવાદ પણ સંભળાવી દેવામાં આવે, જેથી યાદ કરાવવાની ફરજ સંપૂર્ણપણે અદા થઈ જાય.

# (૩૬) સૂરઃ યાસીન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૫ • આયતો : ૮૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧-૨. યા-સીન ! સોગંદ છે કુર્આને હકીમ (તત્ત્વદર્શિતાભર્યા કુર્આન)ના !

૩-૪. કે તમે નિશ્ચિતપણે રસૂલો (ઈશદૂતો)માંથી છો, સન્માર્ગ ઉપર છો,

૫. (અને આ કુર્આન) પ્રભુત્વશાળી અને દયાળુ હસ્તીનું અવતરિત કરેલું છે

૬-૭. જેથી તમે ચેતવો એક એવી કોમને જેમના બાપ-દાદાને ચેતવવામાં આવ્યા ન હતા અને આ કારણે તેઓ ગફલતમાં પડેલા છે.આમાંના ઘણાંખરા અઝાબના ફેંસલાને પાત્ર થઈ ચૂક્યા છે, તેથી જ તેઓ ઈમાન લાવતા નથી.

૮. અમે તેમની ગરદનોમાં તોક નાખી દીધા છે જેમાં તેઓ હડપચીઓ સુધી જકડી દેવામાં આવ્યા છે, તેથી તેઓ માથું ઊંચું રાખી ઊભા છે.

૯. અમે એક દીવાલ તેમના આગળ ઊભી કરી દીધી છે અને એક પાછળ. અમે તેમને ઢાંકી દીધા છે, તેમને હવે કંઈ સૂઝતું નથી.

૧૦. તેમના માટે સરખું છે, તમે તેમને ચેતવો કે ન ચેતવો, આ લોકો નહીં માને.

૧૧. તમે તો તે જ માણસને ચેતવી શકો છો જે શિખામણનું અનુસરણ કરે અને જોયા વિના દયાળુ રહમાન (પરમ્ દયાળુ અલ્લાહ)થી ડરે, તેને ક્ષમા અને પ્રતષ્ઠાપૂર્ણ વળતરની શુભ-સૂચના આપી દો.

૧૨. અમે ચોક્કસ એક દિવસે મડદાંને જીવતા કરવાના છીએ. જે કંઈ કર્મો તેમણે કર્યા છે તે બધા જ અમે લખતા જઈ રહ્યા છીએ, અને જે કંઈ નિશાનીઓ તેમણે પાછળ છોડી છે તે પણ અમે નોંધી રહ્યા છીએ. દરેક વસ્તુ અમે એક ખુલ્લા પુસ્તકમાં નોંધી રાખી છે. (રુકૂઅ-૧)

૧૩. આમને દૃષ્ટાંતરૂપે તે વસ્તીના લોકોનો કિસ્સો સંભળાવો જ્યારે કે તેમાં રસૂલ (ઈશદૂતો) આવ્યા હતા.

૧૪. અમે તેમના તરફ બે રસૂલો મોકલ્યા અને તેમણે બંનેને ખોટા ઠેરવી દીધા. પછી અમે ત્રીજો મદદ માટે મોકલ્યો અને તે બધાએ કહ્યું, ''અમે તમારા તરફ રસૂલની હેસિયતથી મોકલવામાં આવ્યા છીએ.''

૧૫. વસ્તીના લોકોએ કહ્યું, ''તમે કંઈ નથી, બલ્કે અમારા જેવા કેટલાક મનુષ્યો, અને દયાળુ રહમાને કદાપિ કોઈ વસ્તુ ઉતારી નથી, તમે માત્ર જૂઠ બોલો છો.''

૧૬. રસૂલોએ કહ્યું, ''અમારો રબ (પ્રભુ) જાણે છે કે અમે જરૂર તમારા તરફ રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા છીએ,

૧૭. અને અમારા ઉપર સાફ-સાફ સંદેશો પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી.''

૧૮. વસ્તીવાળા કહેવા લાગ્યા, ''અમે તો તમને અમારા માટે અપશુકન સમજીએ છીએ. જો તમે આમ કરતા અટકશો નહીં તો અમે તમને



પથ્થરોથી મારી નાખીશું અને અમારા પાસેથી તમે ખૂબ પીડાજનક સજા પામશો.''

૧૯. રસૂલોએ જવાબ આપ્યો, ''તમારું અપશુકન તો તમારા પોતાના સાથે વળગેલું છે. શું આ વાતો તમે એટલા માટે કરો છો કે તમને શિખામણ આપવામાં આવી ? સાચી વાત એ છે કે તમે હદ વટાવી ગયેલા લોકો છો.''

૨૦. એવામાં શહેરના દૂરના છેડેથી એક માણસ દોડતો આવ્યો અને બોલ્યો, ''હે મારી કોમના લોકો ! રસૂલોનું અનુસરણ સ્વીકારી લો.

૨૧. અનુસરણ કરો તે લોકોનું જેઓ કોઈ બદલો નથી માગતા અને સન્માર્ગ ઉપર છે.

૨૨. **છેવટે શા માટે હું તે હસ્તીની બંદગી ન કરૂં જેણે મને પેદા કર્યો છે** અને જેના તરફ તમને સૌને પાછા ફરવાનું છે ?

૨૩. શું હું તેને છોડીને બીજાઓને ઉપાસ્યો બનાવી લઉં ? જો કે પરમ્ દયાળુ અલ્લાહ મને કોઈ નુકસાન પહોંચાડવા ચાહે તો ન તેમની ભલામણ મારા માટે કોઈ કામ આવી શકે છે અને ન તેઓ મને છોડાવી જ શકે છે.

૨૪. જો હું આવું કરૂં તો હું સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડી જઈશ.

૨૫. હું તો તમારા રબ ઉપર ઈમાન લઈ આવ્યો, તમે પણ મારી વાત માની લો.''

૨૬. (છેવટે તે લોકોએ તેની હત્યા કરી નાખી અને) તે વ્યક્તિને કહી દેવામાં આવ્યું કે ''દાખલ થઈ જા જન્નત (સ્વર્ગ)માં.'' તેણે કહ્યું, ''કદાચ, મારી કોમને આ ખબર હોત

૨૭. કે મારા રબે કઈ વસ્તુના બદલે મારી ક્ષમા કરી દીધી અને પ્રતિષ્ઠિત લોકોમાં મને દાખલ કર્યો.''

૨૮. ત્યાર પછી તેની કોમ ઉપર અમે આકાશમાંથી કોઈ લશ્કર નથી ઉતાર્યું. અમને લશ્કર મોકલવાની કોઈ જરૂર ન હતી.

૨૯. કેવળ એક ધડાકો થયો અને એકાએક તેઓ સૌ બુઝાઈને રહી ગયા.

૩૦. અફસોસ બંદાઓની હાલત ઉપર ! જે રસૂલ પણ તેમના પાસે આવ્યો તેની તેઓ મજાક જ ઉડાવતા રહ્યા.

૩૧. શું તેમણે જોયું નથી કે તેમના પહેલાં કેટલીય કોમોને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ અને ત્યાર પછી તેઓ ફરીથી ક્યારેય તેમના તરફ પાછા ન આવ્યા ?

૩૨. આ સૌ એક દિવસે અમારા સામે હાજર કરવામાં આવવાના છે. (રુકૂઅ-૨)

૩૩. આ લોકો માટે નિર્જીવ ભૂમિ એક નિશાની છે. અમે તેને જીવન પ્રદાન કર્યું અને તેમાંથી અનાજ કાઢ્યું જે આ લોકો ખાએ છે.

૩૪. અમે તેમાં ખજૂર અને દ્રાક્ષના બાગ પેદા કર્યા અને તેમાંથી ઝરણાં ફોડી કાઢ્યા,

૩૫. જેથી આ લોકો તેના ફળ ખાય. આ બધું કંઈ એમના પોતાના હાથે પેદા કરેલું નથી. પછી શું આ લોકો આભાર વ્યક્ત કરતા નથી ?

૩૬. મહિમાવાન છે તે હસ્તી જેણે સર્વ પ્રકારના જોડકાં પેદા કર્યા, ચાહે તેઓ ધરતીની વનસ્પતિમાંથી હોય કે સ્વયં તેમની પોતાની જાતિ (અર્થાત્ માનવજાત)માંથી અથવા તે વસ્તુઓમાંથી જેને આ લોકો જાણતા પણ નથી.

૩૭. એમના માટે એક બીજી નિશાની રાત છે. અમે તેના ઉપરથી દિવસ હટાવી દઈએ છીએ તો તેમના ઉપર અંધકાર છવાઈ જાય છે.

૩૮. અને સૂર્ય, તે પોતાના ઠેકાણા તરફ ચાલ્યો જઈ રહ્યો છે. આ પ્રભુત્વશાળી સર્વજ્ઞ હસ્તીનો બાંધેલો હિસાબ છે.

૩૯. અને ચંદ્ર, તેના માટે અમે મંજિલો નિર્ધારિત કરી દીધી છે, ત્યાં સુધી કે તેમાંથી પસાર થતો તે પુનઃ ખજૂરની સૂકી ડાળી જેવો બનીને રહી જાય છે.

૪૦. ન સૂર્યના વશમાં છે કે તે ચંદ્રને જઈ પકડે અને ન રાત દિવસથી આગળ વધી શકે છે. સૌ એક એક કક્ષામાં તરી રહ્યા છે.

૪૧. એમના માટે આ પણ એક નિશાની છે કે અમે એમના વંશને ભરેલી નૌકામાં સવાર કરી દીધા,

૪૨. અને પછી એમના માટે તેવી જ નૌકાઓ બીજી બનાવી જેમાં તેઓ સવાર થાય છે.

૪૩. અમે ચાહીએ તો આમને ગરકાવ કરી દઈએ, કોઈ તેમની ફરિયાદ સાંભળનાર ન હોય અને કોઈ રીતે એમને ન બચાવી શકાય.

૪૪. બસ, અમારી કૃપા જ છે જે એમને પાર ઉતારે છે અને એક નિશ્ચિત સમય સુધી જિંદગી માણવાનો મોકો આપે છે.

૪૫. આ લોકોને જ્યારે કહેવામાં આવે છે કે બચો તે અંજામથી જે તમારા આગળ આવી રહ્યો છે અને તમારા પાછળ પસાર થઈ ગયો છે, કદાચ તમારા ઉપર દયા કરવામાં આવે (તો આ લોકો સાંભળ્યું-ન સાંભળ્યું કરી દે છે).

૪૬. એમના સામે એમના રબ (પ્રભુ)ની આયતોમાંથી જે આયત પણ આવે છે તેના તરફ આ લોકો ધ્યાન આપતા નથી.

૪૭. અને જ્યારે એમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે રોજી તમને આપી છે તેમાંથી કંઈક અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો તો આ લોકો જેમણે કુફ્ર કર્યું છે ઈમાન લાવનારાઓને જવાબ આપે છે, ''શું અમે તેમને ખવડાવીએ જેમને અલ્લાહ ઈચ્છતો તો પોતે ખવડાવી દેતો ? તમે તો તદ્દન બહેકી ગયા છો.''

૪૮. આ લોકો કહે છે કે ''આ કયામતની ધમકી છેવટે ક્યારે પૂરી થશે ? બતાવો, જો તમે સાચા છો.''

૪૯. વાસ્તવમાં જે વસ્તુની તેઓ રાહ જોઈ રહ્યા છે તે બસ એક ધડાકો છે, જે એકાએક તેમને એવી હાલતમાં ઝડપી લેશે જ્યારે તેઓ (પોતાના દુન્યવી મામલાઓમાં) ઝઘડી રહ્યા હશે,



૫૦. અને તે વખતે તેઓ વસિયત સુદ્ધાં કરી શકશે નહીં, ન પોતાના ઘરોએ પાછા ફરી શકશે. (રુકૂઅ-૩)

૫૧ પછી રણશિંગું ફૂંકવામાં આવશે. અને એકાએક આ લોકો પોતાના રબ (પ્રભુ)ના સમક્ષ રજૂ થવા માટે પોત-પોતાની કબરોમાંથી નીકળી પડશે.

૫૨. ગભરાઈને કહેશે, ''અરે ! આ કોણે અમને અમારા શયન-ખંડોમાંથી ઉઠાડીને ઊભા કરી દીધા ?'' — ''આ તે જ વસ્તુ છે જેનો પરમ્ કૃપાળુ અલ્લાહે વાયદો કર્યો હતો અને રસૂલો (ઈશદૂતો)ની વાત સાચી હતી.''

૫૩. એક જ પ્રચંડ અવાજ થશે અને બધા જ અમારા સામે હાજર કરી દેવામાં આવશે.

૫૪. આજે કોઈના ઉપર રજભાર પણ અત્યાચાર કરવામાં નહીં આવે, અને તમને તેવો જ બદલો આપવામાં આવશે જેવા તમે કર્મો કરતા રહ્યા હતા —

૫૫. આજે જન્નત (સ્વર્ગ)વાળા લોકો આનંદ માણવામાં મગ્ન છે.

૫૬. તેઓ અને તેમની પત્નીઓ ઘટાદાર છાંયડાઓમાં છે, આસનો ઉપર તકિયા લગાવીને,

૫૭. દરેક પ્રકારની લિજ્જતવાળી-સ્વાદિષ્ટ વસ્તુઓ ખાવા-પીવા માટે તેમના માટે ત્યાં હાજર છે, જે કંઈ તેઓ માગે તેમના માટે હાજર છે,

૫૮. રબ્બે રહીમ (પરમ્ કૃપાળુ માલિક અને પાલનહાર) તરફથી તેમને સલામ કહેવામાં આવી છે ! —

૫૯. અને હે ગુનેગારો ! આજે તમે છંટાઈને અલગ થઈ જાઓ.

૬૦. આદમની સંતાન ! શું મેં તને આદેશ નહોતો આપ્યો કે શેતાનની ઉપાસના ન કરો, તે તમારો ખુલ્લો શત્રુ છે,

૬૧. અને મારી જ બંદગી કરો, આ સન્માર્ગ છે ?

૬૨. પરંતુ તેમ છતાં તેણે તમારા પૈકી એક મોટા જૂથને પથભ્રષ્ટ કરી નાખ્યું. શું તમે બુદ્ધિ ધરાવતા ન હતા ?

૬૩. આ તે જ જહન્નમ (નર્ક) છે જેનાથી તમને ડરાવવામાં આવતા હતા.

૬૪. જે કુફ્ર (અધર્મ) તમે દુનિયામાં કરતા રહ્યા છો તેના બદલામાં હવે આનું ઈંધણ બનો.

૬૫. આજે અમે આમના મોઢા બંધ કરી દઈએ છીએ, આમના હાથ અમારાથી બોલશે અને આમના પગ સાક્ષી આપશે કે આ લોકો દુનિયામાં શું કમાણી કરતા રહ્યા છે.

૬૬. અમે ઈચ્છીએ તો આમની આંખો બંધ કરી દઈએ, પછી આ લોકો રસ્તાની તરફ દોડીને જુએ, ક્યાંથી એમને રસ્તો સૂઝશે ?

૬૭. અમે ઈચ્છીએ તો આમને આમની જગ્યાએ જ એવી રીતે વિકૃત કરી મૂકીએ કે તેઓ ન આગળ જઈ શકે કે ન પાછા ફરી શકે. (રુકૂઅ-૪)

૬૮. જે વ્યક્તિને અમે દીર્ઘાયુ આપીએ છીએ તેની રચનાને અમે ઉલ્ટાવી જ નાખીએ છીએ, શું (આ હાલત જોઈને) આમને સમજ આવતી નથી ?

૬૯. અમે આ (પયગંબર)ને કવિતા શીખવાડી નથી અને ન કવિતા કરવાનું એને શોભા જ આપે છે. આ તો એક શિખામણ છે અને સ્પષ્ટપણે પઢવામાં આવતો ગ્રંથ (કુર્આન),

૭૦. જેથી તે દરેક વ્યક્તિને સચેત કરી દે જે જીવિત હોય અને ઇન્કાર કરનારાઓ ઉપર દલીલ પૂરી થઈ જાય.

૭૧. શું આ લોકો જોતા નથી કે અમે પોતાના હસ્તે બનાવેલી વસ્તુઓમાંથી એમના માટે ઢોર પેદા કર્યા છે અને હવે આ લોકો તેમના માલિક છે.

૭૨. અમે તેમને એવી રીતે તેમના આધીન કરી દીધા છે કે તેમનામાંથી કોઈના ઉપર આ લોકો સવારી કરે છે, કોઈનું આ લોકો માંસ ખાય છે,

૭૩. અને તેમનામાં એમના માટે જાત જાતના ફાયદા અને પીણાં છે. પછી શું આ લોકો આભારી થતા નથી ?

૭૪. આ બધું હોવા છતાં એમણે અલ્લાહ સિવાય બીજા ઇલાહ (પૂજ્ય, ઉપાસ્ય) બનાવી લીધા છે અને એ આશા રાખે છે કે તેમની મદદ કરવામાં આવશે.

૭૫. તેઓ આમની કોઈ મદદ કરી શકતા નથી, બલ્કે આ લોકો ઊલ્ટાના તેમના માટે હાજર રહેવાળી સેના બનેલા છે.

૭૬. ભલે, જે વાતો આ લોકો બનાવી રહ્યા છે, તે તમને દિલગીર ન બનાવે, આમની છૂપી અને જાહેર બધી વાતો અમે જાણીએ છીએ.

૭૭. શું મનુષ્ય જોતો નથી કે અમે તેને વીર્યમાંથી પેદા કર્યો ? અને પછી તે સ્પષ્ટ ઝઘડાખોર બનીને ઊભો થઈ ગયો ?

૭૮. હવે તે અમારા માટે દૃષ્ટાંતો લાગુ કરે છે અને પોતાના સર્જનને ભૂલી જાય છે. કહે છે, "કોણ આ હાડકાંને જીવતા કરશે, જ્યારે તે જર્જરિત થઈ ગયા હશે ?"

૭૯. આને કહો, "એમને તે જ જીવતા કરશે જેણે પહેલાં એમને પેદા કર્યા હતા." અને તે સર્જનનું પ્રત્યેક કામ જાણે છે,

૮૦. તે જ જેણે તમારા માટે લીલાછમ વૃક્ષમાંથી આગ પેદા કરી દીધી અને તમે જેનાથી તમારા ચૂલા જલાવો છો.

૮૧. શું જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા, એ સામર્થ્ય ધરાવતો નથી કે આમના જેવાઓને પેદા કરી શકે ? કેમ નહીં, જ્યારે કે તે નિપુણ સર્જક છે.

૮૨. તે તો જ્યારે કોઈ વસ્તુનો ઇરાદો કરે છે તો તેનું કામ માત્ર એ છે કે તેને આજ્ઞા કરે કે 'થઈ જા' અને તે થઈ જાય છે.

૮૩. પવિત્ર અને મહિમાવાન છે તે જેના હાથમાં દરેક વસ્તુની સંપૂર્ણ સત્તા છે, અને તેના જ તરફ તમે પાછા લઈ જવામાં આવવાના છો. (રુકૂઅ-૫)



# (૩૭) અસ્-સાફ્ફાત

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'વસ્સાફ્ફાત' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષયો અને વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ સૂરઃ સંભવતઃ મક્કી તબક્કાના મધ્યમાં, બલ્કે કદાચ આ તબક્કાના પણ અંતિમ ભાગમાં ઊતરી છે, જ્યારે કે વિરોધ ખૂબ જોર પકડી ચૂક્યો હતો.

**વિષય :**

તે વખતે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ના સંદેશનો જવાબ જે ઠઠ્ઠા-મશ્કરી સાથે આપવામાં આવી રહ્યો હતો, અને આપના પયગંબર હોવાના દાવાનો જે સખતાઈથી ઇન્કાર કરવામાં આવી રહ્યો હતો, તે માટે મક્કાના કાફિરોને ખૂબ જ જોરદાર રીતે ચેતવવામાં આવ્યા છે અને અંતમાં સાફ-સાફ શબ્દોમાં ચેતવી દેવામાં આવ્યા છે કે ટૂંકમાં જ આ પયગંબર (સલ્લ.), જેની તમે ઠેકડી ઉડાવી રહ્યાં છો, તમે જોતાં રહી જશો અને તમારી ઉપર વર્ચસ્વ મેળવી લેશે, અને તમે અલ્લાહના લશ્કરને તમારા પોતાના ઘર આંગણે ઉતરતા જોશો (આયતો ૧૭૧ થી ૧૭૯). આ સૂચના તે જમાનામાં આપવામાં આવી હતી જ્યારે પયગંબર (સલ્લ.)ની સફળતાના કોઈ ચિહ્ન ક્યાંય દેખાતા ન હતા, બલ્કે જોનારા તો એમ સમજી રહ્યા હતા કે આ આંદોલન મક્કાની ખીણોમાં જ દફન થઈ જશે. પરંતુ ૧૫-૧૬ વર્ષ પણ પસાર ન થયા ત્યાં તો, મક્કા-વિજયના પ્રસંગે બરાબર તે જ બનીને રહ્યું જેનાથી કાફિરો(ઇન્કાર કરનારાઓ)ને ચેતવવામાં આવ્યા હતા.

ચેતવણી સાથે અલ્લાહે આ સૂરઃમાં શિખામણ અને અનુરોધની પદ્ધતિનો પણ સપ્રમાણ ઉપયોગ કર્યો છે. તૌહીદ અને આખિરતમાં વિશ્વાસની સચ્ચાઈ અંગે ટૂંકી અને ગળે ઊતરે તેવી દલીલો આપી છે. મુશ્રિકોની માન્યતા ઉપર ટીકા કરીને દર્શાવ્યું છે તેઓ કેવી નકામી વાતો ઉપર ઈમાન રાખી બેઠાં છે. આ પથભ્રષ્ટતાના ખરાબ પરિણામોથી ખબરદાર કર્યા છે અને એ પણ બતાવ્યું છે કે ઈમાન અને સદાચારના પરિણામ કેવા શાનદાર છે. પછી એના જ અનુસંધાનમાં ઇતિહાસના દૃષ્ટાંતો આપ્યા છે, જેનાથી ખબર પડે છે કે અલ્લાહતઆલાનો પોતાના પયગંબરો સાથે અને તે કોમો સાથે કેવો વ્યવહાર રહ્યો છે, કેવી-કેવી રીતે તેણે પોતાના વફાદાર બંદાઓને નવાજ્યા છે અને કેવી રીતે તેમનો ઇન્કાર કરનારાઓને સજા આપી છે.

જે ઐતિહાસિક પ્રસંગો આ સૂરઃમાં વર્ણવવામાં આવ્યા છે, તેમાં સૌથી વધુ બોધપાઠ આપતો પ્રસંગ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પવિત્ર જીવનની તે મહત્ત્વપૂર્ણ ઘટના છે કે તેઓ અલ્લાહનો આદેશ મળતાં જ પોતાના એકના એક પુત્રને કુરબાન કરવા માટે તૈયાર થઈ ગયા હતા. આમાં માત્ર તે કાફિર કુરૈશ (કુરૈશના તે ઈન્કાર કરનારાઓ) માટે જ બોધપાઠ ન હતો, જેઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સાથે પોતાના વંશ-પરંપરાગત સંબંધો ઉપર ગર્વ કરતા ફરતા હતા, બલ્કે મુસલમાનો માટે પણ બોધપાઠ હતો, જેઓ અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવ્યા હતા. આ ઘટના સંભળાવીને તેમને બતાવી દેવામાં આવ્યું છે કે ઈસ્લામની હકીકત અને તેનો સાચો આત્મા શું છે, અને તેને પોતાનો દીન (ધર્મ) બનાવી લીધા પછી સાચા ઈમાનવાળાએ કેવી રીતે અલ્લાહની પ્રસન્નતા ઉપર પોતાનું બધું જ કુરબાન કરવા માટે તૈયાર થઈ જવું જોઈએ.

સૂરઃની અંતિમ આયતો કેવળ કાફિરો (ઈન્કાર કરનારા) માટે ચેતવણી જ ન હતી, બલ્કે તે ઈમાનવાળાઓ માટે વિજય અને વર્ચસ્વની ખુશખબર પણ હતી, જે પયગંબર (સલ્લ.)ની મદદ અને હિમાયતમાં અત્યંત હતાશાજનક સંજોગોનો સામનો કરી રહ્યા હતા.



# (૩૭) સૂરઃ અસ્-સાફ્ફાત

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૫ ● આયતો : ૧૮૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. વ્યવસ્થિત કતારબદ્ધ રહેનારાઓના સોગંદ !
૨. પછી તેમના સોગંદ જેઓ ધાક-ધમકી આપનારા છે,
૩. પછી તેમના સોગંદ જેઓ બોધવચન સંભળાવનારા છે,
૪. તમારો સાચો ઉપાસ્ય કેવળ એક જ છે –
૫. તે જે આકાશો અને ધરતીનો અને તે તમામ વસ્તુઓનો માલિક છે જે આકાશો અને ધરતીના વચ્ચે છે, અને બધી પૂર્વ દિશાઓનો માલિક છે.
૬. અમે દુનિયાના આકાશને તારાઓની શોભા વડે શણગાર્યું છે,
૭. અને દરેક વિદ્રોહી શેતાનથી તેને સુરક્ષિત કરી દીધું છે.
૮. આ શેતાનો 'મલએ-અઅ્લા' (ફરિશ્તાઓના જૂથ)ની વાતો સાંભળી શકતા નથી, દરેક બાજુએથી મારી–
૯. અને હાંકી કાઢવામાં આવે છે, અને તેમના માટે નિરંતર યાતના છે.
૧૦. આમ છતાં જો કોઈ તેમાંથી કંઈક લઈને ભાગે તો એક ધગધગતી જ્વાળા તેનો પીછો કરે છે.
૧૧. હવે એમને પૂછો, એમનું પેદા કરવું વધુ મુશ્કેલ છે કે તે વસ્તુઓનું જે અમે પેદા કરી રાખી છે ? એમને તો અમે ચીકણા ગારામાંથી પેદા કર્યા છે.
૧૨-૧૩. તમે (અલ્લાહના સામર્થ્યના ચમત્કારો ઉપર) આશ્ચર્યચકિત છો અને આ લોકો તેની ઠેકડી ઉડાવી રહ્યા છે. સમજાવવામાં આવે છે તો સમજતા નથી.
૧૪. કોઈ નિશાની જુએ છે તો તેને ઠઠ્ઠા-મશ્કરીમાં ઉડાવી દે છે.
૧૫. અને કહે છે, ''આ તો સ્પષ્ટ જાદુ છે,
૧૬-૧૭. ભલા ક્યાંય એવું બની શકે છે કે જ્યારે અમે મરી ગયા હોઈએ અને માટી બની જઈએ અને હાડપિંજર રહી જાય, તે વખતે અમને ફરીથી જીવંત કરીને ઉઠાવી ઊભા કરવામાં આવે ? અને શું અમારા અગાઉના સમયમાં થઈ ગયેલા પૂર્વજોને પણ ઉઠાવવામાં આવશે ?
૧૮. એમને કહો, હા અને તમે (અલ્લાહના સામે) વિવશ છો.
૧૯. માત્ર એક જ ઝટકો હશે અને એકાએક આ લોકો પોતાની આંખોથી (જેના સમાચાર આપવામાં આવી રહ્યા છે તે બધું જ) જોઈ રહ્યા હશે.
૨૦. ત્યારે આ લોકો કહેશે, ''રે, અમારૂં દુર્ભાગ્ય ! આ તો બદલાનો દિવસ છે !''
૨૧. આ તે જ ફેંસલાનો દિવસ છે જેને તમે ખોટો ઠેરવતા હતા. (રુકૂઅ-૧)
૨૨-૨૩. (આજ્ઞા થશે) ''ઘેરી લાવો, સૌ અત્યાચારીઓને અને તેમના સાથીઓ અને તે ઉપાસ્યોને, જેમની તેઓ અલ્લાહને છોડીને ઉપાસના કરતા હતા, પછી આ સૌને જહન્નમ (નર્ક)નો રસ્તો દેખાડો

૨૪. અને આમને જરા થોભાવો, આમને કંઈક પૂછવું છે.
૨૫. શું થઈ ગયું તમને, હવે કેમ એક બીજાની મદદ નથી કરતા ?
૨૬. અરે ! આજે તો આ લોકો પોતાની (અને એકબીજાની) સોંપણી કરી રહ્યા છે !"
૨૭. આ પછી આ લોકો એક-બીજા તરફ વળશે અને પરસ્પર ઝઘડો શરૂ કરી દેશે.
૨૮. (અનુયાયીઓ પોતાના આગેવાનોને) કહેશે, ''તમે આમારા પાસે જમણી બાજુથી આવતા હતા.''
૨૯. તેઓ જવાબ આપશે, ''નહીં, બલ્કે તમે પોતે જ ઈમાન લાવનારા ન હતા,
૩૦. અમારૂં તમારા ઉપર કોઈ જોર ન હતું, તમે પોતે જ વિદ્રોહી લોકો હતા.
૩૧. છેવટે અમે પોતાના રબ (પ્રભુ)ના આ આદેશને પાત્ર ઠર્યા કે અમે અઝાબ (યાતના)ની મજા ચાખવાના છીએ.
૩૨. આમ, અમે તમને બહેકાવ્યા, અમે પોતે જ બહેકેલા હતા.''
૩૩. આવી રીતે તેઓ સૌ તે દિવસે અઝાબમાં ભાગીદાર હશે.
૩૪. અમે અપરાધીઓ સાથે આવું જ કરીએ છીએ.
૩૫. આ તે લોકો હતા કે જ્યારે તેમને કહેવામાં આવતું, ''અલ્લાહ સિવાય કોઈ સાચો ઉપાસ્ય નથી'' તો આ લોકો ઘમંડમાં આવી જતા હતા
૩૬. અને કહેતા હતા, ''શું અમે એક ઉન્માદી કવિ ખાતર અમારા ઉપાસ્યોને છોડી દઈએ ?''
૩૭. જો કે તે સત્ય લઈને આવ્યો હતો અને તેણે પયગંબરોનું સમર્થન કર્યું હતું.
૩૮. (હવે આમને કહેવામાં આવશે કે) તમે અનિવાર્યપણે દુઃખદાયી સજાની મજા ચાખવાના છો.
૩૯. અને તમને જે બદલો પણ આપવામાં આવી રહ્યો છે, તે જ કર્મોનો આપવામાં આવી રહ્યો છે જે તમે કરતા રહ્યાં છો.
૪૦. પરંતુ અલ્લાહના વિશિષ્ટ બંદાઓ (આ ખરાબ પરિણામથી) સુરક્ષિત હશે.
૪૧. તેમના માટે જાણીતી રોજી છે,
૪૨. દરેક પ્રકારની લહેજતદાર વસ્તુઓ, અને તેમને સન્માનપૂર્વક રાખવામાં આવશે,
૪૩-૪૪. કૃપાઓથી ભરપૂર જન્નતોમાં, તખ્તો (સિંહાસનો) ઉપર સામ-સામે બેસશે.
૪૫. શરાબના ઝરણાઓમાંથી પ્યાલા ભરી-ભરીને એમના વચ્ચે ફેરવવામાં આવશે,
૪૬. ચળકતી-ઉજ્જવળ શરાબ ! જે પીનારાઓ માટે સ્વાદિષ્ટ હશે,
૪૭. ન તેમના શરીરને તેનાથી કોઈ નુકસાન થશે અને ન તેમની બુદ્ધિ જ તેનાથી વિકૃત થશે,
૪૮-૪૯. અને તેમના પાસે નજરો બચાવીને રાખનારી, સુંદર આંખોવાળી સ્ત્રીઓ હશે, એવી નાજુક, જાણે ઈંડાની છાલની નીચે છૂપાયેલું પાતળું પડ !
૫૦. પછી તેઓ એક-બીજા તરફ જોઈને સમાચાર પૂછશે.
૫૧. તેમાંથી એક કહેશે, ''દુનિયામાં મારો એક સાથીદાર હતો



૫૨. જે મને કહ્યા કરતો હતો, શું તમે પણ સમર્થન કરનારાઓમાંથી છો ?
૫૩. શું ખરેખર જ્યારે આપણે મરી ગયા હોઈશું અને માટી બની જઈશું અને હાડપિંજર બનીને રહી જઈશું તો આપણને જઝા (ઇનામ) અને સજા આપવામાં આવશે ?
૫૪. હવે શું તમે લોકો જોવા માગો છો કે તે સાહેબ હવે કયાં છે ?''
૫૫. આવું કહીને જેવો તે નમશે તો જહન્નમ (નર્ક)ના ઊંડાણમાં તેને જોઈ લેશે
૫૬. અને તેને સંબોધીને કહેશે, ''અલ્લાહના સોગંદ ! તું તો મને બરબાદ જ કરી નાખવાનો હતો.
૫૭. મારા રબ (પ્રભુ)ની કૃપા મારા સાથે ન હોત તો આજે હું પણ તે લોકો પકી હોત જેઓ પકડાઈને આવ્યા છે.
૫૮. સારૂં તો શું હવે અમે મરવાના નથી ?
૫૯. મૃત્યુ, જે અમને આવવાનું હતું તે બસ પહેલાં આવી ગયું ? હવે અમને કોઈ યાતના આપવામાં નહીં આવે ?''
૬૦. નિશ્ચિતપણે આ જ ભવ્ય સફળતા છે.
૬૧. આવી જ સફળતા માટે કર્મ કરનારાઓએ કર્મ કરવું જોઈએ.
૬૨. બોલો, આ મિજબાની સારી છે કે ઝક્કૂમ (થોર)નું વૃક્ષ ?
૬૩. અમે તે વૃક્ષને અત્યાચારીઓ માટે અજમાયશ બનાવી દીધું છે.
૬૪. તે એક વૃક્ષ છે જે જહન્નમ (નર્ક)ના તળિયામાંથી ઊગે છે.
૬૫. તેની કુંપણો એવી છે જાણે શેતાનોના માથા.
૬૬. જહન્નમના લોકો તેને ખાશે અને તેનાથી જ પેટ ભરશે,
૬૭. પછી એના ઉપર પીવા માટે તેમને ઊકળતું પાણી મળશે.
૬૮. અને તે પછી તેઓનું પાછું ફરવું તે જ દોજખ (નર્ક)ની આગ તરફ હશે.
૬૯. આ તે લોકો છે જેમણે પોતાના બાપ-દાદાઓને પથભ્રષ્ટ જોયા
૭૦. અને તેમના જ પદ્-ચિહ્નો ઉપર દોડી પડ્યા,
૭૧. જો કે તેમના અગાઉ ઘણાં લોકો પથભ્રષ્ટ થઈ ચૂકયા હતા
૭૨. અને તેમના વચ્ચે અમે સચેત કરનારા રસૂલો (ઈશદૂતો) મોકલ્યા હતા.
૭૩. હવે જોઈ લો કે જેમને ચેતવવામાં આવ્યા હતા તેમનું શું પરિણામ આવ્યું.
૭૪. આ ખરાબ પરિણામથી માત્ર અલ્લાહના તે જ બંદાઓ બચ્યા છે જેમને તેણે પોતાના માટે વિશિષ્ટ કરી લીધા છે. (રુકૂઅ-૨)
૭૫. અમને (આ પહેલાં) નૂહે પોકાર્યા હતા, તો જુઓ અમે કેવા ઉત્તમ જવાબ આપનારા હતા.
૭૬. અમે તેને અને તેના કુટુંબીજનોને મોટા દુઃખ અને વેદનામાંથી ઉગારી લીધા,
૭૭. અને તેના જ વંશને બાકી રાખ્યો,
૭૮. અને અનુગામી વંશોમાં તેની પ્રશંસા અને વખાણ તેના પાછળ મૂકી દીધા.

૭૯. સલામ છે નૂહ ઉપર, તમામ દુનિયાવાળાઓમાં !
૮૦. અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો આપીએ છીએ.
૮૧. હકીકતમાં તે અમારા ઈમાનવાળા બંદાઓ પૈકી હતો.
૮૨. પછી બીજા જૂથને અમે ડુબાડી દીધું.
૮૩. અને નૂહની જ પદ્ધતિ ઉપર ચાલનાર ઈબ્રાહીમ હતો.
૮૪. જ્યારે તે પોતાના રબની હજૂરમાં સૌમ્ય અને પવિત્ર હૃદય લઈને આવ્યો.
૮૫. જ્યારે તેણે પોતાના પિતાને અને પોતાની કોમને કહ્યું, ''આ કઈ વસ્તુઓ છે જેને તમે પૂજી રહ્યા છો ?
૮૬. શું અલ્લાહને છોડીને જૂઠા ઉપજાવી કાઢેલા ઉપાસ્યો જોઈએ છે ?
૮૭. છેવટે સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહાર વિષે તમારી શી કલ્પના છે ?''
૮૮. પછી તેણે તારાઓ ઉપર એક નજર નાખી
૮૯ અને કહ્યું, ''મારી તબિયત ખરાબ છે.''
૯૦. આમ તે લોકો તેને છોડીને જતા રહ્યા.
૯૧-૯૨. તેમના પાછળ તે ચુપચાપ તેમના ઉપાસ્યોના મંદિરમાં ઘૂસી ગયો અને બોલ્યો, ''આપ કેમ ખાતા નથી ? શું થઈ ગયું, તમે લોકો બોલતા પણ નથી ?''
૯૩. ત્યાર પછી તે તેમના ઉપર તૂટી પડ્યો અને જમણા હાથે ખૂબ ઘા કર્યા.
૯૪. (પાછા આવીને) તે લોકો દોડતા-દોડતા તેના પાસે આવ્યા.
૯૫. તેણે કહ્યું, ''શું તમે પોતાની જ ઘડેલી વસ્તુઓને પૂજો છો ?
૯૬. જો કે અલ્લાહે જ તમને પેદા કર્યા છે અને તે વસ્તુઓને પણ જે તમે બનાવો છો.''
૯૭. તેમણે એક-બીજાને કહ્યું, ''આના માટે એક અગ્નિ-કુંડ તૈયાર કરો અને આને ભડકે બળતી આગમાં ફેંકી દો.''
૯૮. તેમણે તેના વિરૂદ્ધ એક કાર્યવાહી કરવાનો ઇરાદો કર્યો હતો, પણ અમે તેમને જ નીચા પાડી દીધા.
૯૯. ઈબ્રાહીમે કહ્યું, ''હું મારા રબના પાસે જાઉં છું, તે જ મારૂ માર્ગદર્શન કરશે.
૧૦૦. હે પાલનહાર ! મને એક પુત્ર પ્રદાન કર જે સદાચારીઓમાંથી હોય.''
૧૦૧. (આ દુઆના જવાબમાં) અમે તેને એક સહનશીલ પુત્રની ખુશખબર આપી.
૧૦૨. તે બાળક જ્યારે તેના સાથે દોડધૂપ કરવાની ઉંમરે પહોંચી ગયો, તો (એક દિવસે) ઈબ્રાહીમે તેને કહ્યું, ''બેટા ! હું સ્વપ્નમાં જોઉં છું કે હું તને ઝબેહ કરી રહ્યો છું, હવે તું બતાવ, તારો શું વિચાર છે ?'' તેણે કહ્યું, ''પિતાજી ! જે કંઈ આદેશ આપને આપવામાં આવી રહ્યો છે તેને કરી નાખો, અલ્લાહે ચાહ્યું તો, આપ મને ધૈર્યવાન લોકો પૈકી જોશો.''
૧૦૩-૧૦૪. છેવટે જ્યારે તે બંનેએ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દીધું અને ઈબ્રાહીમે પુત્રને ઊંધા માથે પાડી દીધો અને અમે સાદ પાડ્યો, ''હે ઈબ્રાહીમ !
૧૦૫. તેં સ્વપ્ન સાચું કરી દેખાડ્યું. અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો



આપીએ છીએ.
૧૦૬. નિશ્ચિતપણે આ એક સ્પષ્ટ પરીક્ષા હતી.''
૧૦૭. અને અમે એક મોટી કુરબાની ફિદ્યા (બદલા)માં આપીને તે બાળકને છોડાવી લીધો.
૧૦૮. અને તેની પ્રશંસા અને ગુણ આવનારી પેઢીઓમાં હંમેશ માટે બાકી મૂકી દીધા.
૧૦૯. સલામ છે ઈબ્રાહીમ ઉપર !
૧૧૦. અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો આપીએ છીએ.
૧૧૧. નિઃશંક તે અમારા ઈમાનવાળા બંદાઓ પૈકીનો હતો.
૧૧૨-૧૧૩. અને અમે તેને ઈસ્હાકની ખુશખબર આપી, એક નબી (પયગંબર), સદાચારીઓમાંથી અને તેને અને ઈસ્હાકને બરકત આપી. હવે તે બંનેની સંતતિમાંથી કોઈ ભલાઈ કરનાર છે અને કોઈ પોતાના ઉપર ખુલ્લો અત્યાચાર કરનાર છે. (રુકૂઅ-૩)
૧૧૪. અને અમે મૂસા અને હારૂન ઉપર ઉપકાર કર્યો,
૧૧૫. તેમને અને તેમની કોમને મોટા દુઃખ અને વેદનામાંથી ઉગાર્યા,
૧૧૬. તેમને મદદ કરી જેના કારણે તેઓ જ વિજયી રહ્યા,
૧૧૭. તેમને અત્યંત સ્પષ્ટ ગ્રંથ પ્રદાન કર્યો,
૧૧૮. તેમને સન્માર્ગ દેખાડ્યો,
૧૧૯. અને અનુગામી પેઢીઓમાં તેમનું શુભ-સ્મરણ બાકી રાખ્યું.
૧૨૦. સલામ છે મૂસા અને હારૂન ઉપર !
૧૨૧. અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો આપીએ છીએ,
૧૨૨. હકીકતમાં તેઓ અમારા ઈમાનવાળા બંદાઓમાંથી હતા.
૧૨૩. અને ઈલિયાસ પણ નિશ્ચિતપણે રસૂલો (ઈશદૂતો)માંથી હતો.
૧૨૪. યાદ કરો જ્યારે તેણે પોતાની કોમને કહ્યું, હતું, ''તમે ડરતા નથી ?
૧૨૫. શું તમે 'બઅલ'ને પોકારો છો ? અને સર્વોત્તમ સર્જનહારને છોડી દો છો,
૧૨૬. તે અલ્લાહને જે તમારો અને તમારા પુરોગામી બાપ-દાદાઓનો રબ છે ?''
૧૨૭. પરંતુ તેમણે તેને જૂઠો ઠેરવ્યો, તો હવે ચોક્કસ તેઓ સજા માટે રજૂ કરવામાં આવવાના છે,
૧૨૮. સિવાય તે અલ્લાહના બંદાઓના જેમને વિશિષ્ટ કરી લેવામાં આવ્યા હતા.
૧૨૯. અને ઈલિયાસનું શુભ-સ્મરણ અમે આવનારી પેઢીઓમાં બાકી રાખી દીધું.
૧૩૦. સલામ છે ઈલિયાસ ઉપર !
૧૩૧. અમે ભલાઈ કરનારાઓને આવો જ બદલો આપીએ છીએ.
૧૩૨. હકીકતમાં તે અમારા ઈમાનવાળા બંદાઓ પૈકી હતો.
૧૩૩. અને લૂત પણ તે જ લોકોમાંથી હતો જેઓ રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા છે.
૧૩૪. યાદ કરો જ્યારે અમે તેને અને તેના સૌ કુટુંબીજનોને છોડાવ્યા,

૧૩૫. સિવાય તે વૃદ્ધાને જે પાછળ રહી જનારાઓમાંથી હતી.
૧૩૬. પછી બાકીના સૌને બેદાન-મેદાન કરી દીધા.
૧૩૭-૧૩૮. આજે તમે રાત-દિવસ તેમના ઉજ્જડ ઘરો પાસેથી પસાર થાવ છો. શું તમને સમજાતું નથી ? (રુકૂઅ-૪)
૧૩૯. અને ચોક્કસપણે યૂનુસ પણ રસૂલોમાંથી હતો.
૧૪૦. યાદ કરો જ્યારે તે એક ભરેલી હોડી તરફ ભાગી ગયો,
૧૪૧. પછી ચિઠ્ઠી નાખવામાં ભાગ લીધો અને તેમાં હાર્યો.
૧૪૨. છેવટે માછલીએ તેને ગળી લીધો, અને તે દોષિત હતો.
૧૪૩. હવે જો તે તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરનારાઓ પૈકી ન હોત
૧૪૪. તો ક્યામત (પુનરુજ્જીવન)ના દિવસ સુધી તે જ માછલીના પેટમાં રહેતો.
૧૪૫. છેવટે અમે તેને ખૂબ માંદગીની હાલતમાં એક સપાટ ભૂમિ ઉપર ફેંકી દીધો.
૧૪૬. અને તેના ઉપર એક વેલાઓવાળુ વૃક્ષ ઉગાડી દીધુ.
૧૪૭. ત્યાર પછી તેને અમે એક લાખ કે તેનાથી વધુ લોકો તરફ[૧] મોકલ્યો,
૧૪૮. તેઓ ઈમાન લાવ્યા અને અમે એક નિશ્ચિત સમય સુધી તેમને બાકી રાખ્યા.
૧૪૯. પછી જરા આ લોકોને પૂછો, શું (તેમના હૃદયને એ વાત ઉચિત લાગે છે કે) તમારા રબ (પ્રભુ) માટે તો હોય પુત્રીઓ અને તેમના માટે પુત્રો ?
૧૫૦. શું હકીકતમાં અમે ફરિશ્તાઓને સ્ત્રીઓ જ બનાવી છે અને આ લોકો આંખે જોયેલી વાત કહી રહ્યા છે ?
૧૫૧. બરાબર સાંભળી લો, વાસ્તવમાં આ લોકો ઉપજાવી કાઢીને આ વાત કહે છે
૧૫૨. કે અલ્લાહ સંતાન ધરાવે છે, અને હકીકતમાં તેઓ જૂઠા છે.
૧૫૩. શું અલ્લાહે પુત્રોના બદલે પુત્રીઓ પોતાના માટે પસંદ કરી લીધી ?
૧૫૪-૧૫૫. તમને શું થઈ ગયું છે, કેવા ફેસલા કરો છો ? શું તમે ભાનમાં આવતા નથી ?
૧૫૬. કે પછી તમારા પાસે પોતાની આ વાતો માટે કોઈ સ્પષ્ટ સનંદ છે,
૧૫૭. તો લાવો તમારો તે ગ્રંથ, જો તમે સાચા હોવ.
૧૫૮. આ લોકોએ અલ્લાહ અને ફરિશ્તાઓ વચ્ચે વંશનો સંબંધ જોડી રાખ્યો છે, જો કે ફરિશ્તાઓ સારી રીતે જાણે છે કે આ લોકો અપરાધીઓની હેસિયતે રજૂ થવાના છે
૧૫૯. (અને તેઓ કહે છે કે) ''અલ્લાહ તે ગુણોથી પાક છે જે બીજા લોકો તેના નામે ચઢાવે છે,
૧૬૦. સિવાય તેના ચુનંદા બંદાઓના.
૧૬૧-૧૬૨. તો તમે અને તમારા આ ઉપાસ્યો કોઈને અલ્લાહથી વિમુખ કરી શકતા નથી
૧૬૩. પરંતુ માત્ર તેને જે દોઝખ (નર્ક)ની ભડકે બળતી આગમાં બળવાનો હોય.
૧૬૪. અને અમારી સ્થિતિ તો એ છે કે અમારામાંથી દરેકનું એક સ્થાન નિશ્ચિત કરવામાં આવેલું છે,
૧૬૫. અને અમે કતારબદ્ધ સેવકો છીએ



૧૬૬. અને તસ્બીહ (અલ્લાહના ગુણગાન) કરનારાઓ છીએ.''
૧૬૭. આ લોકો પહેલાં તો કહેતા હતા
૧૬૮. કે કદાચ અમારા પાસે તે ''ઝિક્ર'' હોત જે પુરોગામી કોમોને મળ્યો હતો
૧૬૯. તો અમે અલ્લાહના ચુનંદા બંદાઓ હોત.
૧૭૦. પરંતુ (જ્યારે તે આવી ગયો) તો એમણે તેનો ઈન્કાર કરી દીધો. હવે ટૂંકમાં જ આ લોકોને (આ વર્તણૂકનું પરિણામ) જણાઈ જશે.
૧૭૧. પોતાના મોકલેલા બંદાઓ સાથે અમે અગાઉથી જ વાયદો કરી ચૂક્યા છીએ
૧૭૨. કે નિઃશંક તેમની મદદ કરવામાં આવશે
૧૭૩. અને અમારૂં લશ્કર જ વિજય પ્રાપ્ત કરીને રહેશે.
૧૭૪. પછી હે પયગંબર ! થોડા સમય સુધી આમને એમની હાલત ઉપર છોડી દો
૧૭૫. અને જોતા રહો, ટૂંકમાં જ તેઓ પોતે જોઈ લેશે.
૧૭૬. શું આ લોકો અમારી યાતના માટે ઉતાવળ કરી રહ્યા છે ?
૧૭૭. જ્યારે તે તેમના આંગણામાં ઊતરશે, તો તે દિવસ તે લોકો માટે ઘણો ખરાબ હશે જેમને ચેતવી દેવામાં આવ્યા છે.
૧૭૮. બસ, જરા આમને થોડા સમય માટે છોડી દો
૧૭૯. અને જોતા રહો, ટૂંકમાં જ આ લોકો પોતે પણ જોઈ લેશે.
૧૮૦. પવિત્ર છે તારો રબ, પ્રતિષ્ઠા અને ગૌરવનો માલિક, તે તમામ વાતોથી જે આ લોકો બનાવી રહ્યા છે.
૧૮૧. અને સલામ છે રસૂલો ઉપર,
૧૮૨. અને સર્વ પ્રશંસા અલ્લાહ સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહાર (રબ્બુલ્ આલમીન) માટે જ છે. (રુકૂઅ-૫)

# (૩૮) સૉદ

## પરિચય

**નામ :**

સૂરઃના આરંભિક શબ્દ 'સાદ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આગળ બતાવવામાં આવશે તેમ કેટલાક કથનો મુજબ આ સૂરઃ તે જમાનામાં ઊતરી હતી, જ્યારે પયગંબર (સલ્લ.)એ મક્કામાં જાહેર આમંત્રણનો આરંભ કર્યો હતો અને કુરૈશના આગેવાનોમાં ખળભળાટ મચી ગયો હતો. કેટલાક અન્ય કથનોમાં એને હઝરત ઉમર (રદિ.)ના ઈમાન લાવ્યા પછીનો બનાવ ગણાવવામાં આવ્યો છે. બીજા કેટલાક કથનો મુજબ આનો ઉતરાણકાળ નબૂવ્વતનું દસમું કે અગિયારમું વરસ છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

ઈમામ અહમદ, નિસાઈ, તિરમિઝી વગેરેએ જે કથનો નોંધ્યા છે તેનો ખુલાસો એ છે કે જ્યારે અબૂ તાલિબ બીમાર પડ્યા અને કુરૈશના આગેવાનોને લાગ્યું કે હવે આ તેમનો અંતિમ સમય છે તો, તેમણે અંદરોઅંદર વાતચીત કરી કે જઈને વડીલને વાત કરવી જોઈએ. તેઓ અમારા અને પોતાનાં ભત્રીજા વચ્ચેના ઝઘડાનો નિવેડો લાવીને જાય તો સારૂં છે. આ અભિપ્રાય ઉપર તમામ સંમત થયા અને કુરૈશના લગભગ ૨૫ આગેવાનો જેમાં અબૂ જહલ, અબૂ સુફયાન, ઉમૈયહ બિન ખલ્ફ, આસ બિન વાઈલ, અસ્વદ બિન મુત્તલિબ, ઉકબહ બિન અબી મુઐત, ઉત્બહ અને શૈબહ સામેલ હતા, અબૂ તાલિબ પાસે પહોંચ્યા. આ લોકોએ પહેલાં તો રાબેતા મુજબ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) વિરૂદ્ધ પોતાની ફરિયાદો રજૂ કરી, પછી કહ્યું કે અમે આપની પાસે એક ન્યાયી વાત રજૂ કરવા આવ્યા છીએ. આપનો ભત્રીજો અમને અમારા ધર્મ ઉપર છોડી દે, અમે તેને તેના ધર્મ ઉપર છોડી દઈએ છીએ. તે જે ઉપાસ્યની ઉપાસના કરવા ચાહે કરે, અમને તેનો કોઈ વાંધો નથી પરંતુ તે અમારા ઉપાસ્યોને વખોડે નહીં. આ શરતે આપ અમારી તેના સાથે સુલેહ કરાવી દો. અબૂ તાલિબે પયગંબર (સલ્લ.)ને બોલાવ્યા અને આપને તે વાતો બતાવી જે કુરૈશના આગેવાનોએ તેમના સામે મૂકી હતી. પયગંબર (સલ્લ.)એ જવાબમાં કહ્યું, કાકા ! હું તો આમની સામે એક એવી વાત રજૂ કરું છું જેને આ લોકો માની લે તો આરબ દેશ એમના આધીન અને અજમ (બિન આરબ પ્રદેશ) એમનું ખંડિયું બની જાય. આ સાંભળી પહેલાં તો તે લોકો મૂંઝાઈ ગયા. તેમણે કહ્યું, તે કલ્મો (વાત) શું છે ? આપે ફરમાવ્યું, "લાઈલાહ ઈલ્લલ્લાહ" (નથી કોઈ ઉપાસ્ય સિવાય અલ્લાહના). આ સાંભળી તેઓ એકીસાથે



ઊભા થઈ ગયા અને તે વાતો કહેતા-કહેતા નીકળી ગયા, જે આ સૂરઃના આરંભમાં અલ્લાહે નોંધી છે.

ઈબ્ને સઅદે 'તબકાત'માં આ સમગ્ર બનાવ એવી જ રીતે વર્ણવ્યો છે જે રીતે ઉપર છે, પરંતુ તેમના અનુસાર આ અબૂ તાલિબના મૃત્યુ વખતની બીમારીનો બનાવ નથી, બલ્કે તે વખતનો છે જ્યારે નબી (સલ્લ.)એ જાહેરમાં આમંત્રણની શરૂઆત કરી હતી અને મક્કામાં સતત આ સમાચારો ફેલાઈ રહ્યા હતા કે આજે ફલાણો માણસ મુસલમાન થઈ ગયો અને ગઈ કાલે ફલાણો.

ઝમખ્શરી, રાઝી, નીશાપૂરી અને બીજા કેટલાક વિવરણકર્તાઓ કહે છે કે આ પ્રતિનિધિમંડળ અબૂતાલિબ પાસે તે સમયે ગયું હતું જ્યારે હઝરત ઉમર (રદિ.)ના ઈમાન લાવવાથી કુરૈશ સરદારો દિગ્મૂઢ થઈ ગયા હતા.

**ચર્ચાના વિષયો :**

ઉપર જે બેઠકનું વર્ણન કરવામાં આવ્યું છે તેની સમીક્ષા સાથે આ સૂરઃની શરૂઆત થઈ છે. કાફિરો (અસત્યના ધ્વજવાહકો)અને નબી (સલ્લ.)ની વાતચીતને આધાર બનાવીને અલ્લાહે દર્શાવ્યું છે કે આ લોકોના ઈન્કારનું મૂળ કારણ ઈસ્લામના આમંત્રણની કોઈ ખામી નથી, બલ્કે તેમના પોતાના ઘમંડ અને ઈર્ષ્યા તેમજ આંધળા અનુકરણનો દુરાગ્રહ છે.

આ પછી અલ્લાહે સૂરઃના આરંભમાં અને અંતિમ વાક્યોમાં કાફિરોને સ્પષ્ટ શબ્દોમાં ચેતવી દીધાં છે કે જે માણસની આજે તમે મજાક ઉડાવી રહ્યા છો અને જેના નેતૃત્વનો તમે ઈન્કાર કરી રહ્યાં છો, ટૂંકમાં તે જ વિજયી થશે અને તે સમય દૂર નથી કે જ્યારે આ જ મક્કા શહેરમાં, જ્યાં તમે એને પરાસ્ત કરવા સઘળું જોર લગાવી રહ્યાં છો, એની આગળ તમે સૌ પરાસ્ત થઈ જશો.

ત્યારપછી એક પછી એક નવ પયગંબરોનું વર્ણન કરીને, જેમાં દાઊદ (અલૈ.) અને સુલૈમાન (અલૈ.)ના પ્રસંગો વધુ વિસ્તૃત છે, અલ્લાહે એ વાત શ્રોતાઓને સમજાવી છે કે તેના ન્યાયનો કાનૂન નિષ્પક્ષ છે. અયોગ્ય વાત ચાહે કોઈ પણ કરે, તે તેની પકડ કરે છે અને તેને ત્યાં તે જ લોકો પસંદગીપાત્ર છે જે ભૂલ-ચૂક થાય તો હઠધર્મ નથી બનતા, બલ્કે સચેત થઈને પાછા વળે છે. ત્યારપછી આજ્ઞાંકિત બંદાઓ અને વિદ્રોહી બંદાઓના તે અંજામનું દૃશ્ય પ્રસ્તુત કરવામાં આવ્યું છે, જે તેઓ આખિરત (પરલોક)માં જોવાના છે.

અંતે હઝરત આદમ (અલૈ.) અને શેતાનના કિસ્સાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેનો હેતુ કુરૈશને એ દર્શાવવાનો છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) સામે નમવામાં જે ઘમંડ તમને આડે આવે છે, તે જ ઘમંડ હઝરત આદમ (અલૈ.) સામે ઝૂકવામાં શેતાનને આડે આવ્યો હતો. આથી જે અંજામ શેતાનનો આવવાનો છે તે જ છેવટે તમારો પણ આવશે.

# (૩૮) સૂરઃ સોંદ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૫ • આયતો : ૮૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોંદ ! સોગંદ છે ઉપદેશથી ભરપૂર કુર્આનના,

૨. બલ્કે આ જ લોકો, જેમણે માનવાનો ઇન્કાર કર્યો છે, ઘોર અભિમાન અને દુરાગ્રહમાં ગ્રસ્ત છે.

૩. આમના પહેલાં અમે આવી કેટલીય કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ (અને જ્યારે તેમનો ખરાબ સમય આવ્યો છે) તો તેઓ ચીસ પાડી ઉઠ્યા છે, પરંતુ તે સમય બચવાનો નથી હોતો.

૪-૫. આ લોકોને એ વાત ઉપર ભારે આશ્ચર્ય થયું કે એક ડરાવનાર સ્વયં તેમના અંદરથી જ આવી ગયો. ઇન્કાર કરનારાઓ કહેવા લાગ્યા, "આ જાદુગર છે, સખત જૂઠો છે, શું આણે બધા ખુદાઓની જગ્યાએ માત્ર એક જ ખુદા બનાવી નાખ્યો ? આ તો ખૂબ વિચિત્ર વાત છે."

૬. અને કોમના આગેવાનો એમ કહેતા કહેતાં નીકળી ગયા, "ચાલો અને દૃઢતાપૂર્વક વળગી રહો પોતાના ઉપાસ્યોની બંદગી ઉપર. આ વાત તો કોઈ બીજા જ આશયથી કહેવામાં આવી રહી છે.

૭. આ વાત અમે નજીકના યુગના પંથમાં કોઈથી નથી સાંભળી. આ તો ઉપજાવી કાઢેલી વાત સિવાય બીજું કશું નથી.

૮. શું આપણા વચ્ચે કેવળ, આ એક જ માણસ રહી ગયો હતો જેના ઉપર અલ્લાહનો ઝિક્ર અવતરિત કરી દેવામાં આવ્યો ?" વાસ્તવિકતા એ છે કે આ લોકો મારા 'ઝિક્ર' (અનુસ્મરણ) ઉપર શંકા કરી રહ્યા છે, અને આ તમામ વાતો એટલા માટે કરી રહ્યા છે કે તેમણે મારી યાતનાનો સ્વાદ ચાખ્યો નથી.

૯. શું તારા દાતા અને પ્રભુત્વશાળી પાલનહારની કૃપાના ખજાના આ લોકોના કબજામાં છે ?

૧૦. શું આ લોકો આકાશો અને ધરતી અને તેમના વચ્ચેની વસ્તુઓના માલિક છે? ભલે, તો આ લોકો આલોક (જગત)ની ઊંચાઈઓ ઉપર ચઢીએ જુએ !

૧૧. આ તો ઘણાં સમૂહોમાંનો એક નાનો સમૂહ છે જે આ જ સ્થળે પરાજિત થવાનું છે.

૧૨. આનાથી પહેલાં નૂહની કોમ, અને આદ અને ખૂંટાવાળો ફિરઔન,

૧૩. અને સમૂદ, અને લૂતની કોમ, અને ઐકાવાળા ખોટું ઠેરવી ચૂક્યા છે, સમૂહો તે હતા.

૧૪. તેમાંના દરેકે રસૂલો (ઈશદૂતો)ને ખોટા ઠેરવ્યા અને મારી સજાનો ફેંસલો તેના ઉપર લાગુ થઈને રહ્યો. (રુકૂઅ-૧)

૧૫. આ લોકો પણ માત્ર એક જ ધડાકાની રાહ જોઈ રહ્યા છે, જેના પછી બીજો કોઈ ધડાકો નહીં થાય.



૧૬. અને આ લોકો કહે છે કે, હે અમારા માલિક ! હિસાબના દિવસ પહેલાં જ અમારો હિસ્સો અમને જલ્દીથી આપી દે.

૧૭. હે પયગંબર ! ધીરજ રાખો, તે વાતો ઉપર જે આ લોકો બનાવે છે, અને આ લોકોના સામે અમારા બંદા દાઊદનો કિસ્સો વર્ણવો, જે ઘણી શક્તિઓ ધરાવતો હતો. દરેક બાબતમાં અલ્લાહ તરફ રજૂ થનાર હતો.

૧૮-૧૯. અમે પર્વતોને તેના સાથે વશીભૂત કરી રાખ્યા હતા કે સવાર-સાંજ તેઓ તેના સાથે તસ્બીહ (અલ્લાહના ગુણગાન) કરતા હતા. પક્ષીઓ સમેટાઈને આવી જતા, બધા જ તેની તસ્બીહ તરફ આકર્ષિત થઈ જતા હતા.

૨૦. અમે તેનું રાજ્ય મજબૂત કરી દીધું હતું, તેને તત્ત્વદર્શિતા પ્રદાન કરી હતી અને નિર્ણાયક વાત કહેવાની ક્ષમતા આપી હતી.

૨૧. પછી તમને કંઈ ખબર પહોંચી છે તે દાવેદારોની જેઓ દીવાલ ચઢીને તેના ઝરૂખામાં ઘૂસી આવ્યા હતા ?

૨૨. જ્યારે તેઓ દાઊદ પાસે પહોંચ્યા તો તે તેમને જોઈને ગભરાઈ ગયો. તેમણે કહ્યું, "ડરશો નહીં, અમે દાવાના બે પક્ષકારો છીએ જેમાંથી એકે બીજા ઉપર અતિરેક કર્યો છે. આપ અમારા વચ્ચે ઠીક-ઠીક સત્યપૂર્વક ફેંસલો કરી આપો, અન્યાય ન કરજો અને અમને સીધો રસ્તો દેખાડો.

૨૩. આ મારો ભાઈ છે, તેના પાસે નવ્વાણું મેઢીઓ (દુંબીઓ) છે અને મારા પાસે માત્ર એક જ મેઢી (દુંબી) છે. આણે મને કહ્યું કે આ એક મેઢી પણ મારા હવાલે કરી દે અને વાતચીતમાં તેણે મને દબાવી દીધો.

૨૪. દાઊદે જવાબ આપ્યો, "આ માણસે પોતાની મેઢીઓ સાથે તારી મેઢી ભેળવી દેવાની માગણી કરીને ખરેખર તારા સાથે અન્યાય કર્યો, અને સત્ય એ છે કે હળી-મળીને રહેતા લોકો ઘણી વખત એક-બીજા ઉપર અતિરેક કરતા રહે છે, બસ તે જ લોકો આનાથી બચી ગયેલા છે જેઓ ઈમાનવાળા છે અને સદ્કાર્યો કરે છે, અને આવા લોકો થોડા જ છે." (આ વાત બોલતાં બોલતાં) દાઊદ સમજી ગયો કે આ તો વાસ્તવમાં અમે તેની પરીક્ષા કરી છે, આથી તેણે પોતાના રબ (પ્રભુ)ની માફી માગી અને સિજદામાં ઝૂકી પડ્યો અને રજૂ કરી લીધું.

૨૫. ત્યારે અમે તેની તે ભૂલ માફ કરી દીધી અને નિઃશંક અમારા પાસે તેના માટે નિકટનું સ્થાન અને શ્રેષ્ઠ અંજામ છે.

૨૬. (અમે તેને કહ્યું), "હે દાઊદ ! અમે તને ધરતીમાં ખલીફા (નાયબ) બનાવ્યો છે, તેથી તું લોકો વચ્ચે સત્યપૂર્વક શાસન કર અને મનેચ્છાઓનું અનુસરણ ન કર કેમ કે તે તને અલ્લાહના માર્ગથી ભટકાવી મૂકશે. જે લોકો અલ્લાહના માર્ગથી ભટકી જાય છે, નિશ્ચિતપણે તેમના માટે કઠોર સજા છે કેમ કે તેઓ હિસાબના દિવસને ભૂલી ગયા." (રુકૂઅ-૨)

૨૭. અમે આ આકાશ અને ધરતીને, અને આ દુનિયાને જે તેમના વચ્ચે છે, નિરર્થક

પેદા નથી કરી દીધા. આ તો તે લોકોનું અનુમાન છે જેમણે ઇન્કાર (કુફ્ર) કર્યો છે, અને આવા કાફિરો માટે વિનાશ છે જહન્નમ (નર્ક)ની આગ દ્વારા.

૨૮. શું અમે તે લોકોને જેઓ ઈમાન લાવે છે અને સદ્કાર્ય કરે છે અને તેમને જેઓ ધરતીમાં બગાડ ફેલાવે છે, સમાન કરી દઈએ ? શું અલ્લાહથી ડરનારાઓ (સંયમીઓ)ને અમે દુરાચારીઓ જેવા કરી દઈએ ?

૨૯. આ એક ઘણો બરકતવાળો ગ્રંથ છે, જે (હે પયગંબર !) અમે તમારા તરફ અવતરિત કર્યો છે જેથી આ લોકો તેની આયતો ઉપર વિચારે અને બુદ્ધિ અને સમજ રાખવાવાળા લોકો તેનાથી બોધ ગ્રહણ કરે.

૩૦. અને દાઊદને અમે સુલૈમાન (જેવો પુત્ર) પ્રદાન કર્યો, સર્વશ્રેષ્ઠ બંદો ! પુષ્કળ પ્રમાણમાં પોતાના રબ (પ્રભુ) તરફ રજૂ થનાર.

૩૧. ઉલ્લેખનીય છે તે પ્રસંગ જ્યારે સાંજના સમયે તેના સામે ખૂબ કેળવેલા ઘોડા રજૂ કરવામાં આવ્યા

૩૨-૩૩. તો તેણે કહ્યું, "મેં આ ધન પ્રત્યે પ્રેમ પોતાના રબની યાદના કારણે અપનાવ્યો છે." પછી જ્યારે તે ઘોડા દેખાતા બંધ થયા તો (તેણે આદેશ આપ્યો કે) તેમને મારા પાસે પાછા લાવો, પછી પિંડીઓ અને ડોક ઉપર હાથ ફેરવવા લાગ્યો.

૩૪. અને (જુઓ કે) સુલૈમાનને પણ અમે અજમાયશમાં નાખ્યો અને તેના સિંહાસન ઉપર એક ધડ લાવીને નાખી દીધું. પછી તે અલ્લાહ તરફ વળ્યો

૩૫. અને કહ્યું, "હે મારા રબ ! મને માફ કરી દે અને મને તે બાદશાહી આપ જે મારા પછી કોઈના માટે શોભાસ્પદ ન હોય, નિઃશંક તું જ સાચો દાતા છે."

૩૬. ત્યારે અમે તેના માટે હવાને તાબે કરી દીધી જે તેના આદેશાનુસાર નરમાશથી જે તરફ તે ઇચ્છતો તે તરફ વહેતી હતી,

૩૭-૩૮. અને શેતાનોને આધીન કરી દીધા, દરેક પ્રકારના કડિયા અને ડુબકી લગાવનારા અને બીજાઓ જેઓ બેડીઓમાં જકડાયેલા હતા.

૩૯. (અમે તેને કહ્યું), "આ અમારી બક્ષિસ છે, તને અધિકાર છે જેને ઇચ્છે આપ અથવા જેનાથી ચાહે રોકી લે, કોઈ હિસાબ નહીં."

૪૦. નિશ્ચિતપણે તેના માટે અમારા પાસે નિકટતાનું સ્થાન અને શ્રેષ્ઠ અંજામ છે. (રુકૂઅ-૩)

૪૧. અને અમારા બંદા ઐયૂબનું વર્ણન કરો, જ્યારે તેણે પોતાના રબને પોકાર્યો કે શેતાને મને તકલીફ અને યાતનામાં નાખી દીધો છે.

૪૨. (અમે તેને આદેશ આપ્યો) પોતાનો પગ જમીન ઉપર માર, આ છે ઠંડું પાણી સ્નાન કરવા અને પીવા માટે.

૪૩. અમે તેને તેના પરિવારજનો પાછા આપ્યાં અને તેમના સાથે એટલા જ બીજા વધુ, પોતાના તરફથી કૃપા તરીકે, અને બુદ્ધિશાળી લોકો માટે બોધપાઠના રૂપે.

૪૪. (અને અમે તેને કહ્યું) સળીઓનો ઝૂડો લઈને તેને મારી દે, પોતાની



સોગંદ ન તોડ, અમે તેને ધૈર્યવાન જોયો, સર્વશ્રેષ્ઠ બંદો, પોતાના રબના તરફ ખૂબ પાછો વળનાર.

૪૫. અને અમારા બંદાઓ, ઇબ્રાહીમ અને ઇસ્હાક અને યાકૂબનું વર્ણન કરો. ખૂબ કાર્ય-શક્તિ ધરાવનારા અને દૃષ્ટિવાળા હતા.

૪૬. અમે તેમને એક વિશિષ્ટ ગુણના કારણે ચૂંટી લીધા હતા, અને તે આખિરત (પરલોક)ના ઘરની યાદ હતી.

૪૭. નિઃશંક અમારા પાસે આ લોકોનો સમાવેશ ચુનંદા સદાચારી પુરુષોમાં છે.

૪૮. અને ઇસ્માઈલ અને અલ્-યસઅ અને ઝુલકિફ્લનું વર્ણન કરો, આ સૌ સદાચારી લોકો પૈકી હતા.

૪૯. આ એક ઝિક્ર (અનુસ્મરણ) હતું, (હવે સાંભળો કે) અલ્લાહનો ડર રાખનારા લોકો માટે નિશ્ચિતપણે સર્વશ્રેષ્ઠ સ્થાન છે,

૫૦. સદૈવ રહેનારી જન્નતો, જેના દ્વાર તેમના માટે ખુલ્લા હશે.

૫૧-૫૨. તેમાં તેઓ તકિયા અઢેલીને બેઠા હશે, પુષ્કળ સ્વાદિષ્ટ ફળો અને પીણાં માગી રહ્યા હશે, અને તેમના પાસે શરમાળ સમવયસ્ક પત્નીઓ હશે.

૫૩-૫૪. આ તે વસ્તુઓ છે જે હિસાબના દિવસે આપવાનો તમારા સાથે વાયદો કરવામાં આવી રહ્યો છે. આ અમારી રોજી છે જે ક્યારેય સમાપ્ત થવાની નથી.

૫૫. આ તો છે અલ્લાહથી ડરનારા લોકોનું પરિણામ, અને વિદ્રોહીઓ માટે સૌથી ખરાબ ઠેકાણું છે,

૫૬. જહન્નમ (નર્ક), જેમાં તેમને બાળવામાં આવશે, ઘણું જ ખરાબ ઠેકાણું,

૫૭-૫૮. આ છે તેમના માટે, તો તેઓ સ્વાદ ચાખે ઊકળતા પાણી અને જખ્મોના ધોવાણનો અને આવી જ બીજી કડવી વસ્તુઓનો.

૫૯. (તેઓ જહન્નમ તરફ પોતાના અનુયાયીઓને આવતા જોઈને પરસ્પર કહેશે), "આ એક લશ્કર તમારા તરફ ધૂસી આવી રહ્યું છે, કોઈ સ્વાગત તેમના માટે નથી, આ લોકો આગમાં બળવાના છે."

૬૦. તેઓ તેમને જવાબ આપશે, "નહીં, બલ્કે તમે જ બળી રહ્યા છો, કોઈ સ્વાગત તમારા માટે નથી. તમે જ તો આ અંજામ અમારા સામે લાવ્યા છો, કેવું ખરાબ છે આ ઠેકાણું.

૬૧. પછી તેઓ કહેશે, "હે અમારા રબ ! જેણે અમને આ અંજામે પહોંચાડવાનો બંદોબસ્ત કર્યો છે તેને દોઝખ (નર્ક)ની બમણી યાતના આપ."

૬૨. અને તેઓ એક-બીજાને કહેશે, "શું વાત છે, આપણે તે લોકોને ક્યાંય જોતા નથી જેમને આપણે દુનિયામાં ખરાબ સમજતા હતા ?

૬૩. અમે આમ જ તેમને મજાક બનાવી લીધા હતા, કે તેઓ ક્યાંક નજરોથી ઓઝલ છે ?"

૬૪. નિઃશંક આ વાત તદ્દન સાચી છે, દોઝખીઓ વચ્ચે આવા જ બધા ઝઘડા થવાના છે. (રુકૂઅ-૪)

૬૫. (હે પયગંબર !) આમને કહો, ''હું તો માત્ર ચેતવનાર છું. હકીકતમાં કોઈ ઉપાસ્ય નથી પરંતુ અલ્લાહ, જે અદ્વિતીય છે, સૌના ઉપર પ્રભુત્વશાળી,

૬૬. આકાશો અને ધરતીનો માલિક અને તે તમામ વસ્તુઓનો માલિક જે તેમના વચ્ચે છે, પ્રભુત્વશાળી અને ક્ષમાશીલ.''

૬૭. આમને કહો, ''આ એક મોટા સમાચાર છે

૬૮. જેને સાંભળીને તમે ઉપેક્ષા કરો છો.''

૬૯. (આમને કહો) ''મને તે વખતની કોઈ ખબર ન હતી જ્યારે 'મલએ આ'લા' (ફરિશ્તાઓના જૂથ) વચ્ચે વાદવિવાદ થઈ રહ્યો હતો.

૭૦. મને તો વહી (દિવ્ય પ્રકાશના) મારફતે આ વાતો માત્ર એટલા માટે જ બતાવવામાં આવે છે કે હું સ્પષ્ટ ચેતવણી આપનાર છું.''

૭૧. જ્યારે તારા રબે ફરિશ્તાઓને કહ્યું, ''હું માટીથી એક મનુષ્ય પેદા કરવાનો છું,

૭૨. પછી જ્યારે હું તેને પૂરેપૂરો બનાવી લઉં અને તેમાં પોતાની રૂહ ફૂંકી દઉં તો તમે તેની આગળ સિજદામાં પડી જાવ.''

૭૩-૭૪. આ આદેશ અનુસાર બધા જ ફરિશ્તાઓએ સિજદો કર્યો, પણ ઇબ્લીસે પોતાની મોટાઈનું ઘમંડ કર્યું અને તે ઇન્કાર કરનારાઓમાંનો થઈ ગયો.

૭૫. રબે ફરમાવ્યું, ''હે ઇબ્લીસ, તને કઈ વસ્તુએ તેને સિજદો કરતા રોક્યો જેને મેં પોતાના બંને હાથો વડે બનાવ્યો છે ? તું મોટો થવા જાય છે કે તું છે જ ઉચ્ચ દરજ્જાની હસ્તીઓમાંથી ?

૭૬. તેણે જવાબ આપ્યો, ''હું તેનાથી સારો છું, તમે મને આગમાંથી બનાવ્યો છે અને આને માટીમાંથી.''

૭૭. ફરમાવ્યું, ''ભલે, તું અહીંથી નીકળી જા, તું હડધૂત થયેલો છે

૭૮. અને તારા ઉપર બદલાના દિવસ (યવ્‌મે જઝા) સુધી મારી ફિટકાર છે.''

૭૯. તે બોલ્યો, ''હે મારા રબ ! આ વાત છે તો પછી તે સમય સુધી મને મહેતલ આપી દે જ્યારે આ લોકો બીજીવાર ઉઠાવવામાં આવશે.''

૮૦. ફરમાવ્યું, ''સારૂં, તને તે દિવસ સુધી મહેતલ આપવામાં આવે છે

૮૧. જેના સમયની મને ખબર છે.''

૮૨. તેણે કહ્યું, ''તારા પ્રતાપના સોગંદ ! હું આ સૌ લોકોને બહેકાવીને રહીશ,

૮૩. તારા તે બંદાઓ સિવાય જેમને તેં વિશિષ્ટ કરી લીધા છે.''

૮૪. ફરમાવ્યું, ''તો સત્ય આ છે, અને હું સત્ય જ કહું છું

૮૫. કે હું જહન્નમ (નર્ક)ને તારા અને તે સૌ લોકો વડે ભરી દઈશ જે આ મનુષ્યોમાંથી તારૂં અનુસરણ કરશે.''

૮૬. (હે પયગંબર !) આમને કહી દો કે હું આ કામ માટે તમારા પાસેથી કોઈ બદલો માગતો નથી, અને ન હું બનાવટી લોકોમાંથી છું.

૮૭. આ તો એક ઉપદેશ છે તમામ જગત-નિવાસીઓ માટે.

૮૮. અને થોડો જ સમય પસાર થશે કે તમને પોતાને તેની ખબર પડી જશે. (રુકૂઅ-૫)



# (૩૯) અઝ્-ઝુમર

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ આયતો ૭૧ અને ૭૩ (વસીકલ્લઝીન કફરૂ ઇલા જહન્નમ ઝુમરા અને વસીકલ્લઝીન નૂતકૌ રબ્બહુમ ઇલ્લજન્નતિ ઝુમરા) ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ તે સૂરઃ જેમાં 'ઝુમર' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આયત નંબર-૧૦ (વઅર્ઝુલ્લાહિ વાસિઅતુન) ઉપરથી તે બાબતનો સ્પષ્ટ સંકેત મળે છે કે આ સૂરઃ હબશાની હિજરત પહેલાં ઊતરી હતી.

**વિષયવસ્તુ :**

આ સમગ્ર સૂરઃ એક સર્વશ્રેષ્ઠ અને અત્યંત અસરકારક પ્રવચન છે, જે હબશાની હિજરતના થોડા સમય પહેલાં મક્કાના અત્યાચારપૂર્ણ અને યાતનાગ્રસ્ત વાતાવરણમાં આપવામાં આવ્યું હતો. આ એક ઉપદેશ છે જેના સંબોધિતો મહદ્અંશે મક્કાના કુરૈશ કાફિરો છે, જો કે ક્યાંક ઈમાનવાળાઓને પણ સંબોધન કરવામાં આવ્યું છે. આમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સંદેશનો મૂળ હેતુ દર્શાવવામાં આવ્યો છે, અને તે એ છે કે મનુષ્ય અલ્લાહની બંદગી અપનાવે અને બીજા કોઈની બંદગી અને અનુસરણ વડે પોતાની ઈશપરાયણતાને કલૂષિત ન કરે. આ મુખ્ય બાબત વારંવાર જુદા-જુદા ઢંગથી રજૂ કરીને ખૂબ જ પ્રભાવી રીતે તૌહીદ (એકેશ્વરવાદ)ની સચ્ચાઈ અને તેને માની લેવાનો શ્રેષ્ઠ અંજામ તથા શિર્ક (અનેકેશ્વરવાદ)ની ભૂલ અને તેના ઉપર હઠાગ્રહના ખરાબ પરિણામ સ્પષ્ટ કરવામાં આવ્યા છે, અને લોકોને સંદેશ આપવામાં આવ્યો છે કે તેઓ પોતાનું ખોટું વલણ છોડી દઈને પોતાના માલિક અને પાલનહારની કૃપા તરફ પાછા વળે. આના જ અનુસંધાનમાં ઈમાનવાળાઓને આદેશ આપવામાં આવ્યો છે કે બંદગી કરવી કોઈ એક સ્થળે અસંભવ બની ગઈ હોય તો અલ્લાહની ધરતી વિશાળ છે, પોતાનો ધર્મ સાચવવા માટે બીજી કોઈ જગ્યાએ જતા રહો, અલ્લાહ તમારા ધૈર્યનો બદલો આપશે. બીજી તરફ પયગંબર (સલ્લ.)ને કહેવામાં આવ્યું છે કે આ કાફિરો (વિધર્મીઓ)ને તે અંગે નિરાશ કરી દો કે એમના અત્યાચાર અને દમન કયારેય પણ તમને આ માર્ગથી રોકી શકશે નહીં, તે માટે તમે જે કંઈ કરવા ચાહો કરી નાખો, હું મારૂં કામ ધપાવ્યે રાખીશ.

# (૩૯) સૂરઃ અઝ્-ઝુમર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૮ • આયતો : ૭૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. આ ગ્રંથનું અવતરણ અલ્લાહ પ્રભુત્વશાળી અને સર્વજ્ઞ તરફથી થયું છે.

૨. (હે પયગંબર !) આ ગ્રંથ અમે તમારા તરફ સત્યપૂર્વક અવતરિત કર્યો છે, આથી તમે અલ્લાહની જ બંદગી કરો, તેના દીન (ધર્મ)ને તેના જ માટે વિશિષ્ટ કરીને.

૩. સાવધાન ! વિશુદ્ધ દીન (ધર્મ) કેવળ અલ્લાહનો અધિકાર છે. રહ્યા તે લોકો જેમણે તેના સિવાય અન્ય સંરક્ષક બનાવી રાખ્યા છે (અને પોતાના આ કૃત્યનો ખુલાસો એમ કરે છે કે) અમે તો તેમની બંદગી માત્ર એટલા માટે કરીએ છીએ કે તેઓ અમને અલ્લાહની નજીક પહોંચાડી દે. અલ્લાહ જરૂર તેમના વચ્ચે તે તમામ વાતોનો ફેંસલો કરી દેશે જેમાં તેઓ મતભેદ ધરાવે છે. અલ્લાહ કોઈ એવી વ્યક્તિને સન્માર્ગ દેખાડતો નથી જે જૂઠી અને સત્યાઈનો ઇન્કાર કરનારી હોય.

૪. જો અલ્લાહ કોઈને પુત્ર બનાવવા ઇચ્છતો હોત તો પોતાના સર્જનો (મખ્લૂક)માંથી જેને ઇચ્છતો ચૂંટી લેતો, પવિત્ર છે તે એનાથી (કે કોઈ તેનો પુત્ર હોય), તે અલ્લાહ છે, એકલો અને સૌના ઉપર વર્ચસ્વ ધરાવનાર.

૫. તેણે આકાશો અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે. તે જ દિવસ ઉપર રાત અને રાત ઉપર દિવસને લપેટે છે. તેણે જ સૂર્ય અને ચંદ્રને એ રીતે આધીન કરી રાખ્યા છે કે દરેક એક નિશ્ચિત સમય સુધી ચાલી જઈ રહ્યો છે. જાણી લો કે તે પ્રભુત્વશાળી અને ક્ષમાશીલ છે.

૬. તેણે જ તમને એક જીવથી પેદા કર્યા, પછી તે જ છે જેણે તે જીવથી તેની જોડ બનાવી. અને તેણે જ તમારા માટે ઢોરોમાંથી આઠ નર અને માદા પેદા કર્યા. તે તમારી માતાઓના પેટોમાં ત્રણ ત્રણ અંધકારમય આવરણોના અંદર તમને એક પછી એક રૂપ આપતો જાય છે. આ જ અલ્લાહ (જેના આ કામ છે) તમારો માલિક અને પાલનહાર (રબ) છે, રાજ્ય તેનું જ છે, કોઈ ઉપાસ્ય તેના સિવાય નથી, પછી તમે ક્યાંથી ફેરવવામાં આવી રહ્યા છો ?

૭. જો તમે કુફ્ર (ઇન્કાર) કરો તો અલ્લાહ તમારાથી બેપરવા છે, પરંતુ તે પોતાના બંદાઓ માટે કુફ્ર (અધર્મ) પસંદ કરતો નથી, અને જો તમે કૃતજ્ઞ થાઓ તો તેને તે તમારા માટે પસંદ કરે છે. કોઈ બોજ ઉઠાવનાર



કોઈ બીજાનો બોજ ઉઠાવશે નહીં. છેવટે તમને સૌને પોતાના રબ તરફ પાછા ફરવાનું છે, પછી તે તમને બતાવી દેશે કે તમે શું કરતા રહ્યા છો, તે તો હૃદયોની સ્થિતિ સુદ્ધાં જાણે છે.

૮. મનુષ્ય ઉપર જ્યારે કોઈ મુસીબત આવે છે તો તે પોતાના રબ (પ્રભુ) તરફ વળીને તેને પોકારે છે. પછી જ્યારે તેનો રબ તેને પોતાની કૃપા પ્રદાન કરે છે તો તે એ મુસીબતને ભૂલી જાય છે જેના માટે તે પહેલાં પોકારી રહ્યો હતો અને બીજાઓને અલ્લાહના સમકક્ષ ઠેરવે છે જેથી તેના રસ્તેથી ભટકાવી દે. (હે પયગંબર !) તેને કહો કે થોડા દિવસ સુધી પોતાના કુફ્ર (ઇન્કાર)ની મજા માણી લે, ચોક્કસ તું દોજખ (નર્ક)માં જવાનો છે.

૯. (શું આ માણસનું વર્તન સારું છે કે તે માણસનું) જે આજ્ઞાંકિત છે, રાત્રિના પહોરમાં ઊભો રહે છે, અને સિજદા કરે છે, આખિરત (પરલોક) થી ડરે છે અને પોતાના રબની કૃપાની આશા રાખે છે ? આમને પૂછો, શું જેઓ જાણે છે અને જેઓ નથી જાણતા બંને ક્યારેય સમાન હોઈ શકે છે ? બોધ તો સમજદાર લોકો જ ગ્રહણ કરે છે (રુકૂઅ-૧)

૧૦. (હે પયગંબર !) કહો કે હે મારા બંદાઓ, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના રબથી ડરો. જે લોકોએ આ દુનિયા (આલોક)માં ભલાઈનો માર્ગ અપનાવ્યો છે તેમના માટે ભલાઈ છે અને અલ્લાહની ધરતી વિશાળ છે, ધૈર્ય રાખનારાઓને તો તેમનું વળતર બેહિસાબ આપવામાં આવશે.

૧૧. (હે નબી !) આમને કહો, મને આદેશ આપવામાં આવ્યો છે કે દીન (ધર્મ)ને અલ્લાહ માટે વિશિષ્ટ કરીને તેની બંદગી કરું,

૧૨. અને મને આદેશ આપવામાં આવ્યો છે કે સૌ પ્રથમ હું પોતે મુસ્લિમ (આજ્ઞાંકિત) બનું.

૧૩. કહો, જો હું પોતાના રબની અવજ્ઞા કરું તો મને એક મોટા દિવસની યાતનાનો ડર છે.

૧૪. કહી દો કે હું તો પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે વિશિષ્ટ કરીને તેની જ બંદગી કરીશ,

૧૫. તમે તેના સિવાય જેની-જેની બંદગી કરવા ચાહો, કરતા રહો. કહો, સાચા દેવાળિયા તો તે લોકો છે જેમણે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે પોતાને અને પોતાના કુટુંબીજનોને નુકસાનમાં નાખી દીધા.

બરાબર સાંભળી લો, આ જ સ્પષ્ટ દેવાળું છે.

૧૬. તેમના ઉપર આગની છત્રીઓ ઉપરથી પણ છવાયેલી હશે અને નીચેથી પણ. આ તે અંજામ છે જેનાથી અલ્લાહ પોતાના બંદાઓને ડરાવે છે, તો હે મારા બંદાઓ ! મારા પ્રકોપથી બચો.

૧૭. આનાથી વિપરીત, જે લોકો તાગૂત (બંદાની સીમાને ઓળંગી જનાર)ની બંદગીથી દૂર રહ્યા અને અલ્લાહ તરફ પાછા વળ્યા તેમના માટે ખુશખબર છે. પછી (હે પયગંબર !) શુભ-સૂચના આપી દો મારા તે બંદાઓને

૧૮. જેઓ વાત ધ્યાનપૂર્વક સાંભળે છે અને તેના સર્વશ્રેષ્ઠ પાસાને અનુસરે છે. આ તે લોકો છે જેમને અલ્લાહે માર્ગદર્શન પ્રદાન કર્યું છે અને આ લોકો જ બુદ્ધિશાળી છે.

૧૯. (હે પયગંબર !) તે માણસને કોણ બચાવી શકે છે જે સજાના ફેંસલાને પાત્ર ઠરી ચૂક્યો હોય ? શું તમે તેને બચાવી શકો છો જે આગમાં પડી ચૂક્યો હોય ?

૨૦. અલબત્ત, જે લોકો પોતાના રબથી ડરીને રહ્યા, તેમના માટે ઊંચી ઈમારતો છે, મજલા-ઉપર-મજલાવાળી, જેમના નીચે નહેરો વહી રહી હશે. આ અલ્લાહનો વાયદો છે, અલ્લાહ ક્યારેય પોતાના વાયદાના વિપરીત નથી કરતો.

૨૧. શું તમે જોતા નથી કે અલ્લાહે આકાશોમાંથી પાણી વરસાવ્યું, પછી તેને સ્ત્રોતો અને ઝરણાંઓ અને નદીઓના સ્વરૂપમાં જમીનના અંદર જારી કર્યું, પછી આ પાણી વડે તે જાત-જાતની ખેતીઓ ઉગાડે છે જેની જાતો વિભિન્ન છે, પછી તે ખેતીઓ પાકીને સૂકાઈ જાય છે, તમે જુઓ છો કે તે પીળી પડી ગઈ, પછી છેવટે અલ્લાહ તેમને ભૂસું બનાવી દે છે. વાસ્તવમાં આમાં એક બોધ છે બુદ્ધિમાનો માટે. (રુકૂઅ-૨)

૨૨. હવે શું તે માણસ જેની છાતી અલ્લાહે ઈસ્લામ માટે ખોલી દીધી અને જે પોતાના રબ તરફથી એક પ્રકાશ ઉપર ચાલી રહ્યો છે (તે માણસ જેવો હોઈ શકે છે જેણે આ વાતોમાંથી કોઈ બોધ ગ્રહણ ન કર્યો ?) વિનાશ છે તે લોકો માટે જેમના હૃદય અલ્લાહની શિખામણથી વધુ સખત થઈ ગયા. તેઓ સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડેલા છે.

૨૩. અલ્લાહે સર્વોત્તમ વાણી અવતરિત કરી છે, એવો ગ્રંથ જેના તમામ ભાગો સુસંગત છે અને જેમાં વિષયો વારંવાર દોહરાવવામાં આવ્યાં છે. તેને સાંભળીને તે લોકોના રૂંવાડાં ઊભા થઈ જાય છે જેઓ પોતાના રબ (પ્રભુ)થી ડરનારા છે અને પછી તેમના શરીર અને તેમના હૃદય



નરમ પડીને અલ્લાહના સ્મરણ તરફ વળી જાય છે. આ અલ્લાહનું માર્ગદર્શન છે જેના દ્વારા તે સન્માર્ગ ઉપર લઈ આવે છે, જેને ચાહે છે, અને જેને અલ્લાહ જ માર્ગદર્શન ન આપે તેના માટે પછી કોઈ માર્ગદર્શક નથી.

૨૪. હવે તે માણસની દુર્દશાની તમે શું કલ્પના કરી શકો છો જે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે યાતનાની સખત માર પોતાના મોઢા ઉપર ઝીલશે ? આવા અત્યાચારીઓને તો કહી દેવામાં આવશે કે હવે ચાખો મજા તે કમાણીની જે તમે કરતા રહ્યા હતા.

૨૫. આમના પહેલાં પણ ઘણાં લોકો આવી જ રીતે ખોટું ઠેરવી ચૂક્યા છે. છેવટે તેમના ઉપર યાતના તે તરફથી આવી જે તરફ તેમની કલ્પના પણ પહોંચી શકતી ન હતી.

૨૬. પછી અલ્લાહે તેમને દુનિયા (આલોક)ના જ જીવનમાં ફજેતીનો સ્વાદ ચખાડ્યો, અને આખિરત (પરલોક)ની સજા તો આનાથી ઘણી વધારે કઠોર છે, કદાચ આ લોકો જાણતા હોત !

૨૭. અમે આ કુર્આનમાં લોકોને વિવિધ દૃષ્ટાંતો આપ્યા છે જેથી આ લોકો ભાનમાં આવે.

૨૮. એવું કુર્આન જે અરબી ભાષામાં છે, જેમાં સહેજ પણ વિકૃતી નથી, જેથી આ લોકો ખરાબ પરિણામથી બચે.

૨૯. અલ્લાહ એક દૃષ્ટાંત આપે છે. એક માણસ તો તે છે જેના માલિક થવામાં ઘણાં દુષ્ટ-ચરિત્ર માલિકો ભાગીદાર છે જેઓ તેને પોત-પોતાના તરફ ખેંચે છે અને બીજો માણસ સંપૂર્ણપણે એક જ માલિકનો ગુલામ છે. શું આ બંનેની સ્થિતિ સમાન હોઈ શકે છે ? — અલહમ્દુલિલ્લાહ (સર્વ પ્રશંસા અલ્લાહ માટે જ છે) ! પરંતુ ઘણાંખરા લોકો અજ્ઞાનતામાં પડેલા છે.

૩૦. (હે પયગંબર !) તમારે પણ મરવાનુ છે અને આ લોકોએ પણ મરવાનું છે.

૩૧. છેવટે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તમે સૌ પોતાના રબ સમક્ષ પોત-પોતાનો મુકદ્દમો રજૂ કરશો. (રુકૂઅ-૩)

**૩૨. તો તે માણસ કરતા મોટો અત્યાચારી કોણ હશે જેણે અલ્લાહના નામે** જૂઠી વાત કહી અને જ્યારે સત્ય તેના સામે આવ્યુ તો તેને ખોટું ઠેરવ્યુ. શું આવા લોકો માટે જહન્નમ (નર્ક)માં કોઈ ઠેકાણું નથી ?

૩૩. અને જે માણસ સત્ય લઈને આવ્યો અને જેમણે તેને સાચો માન્યો, તેઓ જ યાતનાથી બચવાના છે.

૩૪. તેમને પોતાના રબના ત્યાં તે બધું જ મળશે, જેની તેઓ ઈચ્છા કરશે. આ છે ભલાઈ કરનારાઓનો બદલો,

૩૫. જેથી જે સૌથી ખરાબ કર્મો તેમણે કર્યા છે તેમને અલ્લાહ તેમના

હિસાબમાંથી દૂર કરી દે, અને જે સર્વોત્તમ કાર્યો તેઓ કરતા રહ્યા છે તે હિસાબે તેમને બદલો પ્રદાન કરે.

૩૬. (હે પયગંબર !) શું અલ્લાહ પોતાના બંદા માટે પૂરતો નથી ? આ લોકો તેના સિવાય બીજાઓથી તમને ડરાવે છે. જો કે અલ્લાહ જેને પથભ્રષ્ટ કરી દે તેને કોઈ રસ્તો સુઝાડનાર નથી

૩૭. અને જેને તે માર્ગદર્શન આપી દે તેને પથભ્રષ્ટ કરનાર પણ કોઈ નથી. શું અલ્લાહ પ્રભુત્વશાળી અને બદલો લેનાર નથી ?

૩૮. આ લોકોને જો તમે પૂછો કે ધરતી અને આકાશોને કોણે પેદા કર્યા છે, તો આ લોકો પોતે જ કહેશે કે અલ્લાહે. આમને પૂછો, જ્યારે સત્ય આ છે તો તમે શું માનો છો કે જો અલ્લાહ મને કોઈ નુકસાન પહોંચાડવા ચાહે તો શું તમારી આ દેવીઓ, જેમને તમે અલ્લાહને છોડીને પોકારો છો, મને તેના પહોંચાડેલા નુકસાનથી બચાવી લેશે ? અથવા અલ્લાહ મારા ઉપર કોઈ કૃપા કરવા ચાહે તો શું તેઓ તેની કૃપાને રોકી શકશે ? બસ, આમને કહી દો કે મારા માટે અલ્લાહ પૂરતો છે, ભરોસો કરનારાઓ તેના જ ઉપર ભરોસો કરે છે.

૩૯. આમને સ્પષ્ટ કહી દો કે ''હે મારી કોમના લોકો ! તમે પોતાના સ્થાને પોતાનું કામ કર્યે જાવ, હું પોતાનું કામ કરતો રહીશ, ટૂંક સમયમાં તમને ખબર પડી જશે

૪૦. કે કોના ઉપર અપમાનજનક યાતના આવે છે અને કોને તે સજા મળવાની છે જે ક્યારેય ટળવાની નથી.''

૪૧. (હે પયગંબર !) અમે સૌ મનુષ્યો માટે આ સત્ય ગ્રંથ તમારા ઉપર અવતરિત કરી દીધો છે. હવે જે સીધો રસ્તો અપનાવશે તે પોતાના માટે અપનાવશે અને જે પથભ્રષ્ટ થશે તેના પથભ્રષ્ટ થવાની મુસીબત તેના જ ઉપર હશે, તમે તેના જવાબદાર નથી. (રુકૂઅ-૪)

૪૨. તે અલ્લાહ જ છે જે મૃત્યુના સમયે પ્રાણોને કબ્જે કરે છે અને જે હજુ મર્યો નથી તેના પ્રાણ ઊંઘમાં કબ્જે કરી લે છે, અને પછી જેના ઉપર મૃત્યુનો નિર્ણય લાગુ પાડે છે તેને રોકી લે છે અને બીજાઓના પ્રાણ નિશ્ચિત સમય માટે પાછા મોકલી દે છે. આમાં મોટી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

૪૩. શું તે અલ્લાહને છોડીને આ લોકોએ બીજાઓને ભલામણકર્તા બનાવી રાખ્યા છે ? તેમને કહો, શું તેઓ ભલામણ કરશે ચાહે તેમના અધિકારમાં કંઈ હોય કે ન હોય ? અને તેઓ સમજતા પણ ન હોય ?

૪૪. કહો, ભલામણ સંપૂર્ણપણે અલ્લાહના અધિકારમાં છે. આકાશો અને ધરતીના રાજ્યનો તે જ માલિક છે. પછી તેના જ તરફ તમે પાછા ફેરવવામાં આવવાના છો.

૪૫. જ્યારે એકલા અલ્લાહનું વર્ણન કરવામાં આવે છે તો આખિરત



(પરલોક)માં ન માનનારાઓના હૃદયો મનોમન ગુસ્સો કરવા લાગે છે, અને જ્યારે તેના સિવાય બીજાઓનું વર્ણન થાય છે તો સહસા તેઓ ખુશીથી ખીલી જાય છે.

૪૬. કહો, હે અલ્લાહ ! આકાશો અને ધરતીના સર્જનહાર ! અદૃશ્ય અને દૃશ્યના જાણનાર ! તું જ પોતાના બંદાઓ વચ્ચે તે વસ્તુનો ફેંસલો કરીશ જેમાં તેઓ મતભેદ કરતા રહ્યા છે.

૪૭. જો આ અત્યાચારીઓ પાસે ધરતીની સમગ્ર દોલત પણ હોય, અને તેટલી જ બીજી પણ, તો આ લોકો કયામત (પુનરુજ્જીવન)ના દિવસની બૂરી યાતનામાંથી બચવા માટે બધું જ ફિદયા (મુક્તિ પ્રતિદાન) તરીકે આપી દેવા માટે તૈયાર થઈ જશે. ત્યાં અલ્લાહ તરફથી તેમના સામે તે બધું જ આવશે જેની તેમણે ક્યારેય કલ્પના પણ કરી નથી..

૪૮. ત્યાં પોતાની કમાણીના બધા ખરાબ પરિણામો તેમના સામે પ્રગટ થઈ જશે અને તે જ વસ્તુ તેમના ઉપર છવાઈ જશે જેની આ લોકો મજાક ઉડાવતા રહ્યા છે.

૪૯. આ જ મનુષ્ય જ્યારે થોડી પણ મુસીબત તેને સ્પર્શી જાય છે તો અમને પોકારે છે, અને જ્યારે અમે તેને પોતાના તરફથી કૃપા પ્રદાન કરીને સંતૃપ્ત કરી દઈએ છીએ તો કહે છે કે આ તો મને જ્ઞાનના કારણે આપવામાં આવ્યું છે. નહીં, બલ્કે આ તો પરીક્ષા છે પરંતુ આમાંના અધિકાંશ લોકો જાણતા નથી.

૫૦. આ જ વાત આમના પહેલાં થઈ ગયેલા લોકો પણ કહી ચૂક્યા છે, પરંતુ તેઓ જે કંઈ કમાતા હતા તે તેમના કોઈ કામમાં ન આવ્યુ.

૫૧. પછી પોતાની કમાણીના ખરાબ પરિણામો તેમણે ભોગવ્યા, અને આ લોકોમાંથી પણ જેઓ અત્યાચારીઓ છે તેઓ ટૂંક સમયમાં જ પોતાની કમાણીના ખરાબ પરિણામો ભોગવશે, આ લોકો અમને વિવશ કરી શકવાના નથી.

૫૨. અને શું આમને ખબર નથી કે અલ્લાહ જેની ચાહે છે, રોજી વિશાળ કરી દે છે અને જેની ચાહે છે, તંગ કરી દે છે ? આમાં નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે. (રુકૂઅ-૫)

૫૩. (હે પયગંબર !) કહી દો કે હે મારા બંદાઓ !, જેમણે પોતાના ઉપર અતિરેક કર્યો છે, અલ્લાહની કૃપાથી નિરાશ ન થઈ જાઓ, નિશ્ચિતપણે અલ્લાહ બધા જ ગુના માફ કરી દે છે, તે તો અત્યંત ક્ષમાશીલ, દયાળુ છે,

૫૪. પાછા ફરો પોતાના રબ તરફ અને આજ્ઞાંકિત થઈ જાઓ તેના, તે પહેલાં કે તમારા ઉપર યાતના આવી જાય અને પછી તમને ક્યાંયથી મદદ ન મળી શકે.

૫૫ અને અનુસરણ કરો પોતાના રબ (પ્રભુ)ના મોકલેલા ગ્રંથના સર્વોત્તમ
પાસાનું, તે પહેલાં કે તમારા ઉપર એકાએક યાતના આવી જાય અને
તમને ખબર પણ ન પડે.
૫૬. એવું ન બને કે પાછળથી કોઈ વ્યક્તિ એમ કહે, ''અફસોસ ! મારી
તે બેદરકારી માટે જે હું અલ્લાહ પ્રત્યે દાખવતો રહ્યો, બલ્કે હું તો
ઊલ્ટાનો મજાક ઉડાવનારાઓમાં સામેલ હતો.''
૫૭ અથવા કહે, ''કદાચ ! અલ્લાહે મને માર્ગ દેખાડ્યો હોત તો હું પણ
(અલ્લાહથી) ડર રાખનારાઓમાંથી હોત.''
૫૮. અથવા યાતના જોઈને કહે, ''કદાચ ! મને એક તક બીજી મળી જાય
અને હું પણ સદ્‌કાર્ય કરનારાઓમાં સામેલ થઈ જાઉં.''
૫૯. (અને તે વખતે તેને આ જવાબ મળે કે) ''કેમ નહીં, મારી આયતો
તારા પાસે આવી ગઈ હતી, પછી તેં તેમને ખોટી ઠેરવી અને ઘમંડ
કર્યો અને તું ઇન્કાર કરનારાઓમાંથી હતો.''
૬૦ આજે જે લોકોએ અલ્લાહ ઉપર જૂઠ ઘડ્યું છે કયામતના દિવસે તમે જોશો કે
તેમના મોઢાં કાળા હશે. શું જહન્નમમાં ઘમંડીઓ માટે પૂરતી જગ્યા નથી ?
૬૧. આનાથી વિપરીત, જે લોકોએ અહીં અલ્લાહથી ડર રાખ્યો છે તેમની
સફળતાના કારણોના લીધે અલ્લાહ તેમને મુક્તિ પ્રદાન કરશે, તેમને
ન તો કોઈ કષ્ટ અને હાનિ પહોંચશે અને ન તેઓ દિલગીર થશે.
૬૨. અલ્લાહ દરેક વસ્તુનો પેદા કરનાર છે. અને તે જ દરેક વસ્તુ ઉપર
દેખરેખ રાખે છે.
૬૩. ધરતી અને આકાશોના ખજાનાની ચાવીઓ તેના જ પાસે છે, અને
જે લોકો અલ્લાહની આયતોનો ઇન્કાર કરે છે તેઓ જ નુકસાનમાં
રહેવાવાળા છે. (રુકૂઅ-૬)
૬૪. (હે પયગંબર !) આમને કહો, ''પછી શું હે અણસમજુઓ ! તમે
અલ્લાહ સિવાય કોઈ બીજાની ઉપાસના કરવાનું મને કહો છો ?''
૬૫. (આ વાત તમારે તેમને સ્પષ્ટપણે કહી દેવી જોઈએ કેમ કે) તમારા તરફ
અને તમારા પહેલાં થઈ ગયેલા તમામ પયગંબરો તરફ આ વહી (દિવ્ય
પ્રકાશના) મોકલી દેવામાં આવી છે કે જો તમે શિર્ક (અનેકેશ્વરવાદી
કૃત્ય) કર્યું તો તમારા કર્મ વ્યર્થ થઈ જશે અને તમે નુકસાનમાં રહેશો.
૬૬. આથી (હે પયગંબર !) તમે માત્ર અલ્લાહની જ બંદગી કરો અને કૃતજ્ઞ
બંદાઓમાંથી થઈ જાઓ.
૬૭. આ લોકોએ અલ્લાહની કદર જ ન કરી જેમ કે તેની કદર કરવાનો હક
છે.(તેના પૂર્ણ સામર્થ્યની સ્થિતિ તો એ છે કે) કયામતના દિવસે સમગ્ર
ધરતી તેની મુઠ્ઠીમાં હશે અને આકાશો તેના જમણા હાથમાં લપેટાયેલા
હશે. પવિત્ર અને સર્વોચ્ચ છે તે એ શિર્કથી જે આ લોકો કરે છે.



૬૮. અને તે દિવસે રણશિંગુ ફૂંકવામાં આવશે અને તેઓ સૌ મરીને પડી
જશે જેઓ આકાશો અને ધરતીમાં છે, સિવાય તે લોકોના જેમને
અલ્લાહ જીવંત રાખવા ચાહે. ફરી એક બીજું રણશિંગુ ફૂંકવામાં
આવશે અને સહસા સૌ ઊઠીને જોવા લાગશે.
૬૯. ધરતી પોતાના માલિકના 'નૂર' (પ્રકાશ)થી ઝગમગી ઊઠશે,
કર્મપુસ્તક લાવીને મૂકી દેવામાં આવશે, પયગંબરો અને તમામ
સાક્ષીઓને હાજર કરી દેવામાં આવશે, લોકો વચ્ચે ઠીક-ઠીક સત્યપૂર્વક
ફેંસલો કરી દેવામાં આવશે, તેમના ઉપર કોઈ જુલ્મ (અન્યાય અને
અત્યાચાર) કરવામાં આવશે નહીં
૭૦. અને દરેક જીવધારીને જે કંઈ પણ તેણે કર્મ કરેલ હતું તેનો પૂરેપૂરો
બદલો આપી દેવામાં આવશે. લોકો જે કંઈ પણ કરે છે અલ્લાહ તેને
ખૂબ સારી રીતે જાણે છે. (રુકૂઅ-૭)
૭૧. (આ ફેંસલા પછી) તે લોકોને જેમણે ઇન્કાર કર્યો હતો જહન્નમ (નર્ક)
તરફ ટોળેટોળાં હંકારવામાં આવશે, ત્યાં સુધી કે જ્યારે તેઓ ત્યાં પહોંચશે
તો તેના દરવાજા ખોલવામાં આવશે અને તેના કાર્યકર્તા તેમને કહેશે,
''શું તમારા પાસે તમારા પોતાના જ લોકોમાંથી એવા રસૂલો (ઈશદૂતો)
આવ્યા ન હતા જેમણે તમને તમારા રબ (પ્રભુ)ની આયતો સંભળાવી
હોય અને તમને આ વાતથી ડરાવ્યા હોય કે એક સમયે તમારે આ દિવસ
પણ જોવો પડશે ?'' તેઓ જવાબ આપશે, ''હા, આવ્યા હતા, પરંતુ
યાતનાનો નિર્ણય કાફિરો (અધર્મીઓ)ને લાગુ પડી ગયો.''
૭૨. કહેવામાં આવશે, ''દાખલ થઈ જાવ જહન્નમના દરવાજાઓમાં, અહીં તમારે
હવે સદૈવ રહેવાનું છે, ખૂબ જ ખરાબ ઠેકાણું છે આ, અહંકારીઓ માટે.''
૭૩. અને જે લોકો પોતાના રબની અવજ્ઞાથી બચતા હતા તેમને ટોળેટોળાં
જન્નત (સ્વર્ગ) તરફ લઈ જવામાં આવશે. ત્યાં સુધી કે જ્યારે તેઓ
ત્યાં પહોંચશે, અને તેના દરવાજા પહેલાથી જ ખોલી દેવાયા હશે,
તો તેના પ્રબંધકો કહેશે કે ''સલામ થાય તમારા ઉપર ! ખૂબ સરસ
રહ્યા તમે, દાખલ થઈ જાવ આમાં હંમેશા માટે.''
૭૪. અને તેઓ કહેશે, ''આભાર તે અલ્લાહનો, જેણે અમારા સાથેનો પોતાનો
વાયદો સાચો કરી બતાવ્યો અને અમને ધરતીના વારસદાર બનાવી દીધા,
હવે અમે જન્નત (સ્વર્ગ)માં જ્યાં ઇચ્છીએ ત્યાં પોતાની જગ્યા બનાવી
શકીએ છીએ.'' તો સર્વશ્રેષ્ઠ બદલો છે કર્મ કરનારાઓ માટે.
૭૫. અને તમે જોશો કે ફરિશ્તાઓ અર્શ (સિંહાસન)ની ફરતે વર્તુળ બનાવીને
પોતાના રબની પ્રશંસા અને તસ્બીહ કરી રહ્યા હશે, અને લોકો વચ્ચે ઠીક-
ઠીક સત્યપૂર્વક ફેંસલો ચૂકવી દેવામાં આવશે, અને ઘોષણા કરી દેવામાં આવશે
કે પ્રશંસા અલ્લાહ, સમગ્ર જગતોના પાલનહાર માટે છે. (રુકૂઅ-૮)

# (૪૦) અલ-મુ'મિન

## પરિચય

**નામ :**

નામ આયત-૨૮ 'વકાલ રજુલુમ મૂ'મિન..' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ તે સૂરઃ જેમાં તે વિશેષ ઈમાનવાળા (મોમિન)નો ઉલ્લેખ છે.

**ઉતરાણકાળ :**

ઈબ્ને અબ્બાસ અને જાબિર બિન ઝૈદ વર્ણવે છે કે આ સૂરઃ ઝુમર પછી તરત જ ઊતરી છે અને કુર્આનેમજીદમાં જે ક્રમમાં છે તે જ ક્રમ તેના ઉતરાણનો પણ છે.

**પશ્ચાદ્‌ભૂમિ :**

જે પરિસ્થિતિમાં આ સૂરઃ ઊતરી છે તેનો સ્પષ્ટ નિર્દેશ આના વિષયોમાં જોવા મળે છે. મક્કાના કાફિરોએ તે વખતે પયગંબર (સલ્લ.) વિરૂદ્ધ બે રીતે પ્રવૃત્તિઓ શરૂ કરી દીધી હતી. એક તો ઠેર-ઠેર ચર્ચાઓ અને ઝઘડા ઊભા કરીને, વિભિન્ન ઊલ્ટા-સીધા પ્રશ્નો તથા નિત-નવા આરોપો મૂકીને કુર્આનના શિક્ષણ, ઈસ્લામના સંદેશ અને સ્વયં પયગંબર (સલ્લ.) વિષે એટલા પ્રમાણમાં શંકા-કુશંકાઓ લોકોના હૃદયોમાં ઊભી કરી દેવામાં આવે કે તેનું નિવારણ કરતાં-કરતાં જ છેવટે પયગંબર (સલ્લ.) અને ઈમાનવાળાઓ થાકી જાય. બીજું, આપને કતલ કરી નાખવા માટે તેઓ સતત કાવત્રા ઘડતા રહેતા હતાં.

તે વખતે પ્રવર્તતી પરિસ્થિતિના બંને પાસાં પ્રવચનના આરંભમાં જ સ્પષ્ટ કરી દેવામાં આવ્યા છે અને ત્યારપછી આગળનું સમગ્ર પ્રવચન આ બંનેની એક ખૂબ જ અસરકારક અને બોધપ્રદ સમીક્ષા છે.

કતલના કાવત્રાઓના જવાબમાં ફિરઔનવાળા મોમિનનો કિસ્સો સંભળાવવામાં આવ્યો છે (આયતો ૨૩ થી ૫૫) અને આ કિસ્સા હેઠળ ત્રણ જૂથોને ત્રણ જુદા-જુદા બોધ આપવામાં આવ્યાં છે.

(૧) કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને બતાવવામાં આવ્યું છે કે જે કંઈ તમે હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે કરવા માગો છે, તેવું જ પોતાની શક્તિના જોરે ફિરઔન હઝરત મૂસા (અલૈ.) સાથે કરવા માગતો હતો. હવે શું આ કૃત્યો કરી તમે પણ એ જ અંજામે પહોંચવા માગો છો જે તેણે ભોગવ્યા ?

(૨) હઝરત મુહમ્મદ (સલ્લ.) અને આપના અનુયાયીઓને બોધ આપવામાં આવ્યો છે કે આ જાલિમોનો હાથ બાહ્ય રીતે ગમે તેટલો ઉપર દેખાતો હોય, અને તેમની સરખામણીમાં તમે ગમે તેટલાં કમજોર અને વિવશ હોવ, પરંતુ તમારે વિશ્વાસ રાખવો જોઈએ કે જે અલ્લાહના દીનને વિજય



અપાવવા તમે કામ કરી રહ્યાં છો, તેની શક્તિ બીજી બધી શક્તિઓ ઉપર ભારે છે. આથી જે ભયાનક અને મોટી-મોટી ધમકીઓ આ લોકો તમને આપી શકતા હોય તેના સામે માત્ર અલ્લાહનું શરણ માગો અને પછી તદ્દન નિર્ભય બનીને પોતાના કામે લાગી જાઓ. આમ અલ્લાહના ભરોસે જોખમોની પરવા કર્યા વિના કામ કરશો તો છેવટે તેની મદદ તમને પ્રાપ્ત થઈને રહેશે અને આજના ફિરઔનો પણ તે જ જોઈ લેશે જે ગઈ કાલના ફિરઔનો જોઈ ચૂક્યા છે.

(૩) આ બે જૂથો ઉપરાંત એક ત્રીજું જૂથ પણ સમાજમાં હતું, અને તે એ લોકોનું જૂથ હતું જે મનમાં સમજી ગયા હતા કે સત્ય હઝરત મુહમ્મદ (સલ્લ.)ના જ સાથે છે. પરંતુ આ જાણવા છતાં તેઓ ચુપચાપ સત્ય અને અસત્યના સંઘર્ષનો તમાશો જોઈ રહ્યા હતાં. અલ્લાહે આ પ્રસંગે એમના અંતરાત્માને ઢંઢોળ્યો છે અને એમને બતાવ્યું છે કે જ્યારે સત્યના દુશ્મનો તમારી આંખો સામે જાહેરમાં આવું મોટું અત્યાચારી પગલું ભરવા તૈયાર થઈ ગયા છે તો છટ્ છે તમારા ઉપર, જો હજુ પણ તમે બેઠાં-બેઠાં તમાશો જ જોતા રહો. આ સ્થિતિમાં જે વ્યક્તિનો અંતરાત્મા તદ્દન મરી ચૂક્યો ન હોય, તેણે તો ઊઠીને તે કર્તવ્ય પૂરૂં કરવું જોઈએ જે ફિરઔનના દરબારમાં તેનાં પોતાના દરબારીઓમાંથી એક સાચા માણસે તે વખતે અદા કર્યું હતું જ્યારે ફિરઔન હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવા તત્પર બની ગયો હતો.

રહી તે ઝઘડાની વાત જે કાફિરોએ સત્યને હરાવવા માટે મક્કામાં રાત-દિવસ ચલાવી રાખી હતી, તેના જવાબમાં એક તરફ દલીલોથી તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની તે ધારણાઓ સત્ય સાબિત કરવામાં આવી છે, જે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને કાફિરો વચ્ચે ઝઘડાનું મૂળ હતી. બીજી તરફ તે મૂળ ચાલકબળો જાહેર કરી દેવામાં આવ્યા છે જેના આધારે કુરૈશ સરદારો આટલા બધા જોશ સાથે નબી (સલ્લ.) વિરૂદ્ધ મોરચો જમાવી બેઠા હતાં. હકીકતમાં તેમના માટે આ માત્ર સત્તાની લડાઈ હતી. આયત-૫૬માં આ વાત સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવી છે કે તમારા ઈન્કારનું મૂળ કારણ તે ઘમંડ છે જે તમારા હૃદયોમાં છે. તમે સમજો છો કે જો લોકો હઝરત મુહમ્મદ (સલ્લ.)ની નબૂવ્વતનો સ્વીકાર કરી લેશે તો તમારી મોટાઈ ટકી શકશે નહીં. આ જ કારણે તમે તેને હરાવવા માટે શક્ય દરેક પ્રયત્ન કરી રહ્યાં છો.

આના જ અનુસંધાનમાં કાફિરોને સતત ચેતવણીઓ આપવામાં આવી છે કે જો અલ્લાહની આયતો સામે ઝઘડો કરતાં અટકશો નહીં તો તે જ પરિણામો ભોગવશો, જે પુરોગામી કોમો ભોગવી ચૂકી છે અને આના કરતાં ખરાબ પરિણામ તમારા માટે આખિરતમાં નક્કી છે, ત્યારે તમે પસ્તાશો, પણ ત્યારે પસ્તાવો કરવો તમારા માટે તદ્દન ફાયદાકારક નહીં નીવડે.

# (૪૦) સૂરઃ અલ-મુ'મિન

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૯ ● આયતો : ૮૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હા-મીમ !

૨. આ ગ્રંથનું અવતરણ અલ્લાહ તરફથી થયું છે જે પ્રભુત્વશાળી છે, બધું જ જાણવાવાળો છે,

૩. ગુના માફ કરવાવાળો અને તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) સ્વીકારવાવાળો છે, કઠોર સજા આપવાવાળો અને મોટો ઉદાર છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેના જ તરફ સૌને પાછા ફરવાનું છે.

૪. અલ્લાહની આયતોમાં ઝઘડો કરતા નથી, પરંતુ માત્ર તે લોકો જેમણે ઈન્કાર (કુફ્ર) કર્યો છે. આ પછી દુનિયાના દેશોમાં તેમની ચાલાકીભરી પ્રવૃત્તિઓ તમને ધોખામાં ન નાખે.

૫. આમના પહેલાં નૂહની કોમ પણ ખોટું ઠેરવી ચૂકી છે, અને તેના પછી ઘણાં જૂથોએ પણ આ કામ કર્યું છે. દરેક કોમે પોતાના રસૂલ (સંદેશવાહક) ઉપર હુમલો કર્યો, જેથી તેને કેદ પકડે. તેમણે બધાએ અસત્યના હથિયારો વડે સત્યને નીચું દેખાડવાનો પ્રયાસ કર્યો, પણ છેવટે મેં તેમને પકડી લીધા, પછી જોઈ લો કે મારી સજા કેવી કઠોર હતી.

૬. આવી જ રીતે તારા રબનો આ ફેંસલો પણ તે સૌ લોકો ઉપર લાગુ થઈ ચૂક્યો છે જેમણે કુફ્ર કર્યું છે કે તેઓ જહન્નમ (નર્ક)માં દાખલ થવાના છે.

૭. અલ્લાહનું સિંહાસન ઉપાડનારના ફરિશ્તાઓ, અને તેઓ જે સિંહાસનની ચોતરફ હાજર રહે છે, સૌ પોતાના રબની પ્રશંસાની સાથે તેની તસ્બીહ (ગુણગાન) કરી રહ્યા છે. તેઓ તેના ઉપર ઈમાન ધરાવે છે અને ઈમાન લાવનારાઓ માટે માફીની દુઆ કરે છે. તેઓ કહે છે, ''હે અમારા રબ ! તું પોતાની દયા અને પોતાના જ્ઞાન સાથે પ્રત્યેક વસ્તુ ઉપર છવાયેલો છે, તો ક્ષમા કરી દે અને નર્કની યાતનાથી બચાવી લે, તે લોકોને જેમણે તૌબા (પશ્ચાતાપ) કરી છે અને તારો માર્ગ અપનાવી લીધો છે.

૮. હે અમારા રબ ! અને દાખલ કર તેમને સદૈવ રહેનારી તે જન્નતોમાં જેનો તેં તેમના સાથે વાયદો કર્યો છે, અને તેમના માતા-પિતા અને પત્નીઓ અને સંતાનમાંથી જેઓ સદાચારી હોય (તેમને પણ ત્યાં તેમના સાથે જ પહોંચાડી દે). તું નિઃસંદેહ સર્વ શક્તિમાન અને તત્ત્વદર્શી છે.

૯. અને બચાવી લે તેમને બૂરાઈઓથી. જેને તેં કયામત (પુનરુજ્જીવન)ના દિવસે બૂરાઈઓથી બચાવી લીધો તેના ઉપર તેં મોટી દયા કરી, આ જ મહાન સફળતા છે.'' (રુકૂઅ-૧)

૧૦. જે લોકોએ કુફ્ર કર્યું છે, કયામતના દિવસે તેમને પોકારીને કહેવામાં આવશે,



''આજે તમને જેટલો સખત ગુસ્સો પોતાના ઉપર આવે છે, અલ્લાહ તમારા ઉપર તેનાથી વધુ ક્રોધિત તે વખતે થતો હતો જ્યારે તમને ઈમાન તરફ બોલાવવામાં આવતા હતા અને તમે ઈન્કાર કરતા હતા.''

૧૧. તેઓ કહેશે, ''હે અમારા રબ ! તેં હકીકતમાં અમને બે વખત મૃત્યુ અને બે વખત જીવન આપી દીધું, હવે અમે પોતાના ગુનાઓનો સ્વીકાર કરીએ છીએ, શું હવે અહીંથી નીકળવાનો પણ કોઈ માર્ગ છે ?''

૧૨. (જવાબ મળશે) ''આ સ્થિતિ જેમાં તમે ગ્રસ્ત છો, તે કારણે છે કે જ્યારે એક અલ્લાહ તરફ બોલાવવામાં આવતા હતા તો તમે માનવાનો ઈન્કાર કરી દેતા હતા અને જ્યારે તેના સાથે બીજાઓને ભેળવવામાં આવતા તો તમે માની લેતા હતા. હવે ફેંસલો અલ્લાહ, મહાન અને સર્વોચ્ચના હાથમાં છે.''

૧૩. તે જ છે જે તમને પોતાની નિશાનીઓ દેખાડે છે અને આકાશમાંથી તમારા માટે રોજી ઉતારે છે, પરંતુ (આ નિશાનીઓના નિરીક્ષણથી) શિક્ષા તે જ વ્યક્તિ ગ્રહણ કરે છે જે અલ્લાહ તરફ વળનાર હોય.

૧૪. (તો હે અલ્લાહ તરફ વળનારાઓ !) અલ્લાહને જ પોકારો, પોતાના દીન (ધર્મ)ને તેના માટે વિશિષ્ટ બનાવીને, ચાહે તમારું આ કૃત્ય કાફિરો (અધર્મીઓ)ને ગમે તેટલું અપ્રિય હોય.

૧૫. તે ઉચ્ચ દરજ્જાઓવાળો, અર્શ (સિંહાસન)નો માલિક છે. પોતાના બંદાઓમાંથી જેના ઉપર ઇચ્છે છે પોતાની આજ્ઞાથી રૂહ અવતરિત કરી દે છે જેથી તે મુલાકાતના દિવસથી સાવધાન કરી દે.

૧૬. તે દિવસે જ્યારે તમામ લોકો ખુલ્લી રીતે સામે હશે, અલ્લાહથી તેમની કોઈ વાત પણ છૂપી નહીં હોય. (તે દિવસે પોકારીને પૂછવામાં આવશે) આજે રાજ્ય કોનું છે? (આખી સૃષ્ટિ પોકારી ઊઠશે) અલ્લાહ, એકલા અને પ્રભુત્વશાળીનું.

૧૭. (કહેવામાં આવશે) આજે દરેક જીવધારીને તેની કમાણીનું વળતર ચૂકવવામાં આવશે જે તેણે કરી હતી, આજે કોઈના ઉપર કોઈ અત્યાચાર નહીં થાય અને અલ્લાહ હિસાબ લેવામાં ઘણો ઝડપી છે.

૧૮. હે નબી ! ડરાવી દો આ લોકોને, તે દિવસથી જે નિકટ આવી પહોંચ્યો છે. જ્યારે કાળજાં બહાર આવી રહ્યા હશે અને લોકો ચુપચાપ દુઃખના ઘૂંટડા પી રહ્યા હશે. અત્યાચારીઓનો ન કોઈ આત્મીય મિત્ર હશે અને ન કોઈ ભલામણ કરનાર જેની વાત માનવામાં આવે.

૧૯. અલ્લાહ નજરોની ચોરી સુદ્ધાંથી વાકેફ છે અને તે રહસ્યો પણ જાણે છે જે તેમના હૃદયોએ છૂપાવી રાખ્યા છે.

૨૦. અને અલ્લાહ સત્યપૂર્વક નિષ્પક્ષ ફેંસલો કરશે. હવે તેઓ જેમને (આ બહુદેવવાદીઓ) અલ્લાહને છોડીને પોકારે છે, કોઈ વસ્તુનો પણ ફેંસલો કરવાના નથી. નિઃસંદેહ અલ્લાહ જ બધું જ સાંભળનાર અને જોનાર છે. (રુકૂઅ-૨)

૨૧. શું આ લોકો ક્યારેય ધરતીમાં હર્યા-ફર્યા નથી કે આ લોકોને તેમનો અંજામ

દેખાયો હોત જેઓ આમની પહેલાં થઈ ચૂક્યા છે ? તેઓ આમનાથી વધુ શક્તિશાળી હતા અને આમનાથી વધુ પ્રબળ નિશાનીઓ ધરતીમાં મૂકી ગયા છે. પરંતુ અલ્લાહે તેમને તેમના ગુનાઓ માટે ઝડપી લીધા અને તેમને અલ્લાહથી બચાવનાર કોઈ ન હતું.

૨૨. આવો અંજામ તેમનો એટલા માટે આવ્યો કે તેમના પાસે તેમના પયગંબરો પ્રત્યક્ષ પ્રમાણો લઈને આવ્યા અને તેમણે માનવાનો ઇન્કાર કરી દીધો. છેવટે અલ્લાહે તેમને ઝડપી લીધા. નિશ્ચિતપણે તે ખૂબ શક્તિશાળી અને સજા આપવામાં ખૂબ કઠોર છે.

૨૩. અમે મૂસાને પોતાની નિશાનીઓ અને નિમણુકની સ્પષ્ટ સનંદ સાથે મોકલ્યો

૨૪. ફિરઔન અને હામાન અને કારૂન તરફ, પરંતુ તેમણે કહ્યું, ''જાદુગર છે, જૂઠો છે.''

૨૫. પછી જયારે તે અમારા પાસેથી સત્ય તેમના સામે લઈ આવ્યો તો તેમણે કહ્યું, ''જેઓ ઈમાન લાવીને આની સાથે સામેલ થયા છે તે બધાના પુત્રોને કતલ કરી દો અને પુત્રીઓને જીવતી રહેવા દો.'' પરંતુ કાફિરો (અધર્મીઓ)ની ચાલ નિષ્ફળ જ ગઈ.

૨૬. એક દિવસે ફિરઔને પોતાના દરબારીઓને કહ્યું, ''છોડી દો મને, હું આ મૂસાને કતલ કરી દઉં છું, અને પોકારી જુએ આ પોતાના રબ (પ્રભુ)ને. મને આશંકા છે કે આ તમારો ધર્મ બદલી નાખશે, અથવા દેશમાં બગાડ પેદા કરી દશે.''

૨૭. મૂસાએ કહ્યું, ''મેં તો દરેક તે અહંકારીથી જે હિસાબના દિવસ ઉપર ઈમાન ધરાવતો નથી પોતાના રબ અને તમારા રબનું શરણ મેળવી લીધું છે.'' (રુકૂઅ-૩)

૨૮. આ પ્રસંગે ફિરઔનના લોકોમાંથી એક ઈમાન ધરાવનાર વ્યક્તિ જે પોતાનું ઈમાન છૂપાવી રહ્યો હતો, બોલી ઊઠ્યો, ''શું તમે એક માણસને માત્ર એટલા માટે જ કતલ કરી દેશો કે તે કહે છે કે મારો રબ (માલિક અને પાલનહાર) અલ્લાહ છે ? જો કે તે તમારા રબ તરફથી તમારા પાસે પ્રત્યક્ષ પ્રમાણો લઈ આવ્યો. જો તે જૂઠો છે તો તેનું જૂઠ સ્વયં તેના ઉપર પાછું આવશે. પરંતુ જો તે સાચો છે તો જે ભયંકર પરિણામોથી તે તમને ડરાવે છે તેમાંથી કેટલાક તો તમારા ઉપર ચોક્કસ આવી જશે. અલ્લાહ એવા કોઈ માણસને માર્ગદર્શન નથી આપતો જે મર્યાદાઓનો ઉલ્લંઘન કરનારો અને મોટો જૂઠો હોય.

૨૯. હે મારી કોમના લોકો ! આજે તમને સત્તા પ્રાપ્ત છે અને ધરતીમાં તમે પ્રભુત્વશાળી છો, પરંતુ જો અલ્લાહની યાતના આપણા ઉપર આવી ગઈ તો પછી કોણ છે જે આપણી મદદ કરી શકશે ?'' ફિરઔને કહ્યું,



''હું તો તમને તે જ અભિપ્રાય આપી રહ્યો છું જે મને યોગ્ય દેખાય છે અને હું તમને તે જ માર્ગ તરફ તમારી દોરવણી કરું છું જે સારો છે.''

૩૦. તે માણસ જે ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું, ''હે મારી કોમના લોકો ! મને ભય છે કે ક્યાંક તમારા ઉપર પણ તે દિવસ ન આવી જાય જે આ પહેલાં ઘણા જૂથો ઉપર આવી ચૂક્યો છે,

૩૧. જેવો દિવસ નૂહની કોમ અને આદ અને સમૂદ અને એમના પછીની કોમો ઉપર આવ્યો હતો, અને એ સત્ય છે કે અલ્લાહ પોતાના બંદાઓ ઉપર અત્યાચારનો કોઈ ઇરાદો ધરાવતો નથી.

૩૨. હે કોમ ! મને ડર છે કે ક્યાંક તમારા ઉપર ફરિયાદ અને આર્તનાદ કરવાનો દિવસ ન આવી જાય જ્યારે તમે એક-બીજાને પોકારશો

૩૩. અને ભાગ્યા-ભાગ્યા ફરશો, પરંતુ તે વખતે અલ્લાહથી બચાવનાર કોઈ નહીં હોય. સત્ય એ છે કે જેને અલ્લાહ પથભ્રષ્ટ કરી દે તેને પછી કોઈ રસ્તો બતાવનાર નથી હોતો.

૩૪. આના પહેલાં યૂસુફ તમારા પાસે સ્પષ્ટ પ્રમાણો લઈને આવ્યા હતા પરંતુ તમે તેમની લાવેલી શિક્ષા અંગે શંકામાં જ રહ્યા. પછી જ્યારે તેમનું અવસાન થઈ ગયું તો તમે કહ્યુ કે હવે તેમના પછી અલ્લાહ કોઈ રસૂલ (સંદેશવાહક) કદાપિ નહીં મોકલે.'' — આવી જ રીતે અલ્લાહ તે સૌ લોકોને ભટકાવી મૂકે છે જેઓ હદથી વધી જનારા અને શંકાશીલ હોય છે.

૩૫. અને અલ્લાહની આયતોમાં ઝઘડા કરે છે, તેના વગર કે તેમના પાસે કોઈ સનંદ કે દલીલ આવી હોય. આ વર્તણૂક અલ્લાહ અને ઈમાન લાવનારાઓ નજીક ખૂબ જ ધૃણાપાત્ર છે. આવી જ રીતે અલ્લાહ પ્રત્યેક અભિમાની અને અત્યાચારીના હૃદય ઉપર મહોર મારી દે છે.

૩૬. ફિરઔને કહ્યુ, ''હે હામાન ! મારા માટે એક ઊંચી ઈમારત બનાવ જેથી હું રસ્તાઓ સુધી પહોંચી શકું,

૩૭. આકાશોના રસ્તાઓ સુધી, અને મૂસાના ખુદાને ઝાંખીને જોઉં. મને તો આ મૂસા જૂઠો જ લાગે છે.'' — આમ ફિરઔન માટે તેના દુષ્કૃત્યો શોભાસ્પદ બનાવી દેવામાં આવ્યા અને તેને સીધા માર્ગથી રોકી દેવામાં આવ્યો. ફિરઔનની આખી ચાલબાજી (તેના પોતાના) વિનાશના માર્ગમાં જ વપરાઈ. (રુકૂઅ-૪)

૩૮. તે વ્યક્તિ જે ઈમાન લાવ્યો હતો, બોલ્યો, ''હે મારી કોમના લોકો ! મારી વાત માનો, હું તમને સાચો માર્ગ બતાવું છું.

૩૯. હે કોમ ! આલોક (દુનિયા)નું જીવન તો થોડા દિવસનું છે, હંમેશાં રહેઠાણની જગ્યા તો આખિરત (પરલોક) છે.

૪૦. જે બૂરાઈ કરશે, તેને તેટલો જ બદલો મળશે જેટલી બૂરાઈ તેણે કરી હશે અને જે સદ્કાર્ય કરશે, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી, શરત એ કે હોય તે ઈમાનવાળા, તો આવા સૌ લોકો જન્નત (સ્વર્ગ)માં દાખલ થશે, જ્યાં તેમને બેહિસાબ રોજી આપવામાં આવશે.

૪૧. હે કોમ ! છેવટે આ શું મામલો છે કે હું તો તમને મુક્તિ તરફ બોલાવું છું અને તમે મને આગ તરફ આમંત્રણ આપો છો !

૪૨. તમે મને એ વાતનું આમંત્રણ આપો છો કે હું અલ્લાહથી કુફ્ર કરૂં અને તેના સાથે તે હસ્તીઓને ભાગીદાર ઠેરવું જેમને હું જાણતો નથી, જો કે હું તમને તે પ્રભુત્વશાળી ક્ષમાશીલ અલ્લાહ તરફ બોલાવી રહ્યો છું.

૪૩. નહીં, સત્ય આ છે અને આનાથી વિપરીત નથી હોઈ શકતું કે જેમના તરફ તમે મને બોલાવી રહ્યાં છો તેમના માટે ન દુનિયા (આલોક)માં કોઈ આમંત્રણ છે અને ન આખિરત (પરલોક)માં, અને આપણે સૌને પાછા ફરવાનું તો અલ્લાહ તરફ જ છે, અને હદથી વધી જનારાઓ આગમાં જવાવાળા છે.

૪૪. આજે જે કંઈ હું કહી રહ્યો છું, નજીકમાં જ તે સમય આવશે જ્યારે તમે તેને યાદ કરશો, અને પોતાનો મામલો હું અલ્લાહને સુપ્રત કરૂં છું, તે પોતાના બંદાઓની દેખરેખ રાખનાર છે.''

૪૫. છેવટે તે લોકોએ જે ખરાબમાં ખરાબ ચાલબાજીઓ, તે ઈમાનવાળા વ્યક્તિ વિરૂદ્ધ ચાલી, અલ્લાહે તે બધાથી તેને બચાવી લીધો, અને ફિરઔનના સાથીઓ પોતે જ સૌથી ખરાબ યાતનાના ચક્કરમાં આવી ગયા.

૪૬. દોજખ (નર્ક)ની આગ છે, જેના સામે તેમને સવારે અને સાંજે રજૂ કરવામાં આવે છે, અને જ્યારે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી આવી જશે ત્યારે આદેશ થશે કે ફિરઔનના લોકોને અત્યંત કઠોર યાતનામાં દાખલ કરો.

૪૭. પછી થોડો વિચાર કરો તે સમયનો જ્યારે આ લોકો દોજખમાં એક-બીજા સાથે ઝઘડી રહ્યા હશે. દુનિયામાં જેઓ કમજોર હતા તેઓ મોટા બનનારાઓને કહેશે, ''અમે તમારા આધીન હતા, હવે શું અહીં તમે જહન્નમની આગની પીડાના અમુક ભાગથી અમને બચાવી લેશો ?''

૪૮. તે મોટા બનનારાઓ જવાબ આપશે, ''આપણે સૌ અહીં એક સ્થિતિમાં છીએ, અને અલ્લાહ બંદાઓ વચ્ચે ફેંસલો કરી ચૂક્યો છે.''



૪૯. પછી આ દોજખમાં પડેલા લોકો જહન્નમના કાર્યકર્તાઓને કહેશે, ''પોતાના માલિકથી પ્રાર્થના કરો કે અમારી સજામાં માત્ર એક દિવસનો ઘટાડો કરી દે.''

૫૦. તેઓ પૂછશે, ''શું તમારા પાસે રસૂલો (ઈશદૂતો) સ્પષ્ટ નિશાનીઓ લઈને નહોતા આવતા રહેતા ?'' તેઓ કહેશે, ''હા.'' જહન્નમના કાર્યકર્તાઓ કહેશે, ''પછી તો તમે જ પ્રાર્થના કરો, અને કાફિરો (અધર્મીઓ)ની પ્રાર્થના તો નિરર્થક જ જવાની છે.'' (રુકૂઅ-૫)

૫૧. વિશ્વાસ રાખો કે અમે પોતાના રસૂલો (ઈશદૂતો) અને ઈમાન લાવનારાઓની મદદ આ દુનિયાના જીવનમાં પણ જરૂર કરીએ છીએ, અને તે દિવસે પણ કરીશું જ્યારે સાક્ષીઓ ઊભા થશે,

૫૨. જ્યારે અત્યાચારીઓને તેમનું માફી-હેતુ સફાઈ રજૂ કરવું કોઈ ફાયદો નહીં આપે અને તેમના ઉપર ફિટકાર પડશે અને સૌથી ખરાબ ઠેકાણું તેમના હિસ્સામાં આવશે.

૫૩. છેવટે જોઈ લો કે મૂસાનું અમે માર્ગદર્શન કર્યું અને ઈસરાઈલની સંતાનને તે ગ્રંથના ઉત્તરાધિકારી બનાવી દીધા

૫૪. જે બુદ્ધિશાળી લોકો માટે માર્ગદર્શન અને શિખામણ હતો.

૫૫. તો હે પયગંબર ! ધીરજ રાખો, અલ્લાહનો વાયદો તદ્દન સાચો છે, પોતાના કસૂરની માફી માગો.'' અને સવાર-સાંજ પોતાના રબની પ્રશંસાની સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરતા રહો.

૫૬. વાસ્તવિકતા એ છે કે જે લોકો કોઈ સનંદ કે દલીલ વિના, જે તેમના પાસે આવી હોય, અલ્લાહની આયતોમાં ઝઘડી રહ્યા છે તેમના હૃદયોમાં અહંકાર ભરેલો છે, પરંતુ તેઓ તે મોટાઈ સુધી પહોંચવાના નથી જેનું તેઓ ઘમંડ રાખે છે. કેવળ અલ્લાહનું શરણ માગી લો, તે બધું જ જુએ અને સાંભળે છે.

૫૭. આકાશો અને ધરતીનું પેદા કરવું મનુષ્યને પેદા કરવાની સરખામણીમાં ચોક્કસ વધારે મોટું કામ છે, પરંતુ મોટા ભાગના લોકો જાણતા નથી.

૫૮. અને તે થઈ શકતું નથી કે આંધળો અને આંખોવાળો સરખા થઈ જાય અને ન ઈમાનદાર સદાચારી તથા દુરાચારી સરખા ઠરે. પરંતુ તમે લોકો ભાગ્યે જ કંઈ સમજો છો.

૫૯. નિશ્ચિતપણે કયામત (પુનરુજ્જીવન)ની ઘડી આવવાની છે, તેના આવવામાં કોઈ શંકા નથી, પરંતુ ઘણાંખરા લોકો નથી માનતા.

૬૦. તમારો રબ (પ્રભુ) કહે છે, ''મને પોકારો, હું તમારી દુઆઓ (પ્રાર્થનાઓ) કબૂલ કરીશ, જેઓ અભિમાનમાં આવીને મારી

બંદગીથી મોઢું ફેરવે છે, ચોક્કસ તેઓ અપમાનિત અને વ્યાધિગ્રસ્ત થઈને જહન્નમ (નર્ક)માં દાખલ થશે.

૬૧. તે અલ્લાહ તો છે જેણે તમારા માટે રાત બનાવી જેથી તમે તેમાં શાંતિ પ્રાપ્ત કરો અને દિવસને પ્રકાશિત કર્યો. હકીકત એ છે કે અલ્લાહ લોકો ઉપર મોટો કૃપાળુ છે, પરંતુ ઘણાંખરા લોકો કૃતજ્ઞ બનતા નથી.

૬૨. તે જ અલ્લાહ (જેણે તમારા માટે આ સઘળું કર્યું છે) તમારો માલિક અને પાલનહાર છે. દરેક વસ્તુનો સૃષ્ટા. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. પછી તમે ક્યાંથી બહેકાવવામાં આવી રહ્યા છો ?

૬૩. આવી જ રીતે તે તમામ લોકો બહેકાવવામાં આવતા રહ્યા છે જેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા હતા.

૬૪. તે અલ્લાહ તો છે જેણે તમારા માટે ધરતીને રોકાવાની જગ્યા બનાવી અને ઉપર આકાશનો ગુંબજ બનાવી દીધો, જેણે તમારૂં રૂપ બનાવ્યું અને ઘણું ઉત્તમ બનાવ્યું. જેણે તમને સારી-શુદ્ધ વસ્તુઓની રોજી આપી. તે જ અલ્લાહ (જેના આ કામો છે) તમારો રબ છે. બેહિસાબ બરકતોવાળો છે તે સૃષ્ટિનો માલિક અને પાલનહાર !

૬૫. તે જ જીવંત છે. તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તેને જ તમે પોકારો પોતાના દીન (ધર્મ)ને તેના જ માટે વિશિષ્ટ બનાવીને. તમામ પ્રશંસા સર્વ દુનિયાઓના માલિક અલ્લાહ માટે જ છે.

૬૬. હે પયગંબર ! આ લોકોને કહી દો કે મને તો તે હસ્તીઓની ઉપાસના કરવાની મનાઈ કરવામાં આવી છે જેમને તમે અલ્લાહને છોડીને પોકારો છો. (હું આ કામ કેવી રીતે કરી શકું) જ્યારે કે મારા પાસે મારા રબ (પ્રભુ) તરફથી સ્પષ્ટ નિશાનીઓ આવી ચૂકી છે. મને આદેશ આપવામાં આવ્યો છે કે હું દુનિયાઓના માલિક અને પાલનહાર સામે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દઉં.

૬૭. તે જ તો છે જેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી વીર્ય-બિંદુમાંથી, પછી લોહીના લોચામાંથી, પછી તે તમને બાળકના રૂપમાં કાઢે છે, પછી તમને વિકસાવે છે જેથી તમે પોતાની પૂર્ણ શક્તિએ (પ્રૌઢાવસ્થાએ) પહોંચી જાઓ, પછી વધુ વિકસાવે છે જેથી તમે વૃદ્ધાવસ્થાએ પહોંચો અને તમારામાંથી કોઈ પહેલાં જ પાછો બોલાવી લેવાય છે. આ બધું એટલા માટે કરવામાં આવે છે જેથી તમે પોતાના ઠરાવેલા સમય સુધી પહોંચી જાઓ, અને એટલા માટે કે તમે હકીકતને સમજો.

૬૮. તે જ છે જીવન પ્રદાન કરનાર, અને તે જ મૃત્યુ આપવાનો છે. તે જે વાતનો પણ ફેંસલો કરે છે, કેવળ એક આજ્ઞા આપે છે કે 'થઈ જા' અને તે થઈ જાય છે. (રુકૂઅ-૭)

૬૯. તમે જોયા તે લોકોને જેઓ અલ્લાહની આયતોમાં ઝઘડા કરે છે, તેઓ



ક્યાંથી ફેરવવામાં આવી રહ્યા છે ?

૭૦. આ લોકો જેઓ આ ગ્રંથને અને તે બધા ગ્રંથોને ખોટાં ઠેરવે છે જે અમે પોતાના રસૂલો (ઈશદૂતો)ની સાથે મોકલ્યા હતા, ટૂંકમાં જ આમને જણાઈ જશે

૭૧. જ્યારે તોક એમના ગળાઓમાં હશે, અને સાંકળો, જેમના વડે બાંધીને ખેંચવામાં આવશે

૭૨. તેમને ઊકળતા પાણી તરફ અને પછી દોજખ (નર્ક)ની આગમાં ઝોંકી દેવામાં આવશે.

૭૩. પછી એમને પૂછવામાં આવશે, ''હવે ક્યાં છે અલ્લાહ સિવાયના તે બીજા ઉપાસ્યો જેમને તમે ભાગીદાર બનાવતા હતા ?''

૭૪. તેઓ જવાબ આપશે, ''બધા છોડી ગયા અમને, બલ્કે અમે આ પહેલાં કોઈ વસ્તુને પોકારતા ન હતા.'' આવી રીતે અલ્લાહ કાફિરો (ઈન્કાર કરનારાઓ)ના પથભ્રષ્ટ હોવાને પ્રમાણિત કરી દેશે.

૭૫. તેમને કહેવામાં આવશે, ''આ તમારૂં પરિણામ એટલા માટે આવ્યું કે તમે ધરતી ઉપર અસત્યમાં મગ્ન હતા અને વધુમાં તેના ઉપર મિથ્યાભિમાન કરતા હતા.

૭૬. હવે જાઓ, જહન્નમ (નર્ક)ના દરવાજાઓમાં દાખલ થઈ જાઓ, તમારે સદૈવ ત્યાં જ રહેવાનું છે, ઘણું જ ખરાબ ઠેકાણું છે અહંકારીઓનું.''

૭૭. તો હે પયગંબર ! ધીરજ રાખો, અલ્લાહનો વાયદો તદ્દન સાચો છે. હવે ચાહે અમે તમારા સામે જ આમને તે ખરાબ પરિણામોનો કોઈ ભાગ દેખાડી દઈએ જેનાથી અમે આમને ડરાવી રહ્યા છીએ, અથવા (તે પહેલાં) તમને દુનિયામાંથી ઉઠાવી લઈએ, આમને પાછા તો અમારા જ તરફ આવવાનું છે.

૭૮. હે પયગંબર ! તમારા પહેલાં અમે ઘણાં રસૂલો (ઈશદૂતો) મોકલી ચૂક્યા છીએ જેમાંથી કેટલાકના અહેવાલ અમે તમને બતાવ્યા છે અને કેટલાકના નથી બતાવ્યા. કોઈ રસૂલની પણ એ શક્તિ ન હતી કે અલ્લાહની અનુમતિ વિના સ્વયં કોઈ નિશાની લઈ આવતો. પછી જ્યારે અલ્લાહનો આદેશ આવી ગયો તો સત્યપૂર્વક ફેંસલો કરી દેવામાં આવ્યો અને ત્યારે દુષ્કર્મી લોકો નુકસાનમાં પડી ગયા. (રુકૂઅ-૮)

૭૯. અલ્લાહે જ તમારા માટે આ પશુ બનાવ્યા છે જેથી આમાંથી કોઈના ઉપર તમે સવારી કરો અને કોઈનું માંસ ખાઓ.

૮૦. તેમના અંદર તમારા માટે બીજા પણ અનેક ફાયદાઓ છે. તેઓ એ કામમાં પણ આવે છે કે તમારા મનમાં જ્યાં જવાની જરૂર હોય ત્યાં તમે તેમના ઉપર બેસીને પહોંચી શકો. તેમના ઉપર પણ અને નૌકાઓમાં પણ તમે સવાર કરવામાં આવો છો.

૮૧. અલ્લાહ પોતાની આ નિશાનીઓ તમને દેખાડી રહ્યો છે, છેવટે તમે તેની કઈ-કઈ નિશાનીઓનો ઈન્કાર કરશો.

૮૨. પછી શું આ લોકો ધરતીમાં હર્યા-ફર્યા નથી કે આમને તે લોકોનો અંજામ દેખાતો જેઓ આમના પહેલાં થઈ ગયા છે ? તેઓ સંખ્યામાં આમના કરતાં અધિક હતા, આમના કરતાં અધિક શક્તિશાળી હતા, અને ધરતી ઉપર આમના કરતાં વધુ ભવ્ય અવશેષો છોડી ગયા છે. જે કંઈ કમાણી તેમણે કરી હતી, તે છેવટે તેમના શું કામમાં આવી ?

૮૩. જ્યારે તેમના રસૂલ (સંદેશવાહક) તેમના પાસે સ્પષ્ટ પ્રમાણો લઈને આવ્યા તો તેઓ તે જ જ્ઞાનમાં મગ્ન રહ્યા જે સ્વયં તેમના પાસે હતું અને પછી તે જ વસ્તુના ચક્કરમાં આવી ગયા જેની તેઓ ઠેકડી ઉડાવતા હતા.

૮૪. જ્યારે તેમણે અમારી યાતના જોઈ લીધી તો પોકારી ઉઠ્યા કે અમે માની લીધો અલ્લાહને, જે એક છે, જેનો કોઈ ભાગીદાર નથી, અને અમે ઈન્કાર કરીએ છીએ તે સૌ ઉપાસ્યોનો જેમને અમે તેના ભાગીદાર ઠેરવતા હતા.

૮૫. પરંતુ અમારી યાતના જોઈ લીધા પછી તેમનું ઈમાન લાવવું તેમના માટે સહેજ પણ લાભદાયક થઈ શકતું ન હતું, કેમ કે આ જ અલ્લાહે નિર્ધારિત કરેલી પ્રણાલી છે જે હંમેશા તેના બંદાઓમાં જારી રહી છે, અને તે વખતે કાફિરો (ઈન્કાર કરનારાઓ) નુકસાનમાં પડી ગયા. (રુકૂઅ-૯)



# (૪૧) હા-મીમ-અસ્‌સજદહ

**નામ :**

આ સૂરઃનું નામ બે શબ્દોનું બનેલું છે : એક 'હામીમ' અને બીજો 'અસ્‌-સજ્દહ'. અર્થાત્ તે સૂરઃ જેનો આરંભ 'હા-મીમ'થી થાય છે અને જેમાં એક સ્થળે 'સજ્દહ'ની આયત આવી છે.

**ઉતરાણકાળ :**

આધારભૂત કથનો ઉપરથી આનું ઉતરાણ હઝરત હમ્ઝહ (રદિ.)ના ઈમાન લાવ્યા પછી અને હઝરત ઉમર (રદિ.)ના ઈમાન લાવ્યા પહેલાંનું છે. પ્રખ્યાત તાબઈ મુહમ્મદ બિન કઅબ અલકુર્ઝીના હવાલાથી આ બનાવ નોંધ્યો છે કે એક વખત કુરૈશના કેટલાક સરદારો મસ્જિદે હરામ (પ્રતિષ્ઠિત મસ્જિદ કા'બા)માં મહેફીલ જમાવીને બેઠા હતા અને મસ્જિદના એક બીજા ખૂણામાં અલ્લાહના પયગંબર (સલ્લ.) એકલા બેઠા હતા. આ પ્રસંગે ઉત્બહ બિન રબીઅહે કુરૈશ સરદારોને કહ્યું, સાથીઓ ! જો તમને ગમે તો હું જઈને મુહમ્મદ (સલ્લ.) સાથે વાત કરું અને તેમના સામે થોડી દરખાસ્તો મૂકું. હાજર રહેલા સૌએ આ અંગે સહમતિ દર્શાવી અને ઉત્બહ ઊઠીને નબી (સલ્લ.) પાસે જઈ બેઠો. તેણે કહ્યું, "ભત્રીજા ! આ જે કામ તમે શરૂ કર્યું છે, એનાથી તમારો આશય ધન મેળવવાનો હોય તો અમે બધાં મળી તમને એટલું આપીએ કે તમે અમારામાં સૌથી માલદાર થઈ જાઓ. જો આના વડે પોતાની મોટાઈ ચાહતા હોવ તો અમે તમને પોતાના સરદાર બનાવી લઈએ, કોઈ પણ બાબતનો નિર્ણય તમારા વિના નહીં લઈએ. જો બાદશાહી ચાહતા હોવ તો અમે તમને પોતાનો બાદશાહ બનાવી લઈએ, અને જો તમને કોઈ જિન્નાત વળગ્યું હોય તો અમે પોતાના ખર્ચે તમારો ઈલાજ કરાવીએ." ઉત્બહ આ વાતો કહેતો રહ્યો અને અલ્લાહના પયગંબર (સલ્લ.) ચુપચાપ સાંભળતા રહ્યા. પછી આપ (સલ્લ.)એ ફરમાવ્યું, "અબુલ વલીદ ! આપ જે કહેવા ચાહતા હતા, તે કહી ચૂક્યા ?" કહ્યું, "હા". તે પછી આપ (સલ્લ.)એ આ જ સૂરઃ પઢવા માંડી અને ઉત્બહ પોતાના બંને હાથ પાછળ જમીન ઉપર ટેકવીને ધ્યાનથી સાંભળતો રહ્યો. સજ્દહની આયત (આયત-૩૮) ઉપર પહોંચીને આપ (સલ્લ.)એ સજ્દો કર્યો, પછી સજ્દહમાંથી ઊઠીને ફરમાવ્યું, "હે અબુલ વલીદ ! મારો જવાબ તમે સાંભળી લીધો, હવે આપ જાણો ને આપનું કામ". ઉત્બહ ઊભો થઈને કુરૈશના સરદારોની બેઠક તરફ ગયો, તેણે કહ્યું, "ખુદાના સોગંદ ! મેં એવી વાણી સાંભળી છે, જે પહેલાં કદી સાંભળી ન હતી. ખુદાના સોગંદ ! એ ન તો કવિતા છે, ન જાદૂ છે, ન જ્યોતિષ. હે કુરૈશના સરદારો ! મારી વાત માનો અને આ

માણસને એની હાલત ઉપર છોડી દો. મને લાગે છે કે આ વાણી જરૂર રંગ લાવશે. ધારો કે જો આરબો તેના ઉપર વર્ચસ્વ મેળવી લેશે તો, પોતાના ભાઈ વિરુદ્ધ હાથ ઉપાડવાથી તમે બચી જશો અને બીજાઓ તેને પહોંચી વળશે. પરંતુ જો તે આરબો ઉપર વિજયી થશે તો, તેની બાદશાહી અને તેની પ્રતિષ્ઠા તમારી પ્રતિષ્ઠા હશે.'' કુરૈશ સરદારો તેની વાત સાંભળીતાં જ બોલી ઊઠ્યા, ''વલીદના પિતા ! છેવટે તેનો જાદૂ તમારી ઉપર પણ ચાલી ગયો.''

**વિષયવસ્તુ :**

ઉત્બહની આ વાતચીતના જવાબમાં જે પ્રવચન અલ્લાહ તરફથી ઊતર્યું, તેમાં તે બેહૂદી વાતો તરફ કોઈ ધ્યાન ન આપવામાં આવ્યું, જે તેણે પયગંબર (સલ્લ.)ને કહી હતી.

ઉત્બહની વાતો ધ્યાનમાં લીધા વિના આ સૂરઃમાં તે વિરોધને ચર્ચાનો વિષય બનાવવામાં આવ્યો છે જે કુર્આને મજીદના આહવાન-સંદેશને પરાજિત કરવા માટે મક્કાના કાફિરો તરફથી તે વખતે ખૂબ જ હઠાગ્રહપૂર્ણ અને અશિષ્ટતાપૂર્વક ચાલુ હતો.

આ આંધળા અને બહેરા વિરોધના જવાબમાં જે કંઈ ફરમાવવામાં આવ્યું છે તેનો ટૂંકસાર આ છે :

(૧) આ અલ્લાહની જ ઉતારેલી વાણી છે અને અરબી ભાષામાં જ છે. અજ્ઞાન લોકો તેમાંથી કોઈ જ્ઞાનપ્રકાશ મેળવતાં નથી, પરંતુ સૂઝ-બૂઝ ધરાવનારા આ પ્રકાશને જોઈ પણ રહ્યાં છે અને તેનાથી ફાયદો પણ ઉઠાવી રહ્યા છે. આ તો અલ્લાહની કૃપા છે કે તેણે મનુષ્યના માર્ગદર્શન માટે આ વાણી ઉતારી. કોઈ આને મુસીબત સમજતો હોય તો આ તેનું પોતાનું દુર્ભાગ્ય છે. ખુશખબર છે તે લોકો માટે જે આનાથી ફાયદો મેળવે અને ડરવું જોઈએ તે લોકોએ જે આનાથી વિમુખ બને.

(૨) તમે જો પોતાના હૃદય ઉપર આવરણ ચઢાવી લીધાં છે અને પોતાના કાન બહેરા કરી લીધાં છે તો, પયગંબરને તે કામ સોંપવામાં નથી આવ્યું કે જે સાંભળવા માગતો નથી તેને સંભળાવે અને જે સમજવા માગતો નથી તેના હૃદયમાં બળજબરીપૂર્વક પોતાની વાત ઊતારે. તે તો તમારા જ જેવો મનુષ્ય છે, સાંભળવા માગતા હોય તેમને સંભળાવી શકે છે અને સમજવા માગતા હોય તેમને જ સમજાવી શકે છે.

(૩) તમે ચાહે પોતાની આંખો અને કાન બંધ કરી લો અને પોતાના હૃદયો ઉપર આવરણ ચઢાવી લો, પરંતુ હકીકત એ છે કે તમારો અલ્લાહ માત્ર એક જ છે અને તમે કોઈ બીજાના બંદા નથી.

(૪) તમને કંઈ ભાન પણ છે કે આ શિર્ક (અનેકેશ્વરવાદ) અને કુફ્ર



(ઇન્કાર) તમે કોની સાથે કરી રહ્યા છો ? તે અલ્લાહ સાથે જેણે આ અસીમ સૃષ્ટિ બનાવી છે, જે ધરતી અને આકાશનો સર્જક છે, જેણે પેદા કરેલી કૃપાઓથી આ ધરતી ઉપર તમે ફાયદો ઉઠાવી રહ્યાં છો, અને જેણે પૂરી પાડેલી રોજી ઉપર તમે જીવી રહ્યા છો. તેનો ભાગીદાર તમે તેના જ તુચ્છ સર્જનને બનાવો છો.

(૫) સારું, નથી માનતા તો ખબરદાર થઈ જાઓ કે તમારા ઉપર એવા જ પ્રકારની આપત્તિ એકાએક તૂટી પડવા માટે તૈયાર છે, જેવી આદ અને સમૂદ જાતિઓ ઉપર ઊતરી હતી.

(૬) ખૂબ જ દુર્ભાગી છે તે મનુષ્ય જેના સાથે એવા જિન્નાત અને મનુષ્ય શેતાનો લાગી જાય, જે તેની મૂર્ખતાને તેના સામે મનપસંદ બનાવીને પ્રસ્તુત કરે. આ પ્રકારના મૂર્ખ લોકો આજે તો અહીં એક-બીજાને ઉત્તેજન આપી રહ્યાં છે, પરંતુ કયામત (પુનર્જીવન)ના દિવસે જ્યારે મુસીબત આવશે તો આમાંથી દરેક કહેશે કે જે લોકોએ મને પથભ્રષ્ટ કર્યો હતો તેઓ મારા હાથમાં આવે તો તેમને પગ નીચે છૂંદી નાખું.

(૭) આ કુર્આન એક અટલ ગ્રંથ છે. આને તમે પોતાની હલકી ચાલો અને પોતાના જૂઠ વડે પરાજય આપી શકતા નથી.

(૮) તમે કહો છો કે આ કુર્આન બિનઅરબી ભાષામાં ઊતરવું જોઈતું હતું. પરંતુ જો અમે તમારા માર્ગદર્શન માટે બિનઅરબી ભાષામાં મોકલતા તો તમે જ કહેતા કે આ પણ અજબ મજાક છે, આરબ કોમના માર્ગદર્શન માટે બિનઅરબી ભાષામાં કલામ (સંબોધન) કરવામાં આવી રહ્યો છે, જે અહીં કોઈ સમજતું નથી. આનો અર્થ એ છે કે તમને હકીકતમાં માર્ગદર્શન જોઈતું જ નથી. નહીં માનવા માટે રોજ નિત-નવા બહાનાં શોધી કાઢો છો.

(૯) ક્યારેય તમે એ પણ વિચાર્યું કે જો ખરેખર હકીકત આ જ નીકળી કે આ કુર્આન અલ્લાહ તરફથી ઊતર્યું છે તો તેનો ઇન્કાર કરીને અને તેના વિરોધમાં આટલી હદે જઈને તમે ક્યા અંજામે પહોંચશો ?

(૧૦) આજે તમે માનતા નથી, પરંતુ ટૂંકમાં જ તમે પોતાની સગી આંખે જોઈ લેશો કે આ કુર્આનનો સંદેશ ચારેબાજુ છવાઈ ગયો છે, અને તમે પોતે તેના વર્ચસ્વ હેઠળ આવી ચૂક્યા છો. તે વખતે તમને ખબર પડી જશે કે જે કંઈ તમને કહેવામાં આવી રહ્યું છે તે સત્ય છે.

વિરોધીઓને આ જવાબો આપવાની સાથે તે પ્રશ્નો તરફ પણ ધ્યાન દોરવામાં આવ્યું છે, જે આ ભારે અડચણોની સ્થિતિમાં ઈમાનવાળાઓ અને સ્વયં પયગંબર (સલ્લ.) સામે ઊભા થયા હતા. ઈમાન લાવનારાઓ માટે તે વખતે પ્રચાર કરવાનું તો બાજુએ રહ્યું, ઈમાનના માર્ગ ઉપર ટકી રહેવાનું પણ મુશ્કેલ બની રહ્યું હતું. આ સ્થિતિમાં સૌ પ્રથમ તો એમ કહીને તેમને હિંમત

આપવામાં આવી છે કે તમે ખરેખર નિ:સહાય નથી, બલ્કે જે વ્યક્તિ પણ એક વખત અલ્લાહને પોતાનો રબ (પ્રભુ, માલિક) માનીને આ ધારણા અને ધર્મને દૃઢપણે અનુસરવા લાગે છે, અલ્લાહના ફરિશ્તાઓ તેના ઉપર ઊતરે છે અને દુનિયા (આલોક)થી લઈને આખિરત (પરલોક) સુધી તેનો સાથ આપે છે.

પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને બતાવવામાં આવ્યું કે, ઇસ્લામના પ્રચારના માર્ગમાં આ દેખીતી શીલાઓ બાહ્ય રીતે ખૂબ જ સખત દેખાય છે, પરંતુ સદ્-ચરિત્રનું હથિયાર તેમને તોડીને ઓગળાવી નાખશે. ધીરજપૂર્વક એનો ઉપયોગ કરો, અને જ્યારે પણ શેતાન ઉશ્કેરણી દ્વારા અન્ય કોઈ હથિયારનો ઉપયોગ કરવા માટે ઉત્તેજિત કરે તો અલ્લાહનું શરણ શોધો.



# (૪૧) સૂરઃ હા-મીમ-અસ્સજદહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૫૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હા-મીમ !

૨. આ પરમ્ દયાળુ અને પરમ્ કૃપાળુ અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવેલ વસ્તુ છે,

૩. એક એવો ગ્રંથ, જેની આયતો ખૂબ જ સ્પષ્ટતાપૂર્વક વર્ણવવામાં આવી છે, અરબી ભાષાનું કુર્આન, તે લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે,

૪. ખુશખબર આપનાર અને ડરાવનાર. પરંતુ આમાંના ઘણાંખરાએ તેનાથી મોઢું ફેરવી લીધું અને તેઓ સાંભળતા નથી.

૫. કહે છે, ''જે વસ્તુ તરફ તું અમને બોલાવી રહ્યો છે તેના માટે અમારા હૃદયો ઉપર ગલેફ ચઢેલા છે, અમારા કાન બહેરા થઈ ગયા છે, અને અમારા અને તારા વચ્ચે એક આવરણ પડેલું છે. તું પોતાનું કામ કર, અમે પોતાનું કામ કર્યે જઈશું.''

૬. હે પયગંબર ! આમને કહો, હું તો એક મનુષ્ય છું તમારા જેવો. મને વહી (દિવ્ય પ્રકાશના) દ્વારા બતાવવામાં આવે છે કે તમારો ઉપાસ્ય તો માત્ર એક જ અલ્લાહ છે, તેથી તમે સીધા તેના જ તરફ રુખ કરો અને તેના પાસે ક્ષમા માગો. વિનાશ છે તે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) માટે

૭. જેઓ ઝકાત (ધર્મ-દાન) આપતા નથી અને આખિરત (પરલોક)નો ઇન્કાર કરે છે.

૮. રહ્યા તે લોકો કે જેમણે માની લીધું અને સદ્કાર્યો કર્યા, તેમના માટે ચોક્કસ એવું વળતર છે જેનો ક્રમ ક્યારેય તૂટવાનો નથી. (રુકૂઅ-૧)

૯. હે પયગંબર ! આમને કહો, શું તમે તે અલ્લાહથી કુફ્ર (ઇન્કાર) કરો છો અને બીજાઓને તેના સમકક્ષ ઠેરવો છો જેણે ધરતીને બે દિવસમાં બનાવી ? તે જ તો સમગ્ર જગતવાળાઓનો માલિક અને પાલનહાર છે.

૧૦. તેણે (ધરતીને અસ્તિત્વમાં લાવ્યા પછી) ઉપરથી તેના ઉપર પર્વતો જમાવી દીધા અને તેમાં બરકતો મૂકી દીધી અને તેમાં તમામ માગવાવાળાઓ માટે દરેકની માંગ અને આવશ્યકતા અનુસાર યોગ્ય અંદાજથી ખાદ્ય-સામગ્રી ઉપલબ્ધ કરી દીધી. આ સર્વ કામ ચાર દિવસમાં થઈ ગયા.

૧૧. પછી તેણે આકાશ તરફ ધ્યાન આપ્યું જે તે વખતે માત્ર ધુમાડો હતું. તેણે આકાશ અને ધરતીને કહ્યુ, ''અસ્તિત્વમાં આવી જાઓ, ચાહે તમે ઇચ્છો કે ન ઇચ્છો.'' બંનેએ કહ્યું, ''અમે આવી ગયા

આજ્ઞાંકિતોની જેમ.''

૧૨. ત્યારે તેણે બે દિવસમાં સાત આકાશો બનાવી દીધા, અને દરેક આકાશમાં તેનો કાનૂન વહી (પ્રકાશના) કરી દીધો અને દુનિયાના આકાશને અમે દીપકો વડે સુશોભિત કર્યું અને તેને સંપૂર્ણપણે સુરક્ષિત કરી દીધું. આ બધું એક પ્રભુત્વશાળી સર્વજ્ઞ હસ્તીની યોજના છે.

૧૩. હવે જો આ લોકો મોઢું ફેરવે છે તો આમને કહી દો કે હું તમને એવા જ પ્રકારની એક અચાનક તૂટી પડનાર યાતનાથી ડરાવું છું જેવી આદ અને સમૂદ ઉપર ઊતરી હતી.

૧૪. જ્યારે અલ્લાહના રસૂલો (ઈશદૂતો) તેમના પાસે આગળ અને પાછળ, દરેક બાજુથી આવ્યા અને તેમને સમજાવ્યું કે અલ્લાહ સિવાય કોઈની ઉપાસના ન કરો, તો તેમણે કહ્યું, ''અમારો રબ (પ્રભુ) ઇચ્છતો તો ફરિશ્તાઓ મોકલતો, તેથી અમે તે વાતને નથી માનતા જે માટે તમે મોકલવામાં આવ્યા છો.''

૧૫. આદની હાલત એવી હતી કે તેઓ ધરતી ઉપર નાહક મોટા બની બેસ્યા અને કહેવા લાગ્યા, ''કોણ છે અમારાથી અધિક શક્તિશાળી ?'' તેમને એ ન સૂઝ્યું કે જે અલ્લાહે તેમને પેદા કર્યા છે તે તેમનાથી વધુ શક્તિશાળી છે ? તેઓ અમારી આયતોનો ઈન્કાર જ કરતા રહ્યા.

૧૬. છેવટે અમે કેટલાક અશુભ દિવસોમાં સખત તોફાની હવા તેમના ઉપર મોકલી દીધી જેથી તેમને દુનિયાની જિંદગીમાં જ અપમાન અને ફજેતીની યાતનાની મજા ચખાડી દઈએ, અને આખિરત (પરલોક)ની યાતના તો તેનાથી પણ વધુ અપમાનજનક છે, ત્યાં કોઈ તેમની મદદ કરનાર નહીં હોય.

૧૭. રહ્યા સમૂદ, તો તેમના સામે અમે સન્માર્ગ પ્રસ્તુત કર્યો પરંતુ તેમણે માર્ગ જોવાને બદલે આંધળા રહેવાનું જ પસંદ કર્યું. છેવટે તેમના કૃત્યોના કારણે ફજેત કરનારી યાતના તેમના ઉપર તૂટી પડી

૧૮. અને અમે તે લોકોને બચાવી લીધા જેઓ ઈમાન લાવ્યા હતા અને પથભ્રષ્ટતા અને દુષ્કૃત્યોથી દૂર રહેતા હતા. (રુકૂઅ-૨)

૧૯. અને જરા તે વખતના કલ્પના કરો જ્યારે અલ્લાહના આ દુશ્મનોને દોજખ (નર્ક) તરફ જવા માટે એકત્ર કરી લાવવામાં આવશે. તેમના આગળનાઓને પાછળનાઓ આવી જાય ત્યાં સુધી રોકી રાખવામાં આવશે,



૨૦. પછી જ્યારે સૌ ત્યાં પહોંચી જશે તો તેમના કાન અને તેમની આંખો અને તેમના શરીરની ચામડી તેમના ઉપર સાક્ષી આપશે કે તેઓ દુનિયામાં શું-શું કરતા રહ્યા છે.

૨૧. તેઓ પોતાના શરીરની ચામડીઓને કહેશે, ''તમે અમારા વિરૂદ્ધ શા માટે સાક્ષી આપી ?'' તે જવાબ આપશે, ''અમને તે જ અલ્લાહે બોલવાની શક્તિ આપી છે જેણે દરેક વસ્તુને બોલતી કરી દીધી છે. તેણે જ તમને પહેલી વખત પેદા કર્યા હતા અને હવે તેના જ તરફ તમે પાછા લઈ જવામાં આવી રહ્યા છો.

૨૨. તમે દુનિયામાં ગુનાઓ કરતા સમયે જ્યારે સંતાતા હતા તો તમને એ ખ્યાલ ન હતો કે કયારેક તમારા પોતાના કાન અને તમારી આંખો અને તમારા શરીરની ચામડી તમારા ઉપર સાક્ષી આપશે. બલ્કે તમે તો એવું માન્યું હતું કે તમારા ઘણાં કૃત્યોની તો અલ્લાહને પણ ખબર નથી.

૨૩. તમારું આ જ અનુમાન, જે તમે પોતાના માલિક અને પાલનહાર માટે કર્યું હતું, તમને પાયમાલ કરી ગયું અને તેના જ લીધે તમે નુકસાનમાં પડી ગયા.''

૨૪. આ હાલતમાં તેઓ ધીરજ રાખે (કે ન રાખે) આગ જ તેમનું ઠેકાણું હશે, અને જો પાછા વળીને સ્વીકારવાની તક માગતા હશે તો તેમને કોઈ તક આપવામાં નહીં આવે.

૨૫. અમે તેમના ઉપર એવા સાથીદારો લગાડી દીધા હતા જે તેમને આગળ અને પાછળ દરેક વસ્તુને શોભાસ્પદ બનાવીને દેખાડતા હતા, છેવટે એમના ઉપર પણ તે જ યાતનાનો ફેંસલો લાગુ થઈને રહ્યો જે એમના પહેલાં થઈ ગયેલા જિન્નાતો અને મનુષ્યોના જૂથોને લાગુ થઈ ચૂક્યો હતો, નિશ્ચિતપણે તેઓ નુકસાનમાં રહી જનારા હતા. (રુકૂઅ-૩)

૨૬. આ સત્યનો ઈન્કાર કરનારા લોકો કહે છે, ''આ કુર્આનને કદાપિ ન સાંભળો, અને જ્યારે તે સંભળાવવામાં આવે તો તેમાં ખલેલ નાખો, કદાચ આવી રીતે તમે વર્ચસ્વ મેળવો.''

૨૭. આ કાફિરો (અધર્મીઓ)ને અમે સખત સજાનો સ્વાદ ચખાડીને રહીશું અને જે દુષ્ટતમ પ્રવૃત્તિઓ આ લોકો કરતા રહ્યા છે તેમનો પૂરેપૂરો બદલો તેમને આપીશું.

૨૮. તે દોજખ (નર્ક) છે જે અલ્લાહના દુશ્મનોને બદલામાં જ મળશે. તેમાં જ સદા માટે તેમનું ઘર હશે. આ સજા છે તે ગુનાની કે તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા રહ્યા.

૨૯. ત્યાં આ કાફિરો કહેશે, ''હે અમારા રબ ! અમને જરા તે જિન્નાતો

અને મનુષ્યો દેખાડી દે જેમણે અમને પથભ્રષ્ટ કર્યા હતા, અમે તેમને અમારા પગતળે રગદી નાખીશું જેથી તેઓ ખૂબ જ અપમાનિત અને દુઃખી થાય.''

૩૦. જે લોકોએ કહ્યું કે અલ્લાહ અમારો માલિક અને પાલનહાર (રબ) છે અને પછી તેઓ તેના ઉપર અડગ રહ્યા, નિશ્ચિતપણે ફરિશ્તાઓ તેમના ઉપર અવતરિત થાય છે અને તેમને કહે છે, ''ન ડરો, ન દુઃખી થાઓ, અને પ્રસન્ન થઈ જાઓ તે જન્નત (સ્વર્ગ)ની શુભ-સૂચનાથી જેનો તમારાથી વાયદો કરવામાં આવ્યો છે.

૩૧. અમે આ દુનિયા (આલોક)ના જીવનમાં પણ તમારા સાથી છીએ અને આખિરત (પરલોક)માં પણ. ત્યાં તમે જે કંઈ ઇચ્છશો, તમને મળશે અને દરેક વસ્તુ જેની તમે ઇચ્છા કરશો, તે તમારી હશે.

૩૨. આ છે મિજબાનીનો સામાન, તે હસ્તી તરફથી જે અત્યંત ક્ષમાશીલ અને પરમ્ દયાળુ છે.'' (રુકૂઅ-૪)

૩૩. અને તે માણસની વાત કરતાં વધુ સારી વાત બીજા કોની હશે જેણે અલ્લાહ તરફ આમંત્રણ આપ્યું અને સદ્કાર્યો કર્યો અને કહ્યું કે હું મુસલમાન (અલ્લાહનો આજ્ઞાંકિત) છું.

૩૪. અને હે પયગંબર ! ભલાઈ અને બૂરાઈ સમાન નથી. તમે બૂરાઈને તે ભલાઈથી દૂર કરો જે સર્વોત્તમ હોય. તમે જોશો કે તમારા સાથે જેની શત્રુતા હતી, તે આત્મીય મિત્ર બની ગયો છે.

૩૫. આ ગુણ પ્રાપ્ત થતો નથી, સિવાય તે લોકોને જેઓ ધૈર્યથી કામ લે છે અને આ પદ પ્રાપ્ત થતું નથી સિવાય તે લોકોના જેઓ મોટા ભાગ્યશાળી છે.

૩૬. અને જો તમે શેતાન તરફથી કોઈ ઉશ્કેરણી અનુભવો તો અલ્લાહનું શરણ માગી લો, તે બધું જ સાંભળે અને જાણે છે.

૩૭. અલ્લાહની નિશાનીઓમાંથી છે આ રાત્રિ અને દિવસ તથા સૂર્ય અને ચંદ્ર. સૂર્ય અને ચંદ્રને સિજદો ન કરો, બલ્કે તે અલ્લાહને સિજદો કરો જેણે એમનું સર્જન કર્યું છે, જો વાસ્તવમાં તમે તેની જ ઉપાસના કરવાવાળા છો.

૩૮. પરંતુ જો આ લોકો અભિમાનમાં પોતાની જ વાત ઉપર દુરાગ્રહી રહે તો પરવા નથી, જે ફરિશ્તાઓ તારા રબના નિકટવર્તી છે તેઓ રાત અને દિવસ તેની તસ્બીહ (ગુણગાન) કરી રહ્યા છે અને ક્યારેય થાકતા નથી.



૩૯. અને અલ્લાહની નિશાનીઓમાંથી એક આ છે કે તમે જુઓ છો, ધરતી વેરાન પડેલી છે, પછી જેવું અમે તેના ઉપર પાણી વરસાવ્યું કે તરત જ તે લહેરાઇ ઉઠે છે અને ફાલે છે. નિશ્ચિતપણે જે અલ્લાહ આ મૃત ધરતીને જીવંત કરી દે છે તે મડદાંઓને પણ જીવન પ્રદાન કરનાર છે. ચોક્કસ તેને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.

૪૦. જે લોકો અમારી આયતોના ઊલટા અર્થઘટન કરે છે તેઓ કંઈ અમારાથી છૂપા નથી. પોતે જ વિચારી લો કે શું તે માણસ વધુ સારો છે જે આગમાં ઝોકવામાં આવવાનો છે અથવા જે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે શાંતિની હાલતમાં હાજર થશે? કરતા રહો જે કંઈ તમે ચાહો, તમારા બધા જ કૃત્યોને અલ્લાહ જોઈ રહ્યો છે.

૪૧. આ તે લોકો છે જેમના સામે શિખામણ આપતી વાણી આવી તો તેમણે તેને માનવાનો ઇન્કાર કરી દીધો. પરંતુ હકીકત એ છે કે આ એક ઉત્કૃષ્ટ પ્રતાપવાળો ગ્રંથ છે,

૪૨ બાતિલ (અસત્ય) ન સામેથી આના ઉપર આવી શકે છે ન પાછળથી, આ એક તત્ત્વદર્શી અને સ્વયં પ્રશંસિતની અવતરિત કરેલી વસ્તુ છે.

૪૩. હે પયગંબર ! તમને જે કંઈ કહેવામાં આવી રહ્યું છે તેમાંથી કોઈ વાત પણ એવી નથી જે તમારા પહેલાં થઈ ગયેલા પયગંબરોને કહેવામાં આવી ન હોય. નિઃશંક તમારો રબ (પ્રભુ) મોટો દરગુજર કરનાર છે અને તે સાથે ખૂબ દુઃખદાયી સજા આપનાર પણ છે.

૪૪. જો અમે આને અજમી (બિન-અરબી) ભાષામાં બનાવીને મોકલ્યું હોત તો આ લોકો કહેતા, ''કેમ આની આયતો સ્પષ્ટપણે વર્ણવવામાં ન આવી ? કેવી વિચિત્ર વાત છે કે કલામ (વાણી) અજમી છે અને સંબોધિત અરબી.'' આમને કહો કે આ કુર્આન ઈમાન લાવનારાઓ માટે તો માર્ગદર્શન અને રોગ-નિવારણ છે, પરંતુ જે લોકો ઈમાન લાવતા નથી તેમના માટે આ કાનનો દાટો અને આંખનો પાટો છે. તેમની સ્થિતિ તો એવી છે જાણે એમને દૂરથી પોકારવામાં આવી રહ્યા હોય. (રુકૂઅ-૫)

૪૫. આનાથી પહેલાં અમે મૂસાને ગ્રંથ આપ્યો હતો અને તેના મામલામાં પણ આ જ મતભેદ પડ્યો હતો. જો તારા રબે અગાઉથી જ એક વાત નિર્ધારિત કરી દીધી ન હોત તો આ મતભેદ કરનારાઓ વચ્ચે ફેંસલો ચૂકાવી દેવામાં આવ્યો હોત અને સત્ય એ છે કે આ લોકો તેના વિષે ભારે વ્યાકુળતાભરી શંકામાં પડેલા છે.

૪૬. જે કોઈ સદ્કાર્ય કરશે પોતાના માટે જ સારું કરશે, જે બૂરાઈ કરશે તેની આફત તેના ઉપર જ હશે, અને તારો રબ પોતાના બંદાઓ માટે અત્યાચાર કરનાર નથી.

૪૭. તે ક્ષણનું જ્ઞાન અલ્લાહ તરફ જ પાછું વળે છે, તે જ તે બધા ફળોને જાણે છે જે પોતાની કળીઓમાંથી નીકળે છે, તેને જ ખબર છે કે કઈ માદા ગર્ભવતી થઈ છે અને કોણે બાળક જણ્યું છે, પછી જે દિવસે તે આ લોકોને પોકારશે, ''ક્યાં છે મારા તે ભાગીદારો ?'' આ લોકો કહેશે, ''અમે નિવેદન કરી ચૂક્યા છીએ, આજે અમારામાંથી કોઈ આની સાક્ષી આપનારો નથી.''

૪૮. તે વખતે તે બધા ઉપાસ્યો તેમનાથી ગુમ થઈ જશે જેમને આ લોકો આનાથી પહેલાં પોકારતા હતા, અને આ લોકો સમજી જશે કે આમના માટે હવે કોઈ આશ્રયસ્થાન નથી.

૪૯. મનુષ્ય ક્યારેય ભલાઈની પ્રાર્થના કરતા થાકતો નથી, અને જ્યારે કોઈ આફત તેના ઉપર આવી પડે છે તો નિરાશ અને નાહિમ્મત થઈ જાય છે,

૫૦. પરંતુ જેવો કે મુશ્કેલ સમય પસાર થઈ ગયા પછી અમે એને પોતાની કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ, તો આ કહે છે, ''હું આનો જ હક્કદાર છું, અને હું નથી સમજતો કે કયામત (પુનરુજ્જીવન) ક્યારેય પણ આવશે, પરંતુ જો ખરેખર મને મારા રબ તરફ પાછો પલટાવવામાં આવ્યો તો ત્યાં પણ મજા કરીશ.'' જો કે ઇન્કાર (કુફ્ર) કરનારાઓને અમે ચોક્કસ બતાવીને રહીશું કે તેઓ શું કરીને આવ્યા છે અને તેમને અમે ખૂબ જ ગંદી સજાનો સ્વાદ ચખાડીશું.

૫૧. મનુષ્યને અમે જ્યારે નેઅમત (કૃપા) પ્રદાન કરીએ છીએ ત્યારે તે મોઢું ફેરવે છે અને અકડાઈ દેખાડે છે અને જ્યારે તેને કોઈ આફત સ્પર્શ પણ કરી જાય છે તો લાંબી-લાંબી દુઆઓ (પ્રાર્થનાઓ) કરવા લાગે છે.

૫૨. હે પયગંબર ! આમને કહો, ક્યારેય તમે એ પણ વિચાર્યું કે જો હકીકતમાં આ કુર્આન અલ્લાહ જ તરફથી હોય અને તમે આનો ઇન્કાર કરતા રહ્યા તો તે માણસ કરતાં વધુ પથભ્રષ્ટ કોણ હશે જે આનો વિરોધ કરવામાં ઘણો જ દૂર નીકળી ગયો હોય ?

૫૩. ટૂંક સમયમાં જ અમે આમને અમારી નિશાનીઓ બાહ્ય જગતમાં પણ દેખાડીશું અને એમની પોતાની જાતમાં પણ, ત્યાં સુધી કે એમના ઉપર તે વાત સ્પષ્ટ થઈ જશે કે આ કુર્આન વાસ્તવમાં સત્ય છે. શું આટલું પૂરતું નથી કે તારો રબ (પ્રભુ) દરેક વસ્તુનો સાક્ષી છે ?

૫૪. સાવધાન રહો, આ લોકો પોતાના રબની મુલાકાતમાં શંકા ધરાવે છે, સાંભળી લો, તેણે દરેક વસ્તુને પોતાના ઘેરામાં લઈ રાખી છે. (રુકૂઅ-૬)



# (૪૨) અશ્-શૂરા

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૩૮ના વાક્ય 'વ-અમ્રુહુમ શૂરા બૈનહુમ' ઉપરથી લેવામાં આવ્યું છે. અર્થાત્ તે સૂરઃ જેમાં 'શૂરા' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

સૂરઃના વિષય ઉપર વિચારતાં સ્પષ્ટપણે જણાય છે કે આ હા-મીમ સજદહ પછી ઊતરી હશે, કેમ કે આ એક રીતે તદ્દન તેનું પરિશિષ્ટ દેખાય છે. હા-મીમ સજદહમાં કુરૈશના સરદારોના આંધળા વિરોધ ઉપર ભારે પ્રહાર કરવામાં આવ્યા હતા. તે ચેતવણી પછી તરત આ સૂરઃ ઉતારવામાં આવી.

**વિષયવસ્તુ :**

આરંભ એ રીતે કરવામાં આવ્યો છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર વહ્યનું અવતરણ થવું કોઈ નિરાળી વાત નથી. આવી જ વહી, આવા જ આદેશો સાથે અલ્લાહ આ પહેલાંના પયગંબરો ઉપર મોકલતો રહ્યો છે. પછી લોકોને બતાવવામાં આવ્યું છે કે પયગંબર માત્ર ગફલતમાં પડેલા લોકોને ખબરદાર કરવા અને ભટકી ગયેલાઓને માર્ગ દેખાડવા આવ્યો છે. તેને લોકોના ભાગ્યનો માલિક બનાવવામાં નથી આવ્યો અને એ કે પયગંબર તમારા અશુભ માટે નથી, બલ્કે તે તો શુભેચ્છક છે, જે તમને સચેત કરી રહ્યો છે કે જે માર્ગ ઉપર તમે જઈ રહ્યાં છો તેમાં તમારો પોતાનો વિનાશ છે.

ત્યારપછી એ વાસ્તવિકતા સમજાવવામાં આવી છે કે અલ્લાહે બધાં જ મનુષ્યોને જન્મ-જાત સન્માર્ગી કેમ નથી બનાવ્યા અને આ વિરોધ કરવાની શક્તિ શા માટે રાખી, જેના કારણે લોકો વિચારધારા અને વ્યવહારના દરેક ખરાં-ખોટા માર્ગ ઉપર ચાલી નીકળે છે. તે પછી બતાવવામાં આવ્યું કે જે દીન (ધર્મ) હઝરત મુહમ્મદ (સલ્લ.) પ્રસ્તુત કરી રહ્યાં છે તે વાસ્તવમાં છે શું ?

તેનો પ્રથમ પાયો એ છે કે, અલ્લાહ સૃષ્ટિ અને મનુષ્યનો સર્જનહાર, માલિક અને સાચો સંરક્ષક છે, તેથી તે જ મનુષ્યનો સત્તાધીશ પણ છે, અને તેનો જ અધિકાર છે કે તે મનુષ્યને દીન અને શરીઅત (ધર્મ-વિધાન) આપે અને મનુષ્યો વચ્ચેના મતભેદોનો ફેંસલો કરી બતાવે કે સત્ય શું છે અને અસત્ય શું. આ જ આધાર ઉપર અલ્લાહે આરંભથી મનુષ્ય માટે એક દીન ઠેરવ્યો છે.

તે એક જ દીન (ધર્મ) હતો જે દરેક યુગમાં તમામ પયગંબરોને પ્રદાન કરવામાં આવ્યો. કોઈ પણ પયગંબર કોઈ અલગ ધર્મનો પ્રસ્તુતકર્તા ન હતો. તે જ એક દીન પ્રથમ દિવસથી માનવવંશ માટે અલ્લાહ તરફથી ઠેરવવામાં આવતો રહ્યો છે, અને બધા જ તેના જ અનુયાયી અને તેના જ તરફ બોલાવતા રહ્યા છે.

તે દીન ક્યારેય માત્ર માની લઈને બેસી રહેવા માટે મોકલ્યો નથી, બલ્કે હંમેશાં

એટલા માટે મોકલવામાં આવ્યો કે ધરતી ઉપર તેની જ સ્થાપના થાય, ચાલે અને અમલમાં મૂકાય, અને અલ્લાહના રાજ્યમાં તેના દીન સિવાય કોઈ અન્યના ઘડી કાઢેલા દીનનું શાસન ન ચાલે. પયગંબરો–ઈશદૂતોને આ દીન (ધર્મ)ના માત્ર પ્રચાર માટે જ નહીં, બલ્કે તેને વ્યવહારમાં સ્થાપવા માટે નિયુક્ત કરવામાં આવ્યા હતા.

માનવજાતનો અસલ દીન આ જ હતો, પરંતુ પયગંબરો પછી હંમેશાં એવું બન્યું કે સ્વાર્થી લોકો તેમાં સ્વમત, મનસ્વીપણું અને આત્મ-પ્રદર્શન માટે પોતાના હિતો સાધવા વિભાજન ઊભા કરીને નિત-નવા ધર્મો ઉપજાવતા રહ્યા. દુનિયામાં જેટલા પણ ધર્મો જોવા મળે છે, બધાં એક જ દીનને વિકૃત બનાવીને પેદા કરવામાં આવ્યા છે. હવે હઝરત મુહમ્મદ (સલ્લ.) એટલા માટે મોકલવામાં આવ્યા છે કે આ જુદી–જુદી પદ્ધતિઓ, બનાવટી ધર્મો અને માનવસર્જિત જીવન-પદ્ધતિઓની જગ્યાએ તે જ મૂળ ધર્મ (દીન) તમારા સામે પ્રસ્તુત કરે અને તેને જ સ્થાપિત કરે.

તમને લોકોને ભાન નથી કે અલ્લાહના દીનને છોડીને બીજાઓના ઘડી કાઢેલા ધર્મ અને કાનૂનને અપનાવવું અલ્લાહ સામે કેટલી મોટી ધૃષ્ટતા છે. અલ્લાહ માટે આ સૌથી ખરાબ અનેકેશ્વરવાદી કૃત્ય અને સૌથી ગંભીર ગુનો, જેની કઠોર સજા તે સૌએ ભોગવવી પડશે, જેમણે અલ્લાહની ધરતી ઉપર પોતાનો દીન ઘડી કાઢ્યો અને જેમણે તે ઘડી કાઢેલા ધર્મોનું અનુસરણ અને પાલન કર્યું.

આવી રીતે દીનનું એક ચોખ્ખું અને સુસ્પષ્ટ ચિત્ર પ્રસ્તુત કર્યા પછી તેમને સમજાવીને સીધા માર્ગે લાવવા માટે જે સારામાં સારી પદ્ધતિ શક્ય હતી તેનો ઉપયોગ કરી દેવામાં આવ્યો. આનાથી પણ જો તમે માર્ગદર્શન નહીં મેળવો તો પછી દુનિયામાં કોઈ વસ્તુ તમને સીધા માર્ગ ઉપર લાવી શકતી નથી. આ તથ્યોના વર્ણન વખતે વચ્ચે વચ્ચે સંક્ષિપ્તમાં તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક)ની દલીલો આપવામાં આવી છે, દુનિયાપરસ્તીના પરિણામોથી ચેતવવામાં આવ્યા છે, ત્યારપછી વાણીના સમાપનમાં બે મહત્ત્વની વાતો કહેવામાં આવી છે :

એક એ કે હઝરત મુહમ્મદ (સલ્લ.)નું પોતાના આરંભિક જીવનના ચાલીસ વર્ષમાં 'ગ્રંથ'ના ખ્યાલથી તદ્દન અજાણ અને ઈમાનના પ્રશ્નો અને ચર્ચાઓથી સાવ બેખબર હોવું, અને પછી એકાએક આ બંને વસ્તુઓ લઈને દુનિયા સમક્ષ આવી જવું, આપના પયગંબર હોવાનો ખુલ્લો પુરાવો છે.

બીજી એ કે અલ્લાહે આ શિક્ષણ તમામ પયગંબરોની જેમ આપ (સલ્લ.)ને પણ ત્રણ રીતે આપ્યું છે : એક વહી દ્વારા, બીજું પડદા પાછળના અવાજથી અને ત્રીજું ફરિશ્તા દ્વારા સંદેશ મોકલીને. આ સ્પષ્ટતા એટલા માટે કરવામાં આવી છે કે વિરોધીઓ એ આક્ષેપ ન કરી શકે કે આપ (સલ્લ.) અલ્લાહ સાથે રૂબરૂ વાત કરવાનો દાવો કરી રહ્યાં છે, અને સત્યને પ્રિય ગણનારા લોકો આ જાણી લે કે અલ્લાહ તરફથી જે મનુષ્ય નબુવ્વતના (ઈશદૂતત્વ) પદ ઉપર નીમવામાં આવ્યો હોય તેને કઈ રીતે આદેશો આપવામાં આવે છે.



# (૪૨) અશ્-શૂરા

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૩૮ના વાક્ય 'વ-અમ્રુહુમ શૂરા બૈનહુમ' ઉપરથી લેવામાં આવ્યું છે. અર્થાત્ તે સૂરઃ જેમાં 'શૂરા' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

સૂરઃના વિષય ઉપર વિચારતાં સ્પષ્ટપણે જણાય છે કે આ હા-મીમ સજદહ પછી ઊતરી હશે, કેમ કે આ એક રીતે તદ્દન તેનું પરિશિષ્ટ દેખાય છે. હા-મીમ સજદહમાં કુરૈશના સરદારોના આંધળા વિરોધ ઉપર ભારે પ્રહાર કરવામાં આવ્યા હતા. તે ચેતવણી પછી તરત આ સૂરઃ ઉતારવામાં આવી.

**વિષયવસ્તુ :**

આરંભ એ રીતે કરવામાં આવ્યો છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર વહ્યનું અવતરણ થવું કોઈ નિરાળી વાત નથી. આવી જ વહી, આવા જ આદેશો સાથે અલ્લાહ આ પહેલાંના પયગંબરો ઉપર મોકલતો રહ્યો છે. પછી લોકોને બતાવવામાં આવ્યું છે કે પયગંબર માત્ર ગફલતમાં પડેલા લોકોને ખબરદાર કરવા અને ભટકી ગયેલાઓને માર્ગ દેખાડવા આવ્યો છે. તેને લોકોના ભાગ્યનો માલિક બનાવવામાં નથી આવ્યો અને એ કે પયગંબર તમારા અશુભ માટે નથી, બલ્કે તે તો શુભેચ્છક છે, જે તમને સચેત કરી રહ્યો છે કે જે માર્ગ ઉપર તમે જઈ રહ્યાં છો તેમાં તમારો પોતાનો વિનાશ છે.

ત્યારપછી એ વાસ્તવિકતા સમજાવવામાં આવી છે કે અલ્લાહે બધાં જ મનુષ્યોને જન્મ-જાત સન્માર્ગી કેમ નથી બનાવ્યા અને આ વિરોધ કરવાની શક્તિ શા માટે રાખી, જેના કારણે લોકો વિચારધારા અને વ્યવહારના દરેક ખરાં-ખોટા માર્ગ ઉપર ચાલી નીકળે છે. તે પછી બતાવવામાં આવ્યું કે જે દીન (ધર્મ) હઝરત મુહમ્મદ (સલ્લ.) પ્રસ્તુત કરી રહ્યાં છે તે વાસ્તવમાં છે શું ?

તેનો પ્રથમ પાયો એ છે કે, અલ્લાહ સૃષ્ટિ અને મનુષ્યનો સર્જનહાર, માલિક અને સાચો સંરક્ષક છે, તેથી તે જ મનુષ્યનો સત્તાધીશ પણ છે, અને તેનો જ અધિકાર છે કે તે મનુષ્યને દીન અને શરીઅત (ધર્મ-વિધાન) આપે અને મનુષ્યો વચ્ચેના મતભેદોનો ફેંસલો કરી બતાવે કે સત્ય શું છે અને અસત્ય શું. આ જ આધાર ઉપર અલ્લાહે આરંભથી મનુષ્ય માટે એક દીન ઠેરવ્યો છે.

તે એક જ દીન (ધર્મ) હતો જે દરેક યુગમાં તમામ પયગંબરોને પ્રદાન કરવામાં આવ્યો. કોઈ પણ પયગંબર કોઈ અલગ ધર્મનો પ્રસ્તુતકર્તા ન હતો. તે જ એક દીન પ્રથમ દિવસથી માનવવંશ માટે અલ્લાહ તરફથી ઠેરવવામાં આવતો રહ્યો છે, અને બધા જ તેના જ અનુયાયી અને તેના જ તરફ બોલાવતા રહ્યા છે.

તે દીન ક્યારેય માત્ર માની લઈને બેસી રહેવા માટે મોકલ્યો નથી, બલ્કે હંમેશાં

કામ અલ્લાહનું છે. તે જ અલ્લાહ મારો રબ (પ્રભુ) છે, તેના ઉપર જ મેં ભરોસો કર્યો, અને તેના જ તરફ હું વળું છું.

૧૧. આકાશો અને ધરતીનો સર્જનહાર, જેણે તમારી પોતાની જાતિમાંથી તમારા માટે જોડીઓ પેદા કરી, અને આવી જ રીતે પશુઓમાં પણ (તેમની જ સહજાતિની) જોડીઓ બનાવી, અને આવી જ રીતે તે તમારા વંશોને ફેલાવે છે. સૃષ્ટિની કોઈ વસ્તુ તેના સમાન નથી, તે બધું જ સાંભળનાર અને જોનાર છે.

૧૨. આકાશો અને ધરતીના ખજાનાની ચાવીઓ તેના જ પાસે છે. જેને ચાહે છે વિશાળ રોજી આપે છે અને જેને ચાહે છે પ્રમાણસર રોજી આપે છે, તેને દરેક વસ્તુનું જ્ઞાન છે.

૧૩. તેણે તમારા માટે દીન (ધર્મ)ની તે પદ્ધતિ નક્કી કરી છે જેનો આદેશ તેણે નૂહને આપ્યો હતો અને જેને (હે મુહમ્મદ !) હવે તમારા તરફ અમે વહી દ્વારા મોકલી છે, અને જેનો આદેશ અમે ઈબ્રાહીમ અને મૂસા અને ઈસાને આપી ચૂક્યા છીએ, તે તાકીદ સાથે કે આ દીન (ધર્મ)ને સ્થાપિત કરો અને તેના મામલામાં વહેંચાઈ ન જાઓ. આ જ વાત આ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ને ભારે નાપસંદ પડી છે જેના તરફ (હે મુહમ્મદ) તમે એમને આમંત્રણ આપી રહ્યા છો. અલ્લાહ જેને ચાહે છે, પોતાનો બનાવી લે છે અને તે પોતાના તરફ આવવાનો માર્ગ તેને જ દેખાડે છે, જે તેના તરફ વળે.

૧૪. લોકોમાં જે વિભાજન થયું ત એ પછી જ થયું કે તેમના પાસે જ્ઞાન આવી ગયું હતું, અને એ કારણે થયું કે તેઓ એક-બીજા ઉપર અતિરેક કરવા માગતા હતા. જો તારો રબ (પ્રભુ) પહેલાંથી જ આ ફરમાવી ન ચૂક્યો હોત કે એક નિશ્ચિત મુદ્દત સુધી નિર્ણય મુલત્વી રાખવામાં આવશે તો આમનો ફેંસલો ચુકાવી દેવામાં આવ્યો હોત, અને સત્ય એ છે કે આગળના લોકો પછી જે લોકો ગ્રંથના ઉત્તરાધિકારી બનાવવામાં આવ્યા તેઓ તેના વિષે ભારે વ્યાકુળતાભરી શંકામાં પડેલા છે.

૧૫. (આમ એવી સ્થિતિ પેદા થઈ ચૂકી છે) તેથી હે મુહમ્મદ ! હવે તમે તે જ દીન (ધર્મ) તરફ આમંત્રણ આપો, અને જેવી રીતે તમને આદેશ આપવામાં આવ્યો છે તેના જ ઉપર દૃઢતાપૂર્વક કાયમ થઈ જાઓ, અને આ લોકોની ઈચ્છાઓને ન અનુસરો, અને આમને કહી દો, ‘‘અલ્લાહે જે ગ્રંથો પણ અવતરિત કર્યા છે હું તેના ઉપર ઈમાન લાવ્યો, મને આદેશ આપવામાં આવ્યો છે કે હું તમારા દરમ્યાન ન્યાય કરૂં. અલ્લાહ જ અમારો રબ (માલિક અને પાલનહાર) પણ છે અને



તમારો રબ પણ. અમારા કર્મો અમારા માટે છે અને તમારા કર્મો તમારા માટે. આપણા વચ્ચે કોઈ તકરાર નથી. અલ્લાહ એક દિવસે આપણને સૌને એકત્ર કરશે અને તેના જ તરફ સૌને જવાનું છે.’’

૧૬. અલ્લાહના આમંત્રણનો સ્વીકાર કર્યા પછી જે લોકો (સ્વીકાર કરનારાઓ સાથે) અલ્લાહ વિષે ઝઘડા કરે છે, તેમનો વાદ-વિવાદ તેમના રબ નજીક ખોટો છે, અને તેમના ઉપર તેનો પ્રકોપ છે અને તેમના માટે કઠોર યાતના છે.

૧૭. તે અલ્લાહ જ છે જેણે સત્યપૂર્વક આ ગ્રંથ અને તુલા (શરીઅત અર્થાત્ ઈસ્લામી ધર્મ-વિધાન, જે સત્ય અને અસત્ય, ઉચિત અને અનુચિત, સાચું અને ખોટું તથા ન્યાય અને અન્યાય વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરી દે છે.) અવતરિત કર્યા છે અને તમને શું ખબર, કદાચ નિર્ણયની ઘડી નજીક જ આવી પહોંચી હોય.

૧૮. જે લોકો તેના આવવા ઉપર ઈમાન ધરાવતા નથી તેઓ તો તેના માટે ઉતાવળ કરે છે, પરંતુ જે લોકો તેના ઉપર ઈમાન ધરાવે છે તેઓ તેનાથી ડરે છે અને જાણે છે કે તે ચોક્કસ આવવાની છે. બરાબર સાંભળી લો, જે લોકો તેના આગમન વિષે શંકામાં નાખનારી ચર્ચાઓ કરે છે તેઓ પથભ્રષ્ટતામાં ઘણે દૂર નીકળી ગયા છે.

૧૯. અલ્લાહ પોતાના બંદાઓ ઉપર ઘણો મહેરબાન છે. જેને જે કંઈ ચાહે છે, આપે છે અને તે ખૂબ જ શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે. (રુકૂઅ-૨)

૨૦. જે કોઈ આખિરત (પરલોક)ની ખેતી ચાહે છે તેની ખેતીને અમે વધારીએ છીએ, અને જે દુનિયા (આલોક)ની ખેતી ચાહે છે તેને દુનિયા (આલોક)માંથી જ આપીએ છીએ પરંતુ આખિરત (પરલોક)માં તેનો કોઈ હિસ્સો નથી.

૨૧. શું આ લોકો અલ્લાહના કંઈક એવા ભાગીદાર રાખે છે જેમણે એમના માટે દીન (ધર્મ)નું સ્વરૂપ ધરાવતી એક એવી પદ્ધતિ નિર્ધારિત કરી દીધી છે જેનો અલ્લાહે આદેશ આપ્યો નથી ? જો ફેંસલાની વાત નક્કી કરી નાખવામાં આવી ન હોત તો તેમનો ઝઘડો ચૂકવી દેવામાં આવ્યો હોત. નિઃશંક આ અત્યાચારીઓ માટે દુઃખદાયી યાતના છે.

૨૨. તમે જોશો કે આ અત્યાચારીઓ તે વખતે પોતાની કરણીના અંજામથી ડરી રહ્યા હશે અને તે તેમના ઉપર આવીને રહેશે. આનાથી વિપરીત, જે લોકો ઈમાન લઈ આવ્યા છે અને જેમણે સદ્કાર્યો કર્યા છે તેઓ જન્નત (સ્વર્ગ)ના બાગોમાં હશે, જે કંઈ પણ તેઓ ઈચ્છશે પોતાના